# માનવી ખંડિયેરો

પેરી બર્જેસકૃત Who Walk Alone

( એક રક્તપિત્તીની આત્મકથા )

ભાષાન્તરકારો

કાકા કાલેલકર

કિશોરલાલ મશરૂવાળા




નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# કેટલાંક ઉપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| આત્મકથા | ગાંધીજી | ૨—૦—૦ |
| એક સત્યવીરની કથા | ,, | ૦—૨—૦ |
| ગાંધી વાઇસરૉય પત્રવહેવાર | ,, | ૨—૮—૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ,, | ૦—૬—૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ,, | ૦—૧૨—૦ |
| હિંદસ્વરાજ | ,, | ૦—૬—૦ |
| મારી જીવનકથા | જવાહરલાલ નેહરુ | ૪—૦—૦ |
| જગતના ઇતિહાસનું રેખાદર્શન ખંડ – ૧ | ,, | ૫—૦—૦ |
| ,, ,, ,, ,, – ૨ | ,, | ૬—૦—૦ |
| એક ધર્મયુદ્ધ | મહાદેવ દેસાઈ | ૦—૬—૦ |
| ત્રણ વાર્તાઓ | ,, | ૧—૦—૦ |
| વિરાજ વહુ | ,, | ૦—૧૦—૦ |
| સંત ફ્રાન્સિસ | ,, | ૦—૬—૦ |
| સ્મરણયાત્રા | કાકા કાલેલકર | ૨—૦—૦ |
| હિમાલયનો પ્રવાસ | ,, | ૧—૪—૦ |
| ભારત સેવક ગોખલે | જુગતરામ દવે | ૧—૮—૦ |
| જમનાલાલજી | | ૦—૬—૦ |
| જીવનનાં ઝરણાં | | ૨—૮—૦ |
| માનવ અર્થશાસ્ત્ર | | ૬—૦—૦ |
| કળા એટલે શું ? | | ૩—૮—૦ |
| હિંદની અંગ્રેજ વેપારશાહી | | ૪—૦—૦ |
| આધુનિક ભારત | | ૬—૦—૦ |
| હિંદનો કોમી ત્રિકોણ | | ૩—૦—૦ |
| હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર | | ૧—૮—૦ |
| હજરત મહંમદ અને ઇસ્લામ | | ૬—૦—૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | કિશોરલાલ ઘ૦ મશરૂવાળા | ૦—૧૨—૦ |
| હિંદુસ્તાની ગુજરાતી કોશ | મગનભાઈ દેસાઈ | ૪—૦—૦ |

# માનવી ખંડિયેરો

## ( Who Walk Alone )

એક રક્તપિત્તીની આત્મકથા

મૂળ લેખક
**પેરી બરજેસ**
પ્રમુખ, અમેરિકન લેપ્રસી ફાઉન્ડેશન

ભાષાન્તરકારો :
**કાકા કાલેલકર**
**કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા**

“ केटलुं विचित्र छे के, मनुष्योने खंडियेर थयेला अेकाद मंदिरमांथी भव्य प्रेरणा मळे छे, पण खंडियेर थयेला मानवीमां मात्र तेने तेओ जोअी शकता नथी ! ” —**चेस्टरटन**



**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

સમર્થ કલાકૃતિ તરીકે જગબત્રીશીએ ચડેલી હોય, છતાં કોઈ નવલકથાનો અનુવાદ કરવા અમે પ્રેરાઈશું કે કેમ એ વિષે અમને શંકા છે. છતાં આ નવલકથાનું ભાષાંતર કરવા અમે તૈયાર થયા. માટે ટૂંકામાં એનું કારણ જણાવવું જોઈએ.

એક રીતે જોઈએ તો આ નવલકથામાં કોઈ પણ સફળ નવલકથામાં જોઈતાં બધાં તત્ત્વો છે : અમેરિકા અને પ્રખ્યાત ફિલિપાઈન ટાપુઓ વચ્ચે આ નવલકથા વહેંચાયેલી છે. અમેરિકા અને ફિલિપાઈન વચ્ચેનો સંબંધ, એ ટાપુઓના રહીશોની રહેણીકરણી, એ બે અસમાન પ્રજાઓ વચ્ચેનો રાજકીય સંબંધ વગેરે અનેક આકર્ષક ઐતિહાસિક વિષયો એમાં છે. બેત્રણ પ્રણયપ્રસંગ, બહાદુરીના કેટલાક દાખલાઓ, ઉત્તમ નિષ્ઠાના નમૂનાઓ, રમૂજ પમાડનારાં સંભાષણો, ઉષ્ણ પ્રદેશની સમૃદ્ધ વનશ્રીનાં વર્ણનો વગેરે રસિક તત્ત્વો પણ આમાં છૂટથી વેરેલાં છે. મૂળે આ વાર્તા ચિત્રપટની દૃષ્ટિએ વિચારાઈ હોય એવી શંકા આવે છે.

છતાં, બીજી રીતે જોઈએ તો એમાં સમર્થ નવલકથાની કોઈ ભારે વસ્તુસંકલના નથી. એનું એકમાત્ર પ્રયોજન કુષ્ઠરોગ જેવી અસાધારણ આપત્તિમાંયે ધીરજ અને પુરુષાર્થ દાખવનારા એક જીવનવીરની કહાણી કહેવાનું જ છે.

પ્રથમ વેલોર સેંટ્રલ જેલમાં અને પાછળથી સીવની જેલમાં આ ચોપડી મૂળ અંગ્રેજીમાં અમારામાંના ઘણાકે વાંચી, અને ઘણાખરા

ઉપર તેની સમભાવ જગાડવાની અસાધારણ શકિતનો પ્રભાવ પડયો. ઘણાખરાને તે રોચક તેમ જ મહત્ત્વની લાગી. આમાં રોગીઓ પ્રત્યે દયા પેદા કરવાનો પ્રયત્ન નથી, પણ કોઢીઓ પણ આપણા જેવા જ માણસ છે, અને મનુષ્ય તરીકે બીજા મનુષ્યોના સહકાર, સમભાવ અને આદરના અધિકારી છે એ આમાં સ્વાભાવિક રીતે સિદ્ધ કરેલું છે. ભાવનાશીલ તથા નાજુક મનના માણસોને કોઢ અસ્વસ્થ કરી મૂકે છે કે ચીતરી ચડાવે છે. છતાં, આ ચોપડીમાં કોઈને ચીતરી ચડે, વિહ્વલ કરી મૂકે, કે ચિત્ત મલૂલ થાય એવું લાગશે નહીં. ઊલટું, એક વીરગાથા વાંચ્યાની પ્રસન્નતા લાગશે.

આ ચોપડીનો આપણી ભાષાઓમાં અનુવાદ થવો જોઈએ એમ અમને બંનેને સ્વતંત્રપણે લાગ્યું. પહેલાં બહારના કોઈ મિત્રને તેવી સૂચના કરવાનો વિચાર થયો. પણ પાછળથી વિચાર્યું કે અમારી પાસે પડેલી ફરજિયાત નવરાશનો અમારે જ એ કામમાં ઉપયોગ કરી લેવો. આમ અમે આને ગુજરાતીમાં ઉતારવાનું નક્કી કર્યું.* અનુવાદકળામાં અને શબ્દો ઘડવામાં અમને બંનેને રસ હોવાથી આ અનુવાદ કરતાં અમને એકબીજાનો જે બૌદ્ધિક કે સાહિત્યિક સહવાસ મળ્યો તે બંનેને માટે આ બંદીવાસનું એક આનંદપ્રદ પ્રકરણ નીવડયું; અને તે અમારું મહેનતાણું અમને પહેલાંથી જ મળી ગયું છે.

આ નવલકથાને ભાષા સિવાય કોઈ બીજા પ્રકારનો દેશી પહેરવેશ આપ્યા વગર એના વિદેશી ચોકઠામાં જ આપવાનું અમે ઠરાવ્યું. એને દેશી વેશ આપવા જતાં, તે એક સત્ય વૃત્તાંત છે એમ ન જ કહી શકાત. વળી, આપણા રસો હવે વિવિધ અને ઊંડા થયા છે. દુનિયાના તમામ દેશોની સ્થિતિ જાણવા વિષે આપણામાં ઓછીવત્તી ઉત્સુકતા જાગી છે. દેશ દેશાન્તરની વાતો અને વિગતો, તેમનો ઇતિહાસ તથા તેમના પ્રશ્નો જેવા ને તેવા જ જાણવાનો આપણામાં રસ પેદા થયો છે.

---

* આ અનાયાસે જ ઠીક થયું લાગે છે. કારણ કે હાલમાં મૂળ પુસ્તક બજારમાં મળતું જ નથી એમ જણાય છે.

તેમાંયે ફિલિપાઇન બેટો વર્તમાન મહાયુદ્ધમાં અમેરિકા-જાપાન વચ્ચે મહત્ત્વનું રણાંગણ બનેલું છે, અને આ પુસ્તકનો મોટો અંશ તે બેટોને લગતો જ છે. આથી આ નવલકથામાં કેવળ ભાષાને જ ગુજરાતી વેશ આપી, — અને જરૂર લાગી ત્યાં તેમાંયે અંગ્રેજી શબ્દોને પણ રહેવા દઈ, — ત્યાંના લોકોના રિવાજો, શિષ્ટાચારો વગેરે બધું જેવું ને તેવું જ રાખ્યું છે. આમ કરવાથી ચિત્ર પ્રામાણિક થાય છે, અને ભાષાના સ્વભાવ ઉપર અત્યાચાર ન થયો હોય તો આપણી ભાષાની શક્તિ પણ ખીલે છે. આ બાબત અમે એક આદિ નોંધમાં વિગતવાર રજૂ કરી છે. મૂળ વસ્તુને માત્ર એકબે જગ્યાએ જ અમે કંઈક ટૂંકાવી છે.

ફિલિપાઇન ટાપુઓ પર અમેરિકાનું રાજ થયું તે પહેલાં ત્યાં સ્પેન દેશનું રાજ્ય હતું. ફિલિપાઈનો એ રાજ્યથી અસંતુષ્ટ હતા, અને પ્રજામાં કેટલાંક ક્રાંતિકારી દળો પણ હતાં. તેટલામાં અમેરિકા અને સ્પેન વચ્ચે લડાઈ જાગી, અને અમેરિકાએ ફિલિપાઇન બેટો પર ચડાઈ કરી. અને સ્પેનને હરાવી બેટો પર કબજો કર્યો. તે ચડાઈને કેટલાક ફિલિપાઇન દેશભક્તોએ મદદ પણ કરી. તે માનતા હતા કે પરગજુ અમેરિકનો ફિલિપાઇન બેટોને સ્પેનના જુલમમાંથી છોડાવી ચાલ્યા જશે. પણ અમેરિકાએ ફિલિપિન પ્રજાને 'સ્વરાજ માટે લાયક' બનાવવાનો ભાર પોતાને માથે લીધો, અને 'ક્રમશઃ સ્વરાજ' આપવાનું ઠરાવ્યું. એ સ્વરાજ દાન કટકે કટકે અપાતું હતું, તેટલામાં હમણાંની લડાઈ જાગી, ને જાપાને એ ટાપુઓ પર કબજો કરી અમેરિકાનો ભાર પોતાને માથે ઉપાડી લીધો. હવે ફિલિપાઈનોને સ્વરાજ માટે લાયક બનવાની તાલીમ કોણે આપવી તે બાબત અમેરિકા અને જાપાન વચ્ચે સખત હરીફાઈ ચાલી રહી છે, અને છેવટનું પરિણામ શું આવશે તે કહી શકાતું નથી. દરમ્યાનમાં, આ નવલકથામાં વર્ણવેલાં આદર્શ કુટુંબાલયો ભાંગી ગયાં હોય એવોયે સંભવ છે. સ્પેન અને અમેરિકા વચ્ચે જે યુદ્ધ થયું તેનો ઇતિહાસ ન જાણીએ, તોયે આ નવલકથા સમજવામાં મુશ્કેલી નહીં આવે, છતાં જિજ્ઞાસુ વાચકના લાભ માટે આ બેટોનાં ટૂંક ઇતિહાસ-ભૂગોળ એક બીજી આદિનોંધમાં આપ્યાં છે.

આ નવલકથાને અંગે જે ચર્ચા કે વિવેચન કરવા લાયક છે તે પ્રસ્તાવનામાં ન આપતાં કથાને અંતે મનન રૂપે લખ્યાં છે. વચ્ચે વચ્ચે જ્યાં ટીપો આવે છે તે બધી મૂળ લેખકની નહીં, પણ અમારી જ છે.

સીવની જેલ, **કાકા કાલેલકર**
આગસ્ટ ૧૯૪૪ **કિશોરલાલ ઘ૦ મશરૂવાળા**

તા. ક.—ઉપરનું લખાયે બે વર્ષથી વધુ થઈ ગયાં. દરમ્યાનમાં લડાઈ પૂરી થઈ, ફિલિપાઇન બેટો પાછા અમેરિકાના તાબામાં આવ્યા, અને તેમણે છેલ્લી ૪થી જુલાઈને દિવસે ફિલિપાઇન બેટોની એક સ્વતંત્ર્ય રાજ્ય તરીકે જાહેરાત કરી છે, એ વાત વાચક ધ્યાનમાં રાખે.

આ અનુવાદ છાપવા માટે મૂળ પુસ્તકના લેખક મિ. પેરી બરજેસ, જે અમેરિકન લેપ્રસી ફાઉન્ડેશનના પ્રમુખ છે, તેમણે ઉદારતાથી પરવાનગી આપવા માટે તેમનો આભાર માનીએ છીએ. આ પુસ્તકની બચત મહારોગનિવારણના કામોમાં જ વાપરવાનો સંકલ્પ છે.

**કા૦ કા૦**
રેંટિયા બારસ, ૧૯૪૬ **કિ૦ ઘ૦ મ૦**

# ભાષા વિષે નોંધ

## જોડણી

ગુજરાતી કે પરદેશી શબ્દોની જોડણી બાબતમાં અમે નીચેના નિયમે વરત્યા છીએ :

૧. ગુજરાતીમાં નહિ – નહીં બંને રૂપો શુદ્ધ મનાયેલાં છે. સાધારણ ટેવ 'નહિ'ની છે. પણ હિંદી તથા મરાઠીમાં અનુક્રમે 'નહીં' અને 'નાહીં' જ લખાય છે. આથી, ત્રણે ભાષાઓમાં સરખાપણું લાવવા અમે હવેથી 'નહીં' લખવાનું શરૂ કર્યું છે.

૨. ગુજરાતી લેખનપદ્ધતિમાં અકારાન્ત વ્યંજન હોય કે લખાય તોયે અનેક શબ્દો હલન્તની જેમ ઉચ્ચારાય છે. અકારનો સ્પષ્ટ ઉચ્ચાર ક્યાં કરવો અને ક્યાં ન કરવો તે રૂઢિથી જણાય અથવા એવો શબ્દકોષ હોય તો તેની મદદથી જણાય. અમે એને અનુસરી ગોટાળો થવાનો સંભવ ન હોય ત્યાં ગુજરાતી તેમ જ વિદેશી શબ્દોની જોડણીમાં બનતાં સુધી જોડાક્ષરો ટાળી, અકારાન્ત વ્યંજનો રાખ્યા છે. આ રીત ખાસ કરી અકારવાળા શબ્દોને લાગુ પાડી છે. દા. ત. અંગરેજી, કબરસ્તાન, કંટરાકટ, કાનફિરન્દી, ગરજ્યો, તાડપતરી, દરદી, વરતે, આ બધામાં 'ર' આગલા કે પાછલા વ્યંજન જોડે જોડાક્ષરની જેમ ઉચ્ચારાય છે. આ જ પ્રમાણે 'પેન્શન' નહીં, પણ 'પેનશન' લખ્યું છે. એવા બીજા પણ કેટલાક શબ્દો છે.

૩. Jane, cake, base, spain, train જેવા અંગરેજી શબ્દોમાંથી કેટલાક જે રૂઢ થઈ ગયા છે, તેની ગુજરાતી જોડણી ટ્રેન, સ્પેન, કેક વગેરે લખવાની રીત છે, અને તેના ઉચ્ચાર પણ તેમ લખાતા ગુજરાતી શબ્દો જેવા જ થઈ ગયા છે. છતાં તે જ શબ્દોનો અંગરેજી વાંચતાં અંગરેજી ઉચ્ચાર કરીએ છીએ. સામાન્ય લેખનમાં એક માત્રાની જોડણી ભલે થાય. પણ શબ્દકોશમાં તેનો સાચો ઉચ્ચાર બતાવવાની રીત હોવી જોઈએ. એ શબ્દોને જેઈન, ટ્રેઈન ઇ. લખવાથી

પણ ગોટાળો થાય. અમે તેને માટે જૅન, ટ્રૅન, સ્પૅન એવી પદ્ધતિ સૂચવી છે, અને નમૂનાદાખલ આ પુસ્તકમાં તેને અનુસર્યા છીએ. અમે એમ સૂચવવા નથી ઇચ્છતા કે સામાન્ય લેખનમાં આવી ઝીણવટ ઉમેરવી જ જોઈએ. આવા દશેક શબ્દો આ પુસ્તકમાં આવે છે.

૪. એ જ રીતે share, square, pair વગેરે શબ્દોની જોડણી શેર, સ્કવેર, પેર કરીએ, કે શૅર સ્કવૅર, પૅર કરીએ, બંને રીતે ગોટાળો થાય છે. એનો એકાર bay જેવો પણ નથી અને bat જેવો પણ નથી. અમે તે દેખાડવા એવા શબ્દોની જોડણી શૅ'ર, સ્કવૅ'ર કરી છે. 'ચિહ્ન હ્રસ્વ અકાર દર્શક છે. આવા શબ્દો બહુ થોડા જ છે. આ પુસ્તકમાં ઘણું કરીને બે જ આવે છે.

૫. જ્યાં ખાસ કારણ ન હોય, ત્યાં અમે સામાન્ય રીતે 'ઍ'ને બદલે 'આ'નું ઉચ્ચારણ ગુજરાતીમાં રાખ્યું છે. દા. ત. આગરામોન્ટ, આગ્વિનાલ્ડો, આગ્વિલાર, કાલકાન, કાવાઈટ, કોલોરાડો, રાવિનો, સાંચો, સામ, ઇ.

૬. આ પુસ્તકમાં ઘણાં સ્પૅનિશ નામો અને શબ્દો આવે છે. તેના સાચા ઉચ્ચાર મેળવવા અમે એક સ્પૅનિશ ભાષા જાણનાર બહેનની મદદ મેળવી છે. છતાં, એની સચ્ચાઈ વિષે દરેક જગ્યાએ ખાતરી નથી. એક શબ્દ વિષે ખાસ લખવાનું છે. Juanનો ઉચ્ચાર અમે જુઆન (=જૉન) કર્યો છે. પણ અમને એમ કહેવામાં આવ્યું છે કે સ્પૅનિશ ભાષામાં juનો ઉચ્ચાર ખ થાય છે, એટલે ખ્વાન. તે જ પ્રમાણે jનો ઉચ્ચાર અંગ્રેજી સિવાય યુરોપની ઘણીખરી ભાષાઓમાં 'ય' થાય છે. એટલે Jacildoનો ઉચ્ચાર 'યાસિલ્ડો' હોવા સંભવ છે. પણ ખાતરી લાયક માહિતીને અભાવે અમે અંગરેજી રૂઢિને અનુસર્યા છીએ. રોમન લિપિની એ વિચિત્રતા છે કે એક જ અક્ષરના જુદા જુદા દેશોમાં તેમ જ એક જ ભાષામાંયે જુદા જુદા કે અનેક ઉચ્ચારો થાય છે. દા. ત. of નો ઉચ્ચાર ઑવ્ અને vonનો ઉચ્ચાર ફોન્! આમાં અમે સામાન્ય રીતે અંગ્રેજી રૂઢિને અનુસર્યા છીએ. કેટલીક જગ્યાએ cનો ઉચ્ચાર ચ કે સ થતો હશે, અમે ક બતાવ્યો હોય એ સંભવ છે. સ્પૅનિશ ભાષામાં ગ્નનો ઉચ્ચાર પણ છે.

દા. ત. Malacananનો ઉચ્ચાર માલાકાગ્નાન થાય; પણ ઉચ્ચારની સરળતા માટે અમે માલાકાંયાન કર્યો છે. પણ Sanchoને સાંચો લખીએ તો તે અર્ધાનુનાસિક લાગવા સંભવ હોવાથી અમે શરૂઆતમાં સાગ્ચો જ લખ્યું છે, અને પાછળથી એ ઉચ્ચાર ધ્યાનમાં રહ્યો હશે એમ માની સાંચો કર્યું છે. અહીં સંસ્કૃત યુક્તાક્ષરના ઉચ્ચારણના નિયમ મુજબ સાંચોના ઉચ્ચારમાં 'સાં' ઉપર ભાર મૂકવો જોઈએ.

## અંગરેજી અને પરદેશી શબ્દો

પુસ્તકમાં અમે કેટલાક અંગરેજી તથા બીજા પરદેશી શબ્દોને જેમના તેમ રાખ્યા છે, કેટલાકને માટે દેશી શબ્દો વાપર્યા છે, અને કેટલાકના દેશી શબ્દો રાખ્યા છતાં અંગરેજીનોયે વિકલ્પે ઉપયોગ કર્યો છે. ઘણા શબ્દો તો સામાન્ય બોલચાલમાં એટલા રૂઢ થઈ ગયા છે કે તેને માટે દેશી શબ્દ યોજવા કે વાપરવાનો આગ્રહ રાખવો વિચિત્રતા જ ગણાય. આમાં અમેરિકન, સ્પૅનિશ જેવા પરદેશી પ્રત્યયો લગાડેલા શબ્દોનો પણ સમાવેશ થાય છે. કેટલાક રૂઢ નથી છતાં નવા ગુજરાતી કરતાં અંગરેજી જ વધારે સહેલો અને રૂઢ થવા લાયક હોવાથી દેશી શબ્દની યોજના થોડીક ભાષાની કસરત લાગવાનો જ સંભવ છે. છતાં એવી થોડીક કસરત કરી પણ છે. આ પુસ્તકમાં આવેલા બધા અંગરેજી અને પરદેશી શબ્દોની સંખ્યા લગભગ ૧૪૦ જેટલી થવા જાય છે. પણ એનો મોટો ભાગ તો ઘણો પ્રચલિત જ છે. જેમ કે, મોટર, સ્ટીમર, ટ્રેન, બોટ, સ્ટેશન, ડેક, ગવરનર, જનરલ, મેજર, મેયર, ડૉક્ટર વગેરે. કેટલાક ઓછા પ્રચલિત શબ્દોની યાદી નીચે આપી છે:

આલ્કોહોલ (દારૂ, સ્પિરિટ), આરમાર, ઈન્ટ્રા–મરક્યૂલર ( માંસમાં), ઍસિડફ્રૉસ્ટ ( તેજાબખમ ), ઍનિલાઈન, ઓ. કે. ( બરાબર, સરસ ), ઓવરટાઈમ ( વધારે વખત ), ઑરકિડ ( ફૂલરો, વાંદો ), કેપ્સ્યૂલ ( ડબ્બી ગોળી ), ક્વૉરંટીન ( સૂતક,–૦ઘર,–નીરખ૦ ), કારાબાઉ ( એક જાતની ભેંસ ? ), કોગન ( હાથિયું ઘાસ ), જેક્કો ( એક જાતનો સરડો ), ટામારાઉ, ટામારુ ( એક જાતનું જંગલી ગાય જેવું પ્રાણી ), ટિએન્ડા ( ઘરેણાં ), ટી. બી. ( ક્ષય ), ટૂબા (તાડી), નૅગેટિવ ( જંતુમુક્ત ), પામબીચ, પૉર્ચ ( ઓટલો ), પૉઈનસેટિયા ( તાંબાપાન, તામ્રપર્ણી ),

ફ્રાધર (પાદરી), ફાયરપ્રૂફ (આગરોક), ફ્રેન્જિપાનિ (ચમેલી), ફિલિપિન (ફિલિપાઈન્સનો વતની), બૅઝબૉલ (એક રમત), મેથિલિન-બ્લૂ, મેપલ, મૉડેલ (આબારૂપ), રી-ઍક્શન (વિ-પરિણામ, તીવ્રવેદના) રેફ્રીજરેટર (ઠારપેટી), લૉકેટ, લૉન (હરિયાળુ, ઘાસચોગાન), વૉટરવર્ક્સ (પાણીખાતું), શૅકહૅન્ડ, સામકાકા (અમેરિકા), સિસ્ટર (નર્સ), હરિકેન (વાવાઝોડું, તોફાન), –લૅમ્પ (પવનટક ફાનસ) સેન્ડવિચ (પૂરણ રોટી) હિડનોકાર્પસ (ચોલમોગરો) વગેરે.

## નવા શબ્દો અને પ્રયોગો

અંગરેજી અથવા પરદેશી શબ્દો કે રૂઢિપ્રયોગોને માટે અથવા સ્વતંત્ર રીતે અમે યોજેલા નવા શબ્દો અથવા બીજા પ્રાન્તના શબ્દો તથા નવા પ્રયોગોની યાદી નીચે આપી છે:

અંગલૂછણું (sponge), અલ્‌વિદા (good-bye), અલાગણો (insensitive), અસૂઝ (perplexion), અહંભાર (self-consciousness), આંખજીભો (જેની આંખો તેના ભાવને સમજાવતી હોય તેવો), આગરોક (ફાયરપ્રૂફ), આદતજૂની, કાચી મુક્તિ (પૅરોલ), કર્મચારી, કામદાર (staff), કામસાજ (rough and ready), કૂકરાણ (કૂકડાનો ઘોંઘાટ), ખંડ (વૉર્ડ). ખમતલ (ખમી શકનારું), ગવાક્ષ, ગોખબારી (સ્ટીમરની નાની બારી), ઘડતુશક્તિ (drafting skill), ઘરવેલી (ભુવનવલ્લરી)–(air-plant), ઘાસચોગાન, હરિયાળુ, (lawn), ચાલીપુલ, ચોરછુટ્ટી (ગાપચી escapade), છાપામાર લડાઈ (guerilla warfare), જંતુમુક્ત (નૅગેટિવ), જંતુશુદ્ધ (disinfected), જાણપ (feeling), જોડખંડ (બે ઓરડાને જોડનારી નાનકડી ચાલ જેવો ઓરડો), ટેવવણી (અભ્યાસ, પ્રૅક્ટિસ), ઠારપેટી (રેફ્રીજરેટર), ઠેકડીચિત્ર (કારટૂન), ડરરાખુ (scared), ડબ્બી ગોળી (capsule), ઢાળડો (ઢાળના જેવો દાદર), તરામણું (swimming bath), (કોઢનો) તીવ્રહુમલો (leper reaction), તૂતકભર, તેજાબખમ (acid-fast), દીવાઘર (સ્ટૅન્ડ), ધંધાનજરી, નિગરાણી (observation), નિક્ષેપ (non–infectious), નીરખ–સૂતક (quarrantine), પશુઈ દાક્તર

(પશુનો દાક્તર), પાટિયાસીડી (સ્ટીમર પર ચઢવા-ઊતરવાનું પાટિયું, gangplank), પાણડૂબી (સબમરીન), પાણીખાનું (વૉટરવર્ક્સ), પૂરગરમ (ગરમાગરમ), પૂરણ રોટી (સૅન્ડવિચ), ફુવારાનળ (spray-bath), ફૂલરો (ઑરકિડ), બહુરૂપી-ભૂંગળી (કલાઈડોસ્કોપ), બાબારૂપ (મૉડેલ), 'ભયંકર' ભલું, ભાલાવાડ (picket-fence), ભાંગ (બે હાર વચ્ચેથી જવાની જગ્યા aisle), ભુવનવલ્લરી (ધરવેલી air-plant), મંગળપ્રભાત (ગૂડમૉરનિંગ), મટાડ (recovery), મનગમ (મનને ગમનારું), મલમત (dressing), મુંડમાળ (ખોપરીઓની માળા પહેરનારા), યુદ્ધવિરામ (armistice), વાડવચ (વાડને વચ્ચે રાખીને), વાતસાથી, વાહવું (વાહન થવું), વિચારગંભીર (serious thinker), વિ-પરિણામ (reaction), વેગીરોગ (epidemic, રોગનું જોરમાં ફાટવું), ૦શાસ્ત્રી (epidemiologist), લાભફાળો (ડિવિડંડ), શિવરાત્રી (ગૂડનાઈટ), સંધ્યાવંદન (ગૂડ ઈવિનિંગ), સળગાવણી (લાઈટર), સિસોડવું (સિસોટી વગાડવી), સુરેખ (splendidly lined), (ધંધો) સૂંઘવો (ધંધો અજમાવી જોવો), સૂતક, -૦ઘર (ક્વૉરંટીન તથા તેની જગ્યા), સોનાચાંદ (સુવર્ણચંદ્રક), હરિયાણુ (ઘાસચોગાન, લૉન), હલટાવવું (થોભવા હુકમ કરવો), હવાબારી (વેન્ટિલેટર), 'હાડતોડ' તાવ (bonebreaking fever), હૈયા-ઉકલત (instinct, intuition).

# ફિલિપાઈન બેટો

છેલ્લી મોટી લડાઈમાં ફિલિપાઈન બેટોનું નામ સારી પેઠે પ્રસિદ્ધિમાં આવ્યું હતું. જાપાને શરૂઆતમાં જે દેશો ઝપાટાબંધ જીતી લીધા, તેમાં આ બેટોનો પણ સમાવેશ થતો હતો. જાપાનની હારને પરિણામે એ દેશો પાછા યુ. સ્ટે.ના હાથામાં આવ્યા, અને હમણાં જ ૪થી જુલાઈ ૧૯૪૬ (યુ. સ્ટે.ના સ્વાતંત્ર્યદિન)ને દિવસે યુ. સ્ટે.એ ફિલિપાઈન બેટોની સંપૂર્ણ સ્વતંત્રતા જાહેર કરી એ જાણીતી વાત છે.

આ બેટો એશિયાના પૂર્વ કિનારાથી લગભગ ૫૦૦ માઈલ દૂર દક્ષિણ ચીની સમુદ્રમાં આવેલા છે. તેમની કુલ સંખ્યા લગભગ ૩૧૫૦ જેટલી છે; પણ તે પૈકી ૧૧ બેટો જ મોટા છે, અને વીસેક મધ્યમ છે. બાકીનામાંથી ૨૭૭૫ તો એક ચોરસ માઈલથીયે ઓછા ક્ષેત્રફળવાળા છે. બેટોનું કુલ ક્ષેત્રફળ એક લાખ પંદર હજાર ચોરસમાઈલ (એટલે મુંબઈ ઇલાકા કરતાં કાંઈક ઓછું) અને તે પૈકી ૧૧ બેટોનું એક લાખ ચો. માઈલથી વધારે છે. એટલે ૯૨ ટકા જેટલી જમીન આ ૧૧ બેટોમાં આવી જાય છે.

આ વાર્તાના વર્ણનમાં આવેલો કોઢિસ્તાનનો બેટ — કુલિયન — વીસ મધ્યમ બેટોમાંનો છે. નકશાઓના સામાન્ય પુસ્તકોમાં તે ભાગ્યે જ બતાવેલો જણાશે. શાળાઓના ભીંતે ટંગાડવાના એશિયાના મોટા નકશામાં કદાચ મળી આવે. એનું સ્થાન મિન્ડોરોના નૈઋર્ત્ય ખૂણામાં આવેલા બુસુવાંગા બેટથી શરૂ થઈ, અને નૈઋર્ત્ય દિશામાં લંબાયેલી પાલાવાન અથવા પેરેગુઆ બેટો નામની દ્વીપમાળામાં છે. અને તે બુસુવાંગાની દક્ષિણે બીજો જ બેટ છે.

ભૂગોળની પરિભાષામાં ફિલિપાઈન્સ બેટો ઉત્તરરેખા ૪°-૪૦' તથા ૨૧°૧૦' અને પૂર્વ રેખા ૧૧૬°૪૦' અને ૧૨૬°૩૪' વચ્ચે છે. આનો અર્થ એ કે તે ઉષ્ણ કટિબંધમાં છે, અને મુંબઈથી કન્યાકુમારીનો



ફિલિપાઇન
ટાપુઓ
ઉ
પ
પૂ
દ
લ્યૂઝૉન
ફિલિપાઇન
સમુદ્ર
૧૫°
મનીલા
પ્રશાન્ત મહાસાગર
દક્ષિણ ચિની સમુદ્ર
મિંડોરો
બુસવાંગ
કુલિયન
સામાર
પાને
સેબુ
૧૦°
પાલાવન
મિ ડા ના ઓ
ઝાંબોઆંગ
બોર્નિયો
૫°
ડચ ઈસ્ટ ઇંડીઝ ટાપુઓ
૧૨૦° પૂર્વ રેખાંશ

પ્રદેશ ભૂગોળના જે ઉત્તરપટ્ટા પર આવેલો છે, લગભગ તે જ પટ્ટા પર આ બેટો લંબાઈમાં આવેલા છે. અને પહોળાઈમાં મુંબઈથી જગન્નાથપુરી જેટલા ભાગમાં ફેલાયેલા છે. એટલે એક રીતે સમગ્ર દક્ષિણ હિંદુસ્તાન જેટલો પ્રદેશ આ સીમાઓમાં આવે. પણ દક્ષિણ હિંદુસ્તાનનો એટલો ભાગ તો જમીનથી ભરેલો છે, જ્યારે આ ભાગ તો લાંબા અને સાંકડા બેટોથી જ ભર્યો છે, તથા ઘણો મોટો ભાગ સમુદ્ર જ છે. છતાં હવાપાણીની દૃષ્ટિએ દક્ષિણ હિંદુસ્તાન, અને બરમા તથા બીજા પૂર્વના પ્રદેશો તથા ફિલિપાઈન્સ વચ્ચે ઘણી સમાનતા છે.

લગભગ એકસરખી ગરમી, ખૂબ ભેજ, વરસાદ અને પ્રચંડ તોફાનો (ટાઈફૂન, વાવાઝોડાં) ફિલિપાઈન બેટોની આબોહવાનાં મુખ્ય લક્ષણો છે. કોઈ કોઈ જગ્યાએ શિયાળામાં ખૂબ ટાઢ પડે છે ખરી. પણ તેનું કારણ સ્થાનની ઊંચાઈ છે. ભૂતળની અને પહાડોની રચના પરથી એવું અનુમાન થાય છે કે પ્રાચીન કાળમાં એ બધા બેટો આનામની પર્વતમાળાનો ભાગ હશે, અને કોઈ પ્રચંડ ભૂકંપને પરિણામે એના નીચલા ભાગો પાણી તળે ડૂબી ગયા હશે, અને બહુ ઊંચા ભાગો જ બેટોના રૂપમાં રહી ગયા હશે. સમગ્ર બેટોમાં મળી બાર જાગતા જ્વાળામુખીઓ છે. એ વારંવાર ફાટતા નથી, પણ ધરતીકંપો તો વારંવાર થાય છે.

કારાબાઉ (ભેંસ જેવું એક નાનું પ્રાણી) અને ટામારુ (વગડાઉ ગાય જેવું પણ રાની ડુક્કર જેવું ભયંકર અને જબરદસ્ત પ્રાણી) એ બેને બાદ કરીએ તો આંચળવાળાં મોટાં પ્રાણીઓની ફિલિપાઈનમાં નજીવી હસ્તી છે. આ બે પ્રાણીઓ પણ ક્યાંક ક્યાંક જ છે. ટામારુને પાળી શકાતું નથી. બીજાં આંચળવાળાં પ્રાણીઓની પણ બહુ મોટી સંખ્યા કે વિવિધતા નથી. પણ ચિત્રવિચિત્ર પ્રકારનાં પક્ષીઓ ફિલિપાઈનની વિશેષતા કહી શકાય. ૧૯૦૬ સુધીમાં લગભગ સાતસો જાતનાં પક્ષીઓ નોંધાયાં હતાં, અને તેનો લગભગ અર્ધો ભાગ તો કેવળ આ બેટોમાં જ મળી આવનારાં છે.

બેટોની વનસ્પતિ પણ તરેહવાર અને ભરપૂર છે. આ પુસ્તકમાં ફિલિપાઈન્સના સૃષ્ટિસૌંદર્યનું સારું વર્ણન જોવામાં આવશે.

**પ્રજા** — સમગ્ર બેટોની કુલ વસ્તી ૧૯૦૩માં ૭૬ લાખ ઉપર નોંધાઈ હતી. જેમ અંદાજી ભાષામાં આપણે ૪૦ કરોડ કહેવાઈએ છીએ, તેમ તે આજે એક કરોડની કહી શકાય. એટલે કહો કે ગુજરાત જેટલી. એનો લગભગ ૯૯ ટકા ભાગ મલાયા વંશનો એટલે ઘઉંવર્ણો છે. લગભગ ૫૦ હજાર ચીની વંશનો એટલે પીતવર્ણો છે; ૨૦–૨૫ હજાર હબસી અથવા શ્યામવર્ણો છે, અને બાકીનો શુદ્ધ ગોરા કે ગોરા-અગોરાનો સંકર છે. હબશીવંશીઓનો મોટો ભાગ ત્યાંની આદિવાસી પ્રજા મનાય છે. તેમની સ્થિતિ પણ અહીંના આદિવાસીઓના જેવી જ પછાત છે, અને ધીમે ધીમે નાબૂદ થતી જાય છે.

પ્રજાનો ઘણો મોટો ભાગ — લગભગ ૯૦ ટકા — ખ્રિસ્તી બનેલો છે. તેમનામાં સાત ભાષાઓ છે, તે પૈકી વિસાયાન, ટાગાલોગ અને ઈલોકાનો મુખ્ય છે. તેમાંયે સૌથી મહત્ત્વની ભાષા વિસાયાન છે. સ્પેનને આ દેશ સાંપડ્યો, તે પહેલાં વિસાયાન ભાષા બોલનારી પ્રજા સૌથી વધારે સમૃદ્ધ અને સંસ્કારી હતી. પણ હવે ટાગાલોગ પ્રજા આગળ વધી ગઈ છે, અને એ જ અગ્રેસર ગણાય છે. ભાષાશાસ્ત્રીઓના મત પ્રમાણે 'ટાગાલોગ'નો 'તેલુગુ' સાથે ગાઢ સંબંધ હોવાનો સંભવ છે. એક પાદરી વિદ્વાને ટાગાલોગ ભાષામાં આવતા તેલુગુ શબ્દોની યાદી પણ બહાર પાડી છે. મોટાં શહેર અને મોટા બેટોમાં ટાગાલોગ બોલનારાઓ જ આગળ પડતી પ્રજા છે. પ્રજાનો કેટલોક ભાગ મુસલમાન પણ છે.

**ટૂંકો ઈતિહાસ** — મૅગેલાન નામના એક ફિરંગી (પોર્તુગીઝ) પણ સ્પેનના રાજ્યમાં નોકરી કરનાર એક ખલાસીને ઈ. સ. ૧૫૨૧માં આ બેટોનો પત્તો લાગ્યો, તે પહેલાં યુરોપના લોકોને તેના અસ્તિત્વની જાણ નહોતી. એણે તેનું નામ સાન-લાઝારસનો દ્વીપસમૂહ પાડ્યું. પણ એ ઉપર સ્પેન અને પોર્ટુગલ બંને દેશો હક બતાવવા લાગ્યા. સ્પેને તેનું નામ 'પશ્ચિમી બેટો' પાડ્યું, અને પોર્ટુગલે 'પૂર્વી બેટો' પાડ્યું! બેયની પાછળ જુદાં જુદાં કારણો હતાં. સ્પેન અને પોર્ટુગલ

વચ્ચે એક બહુ જૂનો કરાર થયેલો હતો. તેમાં તે બંનેએ આખી દુનિયાને પોતાની વચ્ચે અમુક રીતે વહેંચી નાંખી હતી. તે કરારની રૂએ આ બેટો પોર્ટુગલના રાજ્યના પૂર્વ છેડા પર આવેલા હતા, તેથી તેને તેમણે 'પૂર્વી બેટો' કહ્યા. પણ સ્પેનની દૃષ્ટિએ તે બેટો તેમના ભાગના પશ્ચિમ છેડા પર આવેલા હતા. તેથી તેમણે તેવું નામ પાડયું. સન ૧૫૨૯માં એ બે દેશો વચ્ચે થયેલી એક સંધિની રૂએ આ બેટો સ્પેને પોર્ટુગલના હકમાં છોડી દીધા. પણ સ્પેને આ સંધિનો ભંગ કરી સન ૧૫૪૨થી ૧૫૭૨ના ગાળા દરમ્યાન એક પછી એક બેટનો કબજો કરી લીધો અને સ્પેનના રાજા બીજા ફિલિપનું નામ આ બેટો સાથે જોડી સ્પેનનું રાજ્ય સ્થાપ્યું. ત્યારથી આ ભૂમિ ફિલિપાઇન બેટોને નામે ઓળખાવા લાગી. ફિલિપાઈન્સની રાજધાની મનીલા, તથા સેબુ વગેરે શહેરો આ ત્રીસ વર્ષો દરમ્યાન જ સ્થપાયાં.

સ્પેનિશ વિજેતા પોતાની સાથે કેટલાક ખ્રિસ્તી સાધુઓને લઈ ગયા હતા. એ સાધુઓએ ત્યાં ખ્રિસ્તી ધર્મનો અને સરકારે તંબાકુનો પ્રચાર કર્યો. અને બંનેએ મળી અનેક સારી સંસ્થાઓ સ્થાપી, તેમ જ બદીઓ પણ ફેલાવી.

ઈ. સ. ૧૭૬૨માં સ્પેન અને ઈંગ્લંડ વચ્ચેની લડાઈમાં અંગ્રેજોએ આ બેટોને જીતી લીધા હતા. પણ ૧૭૬૪માં થયેલી સંધિને પરિણામે તે પાછા સ્પેનને સોંપી દેવામાં આવ્યા.

સ્પેનનો અમલ ત્યાંની પ્રજાના હિતમાં નહોતો એ સમજાવવાની જરૂર નથી. સ્પેનિશ અધિકારીઓ પર ફિલિપિન પ્રજાનો અંકુશ તો નહોતો જ, પણ સ્પેનિશ સરકાર તરફથી પણ લગભગ મનમાં આવે તેમ વર્તવા અને લૂંટવાનો પરવાનો હતો. અધિકારનાં મુખ્ય પદો લિલામથી ખરીદી શકાતાં, અને આટલે દૂર પૂછનાર–ગાછનાર કોણ હોય ? છતાં, આ કામમાં યુરોપમાં સ્પેનનું રાજ્ય બીજાં રાજ્યો કરતાં વિદ્યા અને કળામાં મોખરે હતું, તેથી તેનીયે કેટલીક પ્રસાદી પ્રજાને અવશ્ય મળી.

આની સાથે જ પ્રજામાંયે જાગૃતિ આવી, અને સન ૧૮૨૫થી સ્વતંત્ર બનવાની ઇચ્છાનું બીજ વવાયું એમ કહી શકાય. પછી તો એક

પછી એક અનેક નેતાઓ અને શહીદો પાક્યા. તે પૈકી સૌથી વધુ પૂજ્ય બનેલા વીર **જોઝિ રિઝાલ** (૧૮૬૧થી ૧૮૯૬) નો થોડોક પરિચય આ પુસ્તકમાં આવી જાય છે. એ પોતે શાંતિમય ચળવળનો હિમાયતી હતો. પણ સ્વાતંત્ર્યવાદી હોવાથી ત્યાંની સરકાર તેમ જ પાદરીઓને ખૂંચતો હતો, અને ઈ. સ. ૧૮૯૨માં તેને સરકારે કેદ કર્યો, અને દમનનીતિ શરૂ કરી. આથી પ્રજાનો જુવાન વર્ગ છંછેડાયો અને તેમણે ઍન્ડ્રિઝ બાનિફાશિઓ નામના એક શાળા-માસ્તરની આગેવાની નીચે 'કાટિપુનાન' નામે એક ગુપ્ત બળવાખોર સંસ્થા સ્થાપી (૧૮૯૬), પણ એ સંસ્થાની યોજનાની સરકારને માહિતી મળી ગઈ, અને તેમણે ત્રણસોએક આગેવાનોને એકદમ ગિરફતાર કરી લીધા. તેને પરિણામે સમગ્ર બેટોમાં ભયંકર બળવો જાગી ઊઠ્યો. પહેલા પ્રકરણમાં જે એમિલિયો આગ્વિનાલ્ડોનું નામ આવે છે તે આ બળવાનો સરદાર હતો.

આ બળવો લગભગ સફળ થયો હતો. દમનથી બળવાને દાબી નહીં શકાય એમ વિચારી ગવર્નરે રિઝાલને છોડી મૂકવાનો યે હુકમ કર્યો. પણ દરમ્યાનમાં પાદરીઓના કાવાદાવાથી સુલેહ કરનાર ગવર્નરને પાછો બોલાવી લેવામાં આવ્યો, અને રિઝાલને ફરીથી પકડી દેહાન્ત દંડ કરવામાં આવ્યો (ડિસેંબર ૧૮૯૬).

નવો ગવર્નર બળવો દાબી દેવામાં કાંઈક સફળ થયો, પણ પૂરો નહીં. તેણે આગ્વિનાલ્ડો વગેરે દેશ છોડી ચીન ચાલ્યા જાય એ શરતે એક સુલેહ કરી. પણ સ્પૅનિશ સરકારે એ સુલેહ માન્ય ન રાખી, અને વળી પાછાં રમખાણો અને દમન ચાલ્યાં.

દરમ્યાનમાં સ્પેન અને યુ. સ્ટે. વચ્ચે લડાઈ જાગી. આને પરિણામે ફિલિપાઈન્સ જીતી લેવામાં આવ્યું. પહેલા પ્રકરણમાં જ એ હકીકત વર્ણવાયેલી છે. એ લડાઈએ ફિલિપિનો ઉપર સ્પેનને બદલે અમેરિકાનું રાજ્ય આણ્યું.

અમેરિકનો તો માને કે એમણે ફિલિપિનોને જીતીને તેમનો ઉદ્ધાર કર્યો. જુલમી રાજતંત્રમાંથી તેમને બચાવ્યા. તેમના જીવનમાં કેટલાયે

સુધારા કર્યા, કેટલાયે ચડાવ્યા. ફિલિપિનોને તેમનાથી અસંતુષ્ટ થવાને કાંઈજ કારણ ન હોવું જોઈએ. આ પુસ્તકમાં કોઢીઓના બળવાની વાત આવે છે, તેના આગેવાન જેવા માણસો 'ડોકું મરડી નાંખવા' લાયક કૃતઘ્ની, મૂર્ખ, અને દુષ્ટ હોવા જોઈએ. આટઆટલાં સુખો રેલાવવા છતાં શા માટે અસંતોષ હોય?

ઍન્ડ્રુ કાર્નેગીના આત્મચરિત્રમાં આ અસંતોષને સમજાવનારો એક સુંદર કિસ્સો છે. એક હબશી ગુલામ નોકરીમાંથી નાસી ગયો. થોડે દિવસે પોલીસે તેને પકડ્યો, અને મૅજિસ્ટ્રેટ આગળ ખડો કર્યો. મૅજિસ્ટ્રેટે ગુલામને પૂછ્યું, "તારે કેમ નાસી જવું પડ્યું? શું તારો શેઠ તને મારે છે?" ગુલામે કહ્યું, "ના જી." "ત્યારે એ શું પૂરતું ખાવાનું આપતો નથી?"

ગુલામ — ના જી. મને ખાવાનું ભરપૂર મળે છે.

મૅ. — ત્યારે કપડાં પૂરતાં મળતાં નથી?

ગુલામ — એ પણ જોઈએ એટલાં મળે છે.

મૅ. — તને શું બહુ સખત મહેનત કરવી પડે છે?

ગુલામ — એમ નહીં કહી શકું.

મૅ. — શેઠ સામે બીજી કાંઈ ફરિયાદ છે?

ગુલામ — નાજી, અમારો આ શેઠ અને તેના ઘરના બહુ માયાળુ લોકો છે.

આ સાંભળી, મૅજિસ્ટ્રેટે આશ્ચર્યથી પૂછ્યું, "તને શેઠ મારતો નથી, બહુ સખત મહેનત કરાવતો નથી, પૂરતું ખાવાનું આપે છે, કપડાં આપે છે, માયાથી વર્તે છે, ત્યારે આટલા સુખમાંથી નાસી જવા માટે તારી પાસે શું પ્રયોજન છે?"

ગુલામે શાંતિથી કહ્યું, "સાહેબ એ જગ્યા હજુ ખાલી છે. આપ એ લઈ શકો છો!"

મૅજિસ્ટ્રેટ નિરુત્તર થઈ ગયો. દલીલથી જે સત્ય નથી સમજી શકાતું, પણ હૃદયથી જ સમજાય છે તે આવું હોય છે. બીજી કેટલીક વસ્તુઓની જેમ સ્વાતંત્ર્યની ઇચ્છા અને ધગશ પણ હૃદયથી જ સમજાય છે.

તેથી, સ્પેન કરતાં યુ. સ્ટે.નું રાજ્ય ફિલિપાઇનો માટે વધારે સારું હોવા છતાં, તે ત્યાંની પ્રજાની આઝાદીની ઇચ્છાને સંતોષવા સમર્થ ન જ થયું. અને અનેક પ્રકારની ચળવળો ચાલ્યા જ કરી. સદ્ભાગ્યે એ ચળવળને અતિ ઉગ્ર રૂપ ન લેવું પડયું, છતાં સ્વરાજ મેળવતાં લગભગ ૫૦ વર્ષ લાગ્યાં. હજુયે 'પૂર્ણ સ્વરાજ' મળ્યું છે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. કેમ કે હજુ વીસ વર્ષ સુધી યુ. સ્ટે.નાં લશ્કરી થાણાં તો ત્યાં રહેવાનાં જ છે. પણ આશા રાખીએ કે ફિલિપાઇન્સના ભાગ્યોદયમાં પાછું વિઘ્ન નહીં આવે.

# મૂળ લેખકનો ખુલાસો

આ કથા એક અમેરિકન સૈનિકની છે. ફિલિપાઈન ટાપુઓમાં અમેરિકાનું સ્પેન સાથે જે યુદ્ધ જામ્યું હતું, તેમાં એ સૈનિક તરીકે ગયેલો. ત્યાંથી સ્વદેશ ફર્યા પછી ઘણે વરસે એને કોઢ દેખાયો — આવું નસીબ તેનું એકલાનું જ નહોતું. પણ તે વખતના અમેરિકન સૈનિકોમાંથી ત્રીસ કરતાંયે વધારે જણ ફિલિપાઈન ટાપુઓના કુલિયન અથવા સેબુનાં કોઢિસ્તાનોમાં કે અમેરિકાના લુઝિયાના-સ્ટેટમાં આવેલા કુષ્ઠાલયમાં દરદી તરીકે રહેલા.

મેં ભાઈ નેડનો વૃત્તાંત એટલા જ માટે કહ્યો છે કે એને હું સારી પેઠે ઓળખતો હતો. બીજું કારણ એ કે આ રોગ સામે ઝૂઝવાનું એનું કામ પૂરું થયું છે, અને હવે તે એ રોગ સામેના યુદ્ધના ધારાતીર્થમાં શયન કરે છે. ઉપરાંત, ખાસ કારણ એ કે રોગને કારણે નવી અને ભયાનક દુનિયામાં દાખલ થવાથી ઊભી થયેલી પરિસ્થિતિ સામે એને જે યુદ્ધ કરવું પડ્યું, અને તેમાં એણે જે વિજય મેળવ્યો, તે માનવજાતિની એક અદ્ભુત વીરગાથા છે એમ મને લાગ્યું. હું એવા કેટલાયે અમેરિકન લડવૈયાઓને તેમ જ કૂંડીબંધ બીજાઓને અંગત રીતે ઓળખું છું કે જેમણે તદ્દન નિરાશ કરી મૂકનારી અગવડો હોવા છતાં, રોગ થયા પછીના નવા સંસારને નેડના જેટલી જ હિંમતથી નભાવી લીધો છે. તેમાંના કેટલાઓને પોતાના જૂના જીવનની વિદાય લેતાં નેડના જેટલું જ અથવા એથીયે વધારે નુકસાન વેઠવું પડ્યું છે. કેટલાકને તો ધીકતો ઘરસંસાર છોડવો પડ્યો છે, અને બૈરાંછોકરાંથી કાયમ માટે વિખૂટાં થવું પડ્યું છે.

ભાઈ નેડની સ્મૃતિને આ ચોપડી અર્પણ કરતાં એવા તમામ લોકોને એ હું અર્પણ કરું છું, કે જે મનુષ્ય ઉપર આવી પડતા આવા અત્યંત કરુણાજનક સંગ્રામોમાં એકલે હાથે અને મૂગે મોઢે લડાઈ

ચલાવી ગયા છે અથવા ચલાવી રહ્યા છે. જે ઘટનાઓને અહીં નેડને નામે ચડાવવામાં આવી છે, એ સઘળી બધાયે મુખ્ય મુદ્દાઓની બાબતમાં એના જીવનની આપવીતીઓ છે. એમાં મારી ઓળખાણના બીજા કેટલાકના પ્રત્યક્ષ અનુભવોની બીજી એટલી જ વિગતો ઉમેરી છે કે જેથી નેડ કોણ એ વરતી શકાય નહીં તેમ જ કેટલાક બીજાઓ હયાત છે અને જેમનો ઉલ્લેખ આમાં આવે છે તેમની નનામા રહેવાની ઇચ્છાને બાધ આવે નહીં. જે વ્યક્તિઓનાં ખરાં નામ આપવાથી એમને નુકસાન પહોંચવાનો કે તેમની કારકિર્દીમાં વિક્ષેપ આવવાનો સંભવ છે, તેમને મેં કાલ્પનિક નામો આપ્યાં છે, એ યોગ્ય જ કર્યું છે એમ સૌ કોઈ સ્વીકારશે. એટલું તો અહીં કહી જ દઉં કે અહીં જે નામધારી પાત્રો મૂક્યાં છે, તે બધાં આ કથાને વધારે અદ્દ્ભુત કે રોચક કરવા માટે કલ્પનામાંથી ઉપજાવેલાં કે વિકૃત કરેલાં નથી. મુદ્દાની દરેક બાબતમાં આ આખી કથા એક સાચું અને પ્રામાણિક વર્ણન છે.

આખી વાર્તા આત્મકથાના રૂપમાં લખવાનું મેં એટલા માટે જ પસંદ કર્યું કે ભાઈ નેડ લૅંગફર્ડ, એનાં કૂતરાં, એણે ઊભું કરેલું ઘર, એનું કારખાનું, આખર સુધી લડતાં મરવાનો એનો સંકલ્પ, શિકારમાં એણે મારેલાં જાનવરો — એ બધું મારી આગળ તદ્દન જીવતુંજાગતું છે. એક દિવસે તે અને તેના શિકારના સાથી ભાઈ બ્રાન્ટ હાથીઘાસ (કોગન cogon)ના બીડમાંથી ત્રણ જંગલી સૂવરો મારીને લઈ આવ્યા હતા, ત્યારે હું એમની સાથે હતો. દુનિયાભરના શિકારીઓને જે જાતનો ઉમંગ અને જોશ હોય છે તે એની રગેરગમાં હતો. નેડ લૅંગફર્ડને પોતાને પણ એ જ વચન લાગુ પાડી શકાય કે જે એણે આ વાર્તામાં પોતાના પિતા વિષે કહ્યું છે: તે એક मर्द हतो.

# ૧

# કારિટા

મારું જીવતર ધૂળ કરી નાંખનારી તે ચીજ કઈ ચોક્કસ ક્ષણે કે જગ્યાએ મને આવી વળગી તેનો મને કશો જ ખ્યાલ આવતો નથી. તે જાણવું શક્ય જ નહોતું. એટલું જ નક્કીપણે કહી શકાય કે જે દિવસે હું કોલોરાડોના સ્વયંસૈનિકોની પલટણ ભેળો કાવાઇટ બંદરે ઊતર્યો અને ફિલિપાઈન પ્રજાના બળવાને અંતે પાછો અમેરિકા જવા ઊપડ્યો તે મુદત દરમ્યાન એ વાત બની હોવી જોઈએ. પણ તેવું કંઈ બન્યું છે એ મને ત્યાર પછી નવ વરસ સુધી માલૂમ પડ્યું નહીં.

ઈ. સ. ૧૮૯૮ના વસંતમાં હું કૉલેજના ત્રીજા વર્ષમાં હતો. એક દહાડો રસાયનશાસ્ત્રનું મારું પાઠ્યપુસ્તક ઉથલાવતો અને બપોરના જમવાના ઘંટની રાહ જોતો હું મારી ઓરડીમાં બેઠો હતો. ઓચિંતો ઘંટ વાગ્યો અને હું બગાસું ખાતો ઊઠ્યો. તે દિવસે અમને અમારા ફૂટબૉલ-શિક્ષકે બહુ જ વહેલે પરોઢિયે વસંતઋતુની ફૂટબૉલ-ટેવવણી (પ્રૅક્ટિસ) કરાવવા બહાર કાઢ્યા હતા. છતાં મને ભાસ્યું કે ઘંટ જરા જલદી જ વાગ્યો છે. થોડી જ વારમાં ક્યાંકથી ભયસૂચક તુતારી (સાઇરન) વાગી અને તેની પાછળ જ દેવળોએ પણ ઘંટાનાદ શરૂ કર્યો.

શું થયું છે તે જાણવા હું ચાર ચાર પગથિયાં કૂદતો દોડ્યો. છેલ્લે પગથિયે પહોંચતાં જ મારો ઓરડીદાર બૉબ સેલર્સ મને આથડ્યો. બૉબ અમારા વિદ્યાપીઠની ફૂટબૉલ–ટીમનો ગોલ-રક્ષક હતો, હું છેડો સાચવતો.

"આપણે તો ઊપડ્યા, નેડ, આપણે તો ઊપડ્યા. સ્પેન સામે લડાઈ જાહેર થઈ છે"–તેણે બૂમ પાડી.

અમે મેદાન તરફ દોડયા. બધી દિશાઓમાંથી વિદ્યાર્થીઓ આવતા હતા. બૅન્ડ ગોઠવાઈ ગયું હતું અને અમે એની પાછળ જોડાઈ ગયા. હું માનું છું કે ઘણાખરા અધ્યાપકોને છોડી દઈએ તોયે અમે પાંચસેયે પાંચસે ત્યાં હાજર હતા.

અત્યાર સુધી બૅન્ડ તૂતૂ-ભૂંભૂં જ કર્યા કરતું હતું. પણ બધા બરાબર ગોઠવાઈ ગયા બાદ બૅન્ડમાસ્તરે કંઈક કહ્યું. બૅન્ડવાળાઓ સિવાય બીજા કોઈને તે સંભળાયું તો નહીં પણ તેના બાહુ ઊંચા થયા અને જાણે હવાને હલાવતા હોય તેમ ઝટકો દેતા દેખાયા. તેની સાથે જ બૅન્ડમાંથી એક લશ્કરી ગીતના સૂરો નીકળ્યા.

અમે બધા ગાંડાતૂર થઈ ગયા. શહેરની શેરીઓમાંથી અમે સરઘસ કાઢયું અને લોકોએ બન્ને બાજુએ હારબંધ થઈ જયજયકારથી અમારો ઉત્સાહ વધાર્યો. આમાં બે કલાક ગયા. માત્ર એક અપવાદ સિવાય બધા થાકીને લોથ થઈ ગયા હતા. તે અપવાદ એટલે સરઘસના મુખી સિત્તેર વર્ષના ડોસા પ્રેકસી. ઊંચું માથું અને બહાર પડતી હડપચીવાળા તે વૃદ્ધ અમારા સૌ કરતાં ચડી ગયા. હવે ભાગ્યે જ અમારી કૉલેજના પુરાણા નાના બૅન્ડમાં બહુ દૈવત રહ્યું હશે, છતાં આજે તે રણઘેલું બન્યું હતું તેમાં શક નહોતો.

"સ્પેનને બધો બદલો વાળી આપવો પડશે . . . એ શું સમજે છે . . . અમારાં વહાણો ડુબાડે છે ! * બાપડા ક્યૂબાના બેહાલ કરે છે ! . . . છેવટે તેણે બદલો ચૂકવવો જ પડશે, અને અમે વિદ્યાર્થીઓ તે [illegible] કરવામાં મદદ કરશું."

અમને ઝાઝી વાટ જોવી પડી નહીં. સૅમકાકાએ+ પંચોતેર હજાર સ્વયંસૈનિકોની માગણી કરી. કૉલોરાડોમાં એક ટુકડી ઊભી થઈ. અમારામાંથી ઘણા તેમાં જોડાયા. જોતજોતામાં અમે છાવણીમાં પહોંચ્યા અને તાલીમ લેવા લાગ્યા. બંદૂક ચલાવતાં અમને આવડતી હતી અને એથી વધારે અમે સિપાઈ વિદ્યામાં શીખ્યા નહોતા.

---

* અમેરિકાનું મેન નામનું એક લશ્કરી જહાજ ક્યૂબા ટાપુના હવાના બંદરમાં ડુબાડવામાં આવ્યું હતું.

\+ યુ. સ્ટે.ની અમેરિકન સરકારે.

સાન-આન્ટોનિયો ખાતે તાલીમ લેતી એક ટુકડીની બાબતમાં અમારામાં બહુ જોશભરી વાતો સંભળાતી હતી. મોટે ભાગે તેઓ સ્વારીઓ કે રેડ-ઇન્ડિયન અમેરિકનો હતા, 'રૂઝવેલ્ટના રફ રાઇડરો'ને નામે તે ઓળખાતા હતા. ટેડી રૂઝવેલ્ટ * ન્યૂયોર્કનો એક આંખે વળગે એવો પુરુષ હતો. ઘણી વાર તેણે અમારે અહીં આવી અહીંના જંગલી ઘોડા પર સવાર થઈ રીંછોનો શિકાર કરેલો. લિયોનાર્ડ વૂડ નામે એક પુરુષ આ ટુકડીના કર્નલ હતા. અમે એમની ખ્યાતિ સાંભળી હતી. તે લશ્કરી દાક્તર હતા અને ખાસ કરીને જેરોનિમો નામે રેડ-ઇંડિયન જાતિ સામે લડવામાં તેમણે નામના મેળવી હતી. જો ઘૂસી શકાય તો તે ટુકડીમાં દાખલ થવાનું મેં ઠરાવ્યું. બૉબ સેલર્સનો પણ એ જ વિચાર હતો. અમે સાંભળ્યું કે કર્નલ વૂડ સાન-આન્ટોનિયો જતાં રસ્તામાં ઊતરીને અમારી ટુકડીઓનું નિરીક્ષણ કરતા જવાના છે. કોઈ પણ રીતે તેમની મુલાકાત લઈ અમને પોતાની ટુકડીમાં લેવાની વિનંતિ કરવાનું અમે નક્કી કર્યું. પણ એમાં અમે ફાવ્યા નહીં. હું એટલું જ કરી શકયો કે એમના એક કારભારી (એ-દ-કૉઙ્, aide-de-camp)ની મુલાકાત લઈ શકયો. પણ તેણે કહ્યું કે તેઓ લઈ શકે તે કરતાં બહુ વધારે ભરતી તેમની પાસે થઈ ગઈ હતી અને તેથી અમારે થોભ્યે જ છૂટકો હતો.

કારભારી સાથે વાત પૂરી કરી મારા તંબુ તરફ જવા જેવી મેં પીઠ ફેરવી તેવો જ જાણે હું વૂડ પર જ ભટકાયો. કેવો માણસ! ઊંચો, ટટાર, તડકો ખાધેલ ચામડીવાળો અને પાતળો. જાણે નેતા થવાને જ સરજાયો હોય. એવું કંઈક એની ચર્યામાં જ હતું. ઝટ લઈને બાજુ પર ખસી જઈ મેં તેને લશ્કરી સલામ કરી. તેણે ગંભીરપણે વળતી સલામ કરી અને તેજ આંખે મને પગથી માથા સુધી જોઈ લીધો. પછી મલકયા. મારા આખા શરીરમાં ઉમંગ વ્યાપી ગયો. એ તો ગયા,

---

* યુ. સ્ટે.નો એક પ્રમુખ (ઈ. સ. ૧૯૦૧થી '૦૮) 'ટેડી'-'થિયોડોર'નું ટૂંકું રૂપ. જીવનકાળ ઈ. સ. ૧૮૫૮થી ૧૯૧૯. સ્પેન સાથેના યુદ્ધ વખતે 'રફ રાઇડર્સ' નામની સેના તૈયાર કરી ક્યૂબામાં જાતે લડવામાં ભાગ લીધો હતો. શિકાર અને પ્રવાસનો જબરો શોખીન હતો.

પણ તેમની એ મલક મારી પાસેથી કદી ગઈ નહીં. સિપાઈ સિપાઈને ઓળખે એવી આત્મીયતાની એ મલક હતી. એ મલક મને જીવનભર વળગી રહી. એની જોડે જવાની તક માટે હું શું ન આપત!

અમે ઘણાં અઠવાડિયાં છાવણીમાં ગાળ્યાં. પછી અફવાઓ આવવા લાગી કે ઘણું કરીને અમારે ફિલિપાઈન બેટોમાં જવાનું થશે. આથી અમારો ઉત્સાહ-બજાર ખૂબ તેજીમાં આવી ગયો; કારણ કે મનીલાના ઉપસાગરમાં અમારા ડયૂઈએ સ્પેનના કાફલા પર મેળવેલી જીતના સમાચારોથી અમારી કલ્પનાશક્તિ ભડકેલી તો હતી જ. તે પછી એક દિવસ અમને ત્રણ દિવસની છુટ્ટી આપવામાં આવી. અમે સમજી ગયા કે અમારે હવે જલદી જ ઊપડવાનું થશે.

*

ઘરથી વિદાય લેવા માટે ત્રણ દિવસનો સમય બહુ થોડો તો હતો જ. પણ મેં તેનો બને તેટલો ઉપયોગ કરી લીધો. ઓઝાર્કની ટેકરીઓની તળેટીમાં મીસોરી સંસ્થાનમાં મારું ગામ હતું. વખતોવખત આડુંતેડું વધતું ગયેલું અમારું જૂનું મકાન ત્રણ પેઢીથી લૅંગફર્ડ કુટુંબનું નિવાસસ્થાન હતું. અમારા ઘરથી નજીકમાં નજીક કસબો માની શકાય એવું ગામ—ઝરીકા—દસ માઈલ દૂર હતું.

સ્ટેશન પર પહોંચતાં મને મળેલા આવકારથી અજાણ્યાને લાગત કે હું કોઈ રાજકુમાર હઈશ. સ્ટેશન માણસોથી ચિકાર હતું. મારા બાપુ આવેલા હતા. એમની છાતી અભિમાનથી ફૂલતી હતી. બા પણ આવી હતી. એની પાછળ મારો ભાઈ ટૉમ અને બહેન મેબલ પણ હતાં. ઘરથી સ્ટેશન માંડ એક માઈલ દૂર હશે. પણ પ્રસંગનો મોભો જાળવવા બધાં ગાડીમાં બેસીને આવ્યાં હતાં! બુઢ્ઢો વોશ (હબસી નોકર) જાણે આખી દુનિયાનું રાજ્ય મળ્યું હોય તેમ ઘોડાઓને મોખરે ઊભો હતો. રસળનારાઓની સંખ્યા હંમેશ કરતાં પચાસ જેટલી વધારે હશે. હું સટકી જવા ઇચ્છતો હતો, પણ મારા બાપુએ આગળ આવી મારો હાથ પકડી લીધો અને બાએ તો ત્યાં ને ત્યાં જ બન્ને હાથે મને કોટી ભરી. હું એટલો તો સંકોચાયો! ટૉમ અને મેબલ આજે

એટલાં શરમાતાં હતાં કે, જાણે તેમની હેરાનગતથી કંટાળી તેમને ઝૂડી કાઢનાર હું તેમનો મોટો ભાઈ નહીં પણ કોઈ અજનબી માણસ હોઉં !

*

મને ઘેર ગાળવાને એ'ક દિવસ મળ્યા. ત્યાર પછીનું સ્મરણ તે જનરલ ગ્રીનના મુખ્ય વહાણ ચાઈના પર પહોંચ્યાનું. તે અમેરિકન કાફલાનું સૌથી સરસ વહાણ હતું. જહાજ પર અમે હજારથી વધારે માણસો હઈશું. તેમાં પહેલી સેના કોલોરાડો સ્વયંસૈનિકોની (એટલે કે અમારી) પલટણ, યુ. સ્ટે.ના પાયદળની અડધી પલટણ અને ઇજનેરોની એક નાની ટુકડીનો સમાવેશ હતો.

અમે ઊપડ્યા. ચાઈના અને સેનેટર બન્ને વહાણો ઉપસાગરમાં સરવા લાગ્યાં. તેમનાં મુખ પશ્ચિમ તરફ હતાં. ઇંજિનોનો થરથરાટ, જાણે મારા પગ તળેની તૂતકમાં નાડી ધબકારા મારતી હોય, તેવો મને લાગતો હતો.

"અરે ભૂચર, આ તું ચાલ્યો ! ફરી નક્કર ભોંય પર તારો પગ ઠરતાં ઘણા દિવસ જશે." ઇજીનનો પુંગો આખા વહાણને ધણધણાવી મૂકતો લાગ્યો અને તરત જ બારામાંનાં બધાંયે વહાણોએ રણકો કર્યો. ચાર હજાર લડવૈયાઓવાળો કાફલો મનીલાને રસ્તે હતો. કોલોન અને ઝીલાંડિયા (સ્ટીમરો) અમારી પાછળ પાછળ ઊપડી. અમે ગોલ્ડન-ગેટ (સુવર્ણદ્વાર) તરફ ચાલ્યા.

કલાકેક પછી તો બીજાં વહાણો જોવાની મને ફુરસદ જ નહોતી. અમારી જોડે નોકરિયાત લશ્કરનો એક નાનકડો નાયક હતો. તે ગુમાની હતો, અને તેનો ઇરાદો આ લડાઈ દરમ્યાન મને પજવતા રહેવાનો હોય એમ લાગતું હતું. પણ (અમેરિકાના) સ્વાતંત્ર્યદિન (૪થી જુલાઈ) સુધી અમે સાવ બાઝી પડ્યા નહોતા. તે દિવસે અમને રોજના કાર્યક્રમમાંથી છુટ્ટી મળી હતી. આ ભૂલ તો ન કહેવાય ? કેટલીયે ખાનગી અદાવતો પાકી ગઈ હતી અને ફૂટી નીકળવા માટે મૂરત જ જોતી હતી. બૉબ અને હું વહાણના પાછલા ભાગમાં એક એકાન્ત જેવા ખૂણામાં કઠેડા પર ઝૂકીને ઊભા હતા. બન્નેને ઘર યાદ આવ્યું હતું. કદાચ અમારા ચહેરા પરથી તે જણાતુંયે હોય.

“ મા યાદ આવે છે, બચ્ચા ? ”

મેં ઊંચું જોયું. પેલો નાયક કમ્મર પર બે હાથ ટેકવી દાંત કાઢી ઊભેલો મેં જોયો. એ ચીબાવલાને વધારે સહન કરવાની મને ધીરજ નહોતી. તેની હડપચી પર મેં એક મુક્કી ચોડી દીધી. પણ તેણે એટલી ઝડપથી માથું ફેરવી લીધું કે મુક્કી એને સહેજ ચાટી જ ગઈ. તેણે મારા ડાબા જડબા પર એવો સખત તમાચો ચોડી કાઢ્યો કે હું તારા ગણવા લાગ્યો ! ઝગડાની ટોચ આવી. નોકરિયાત સિપાઈઓમાંયે કેટલાક છોકરા બડા બડા તીખા હોય છે. સદ્ભાગ્યે મુક્કાબાજીની મનેયે કૈંક તાલીમ હતી. અમે બરાબર બાઝી ગયા.

એટલામાં બૉબ ગર્જ્યો: “ પછાડ એને, યાર ! ” કમ્મરે બાઝી મેં એને ઊંચક્યો. અમે બન્ને ધબ દઈને પડ્યા. એ ભાઈસાહેબ તો હેબતાઈ જ ગયા. એનો એક સાથી અમારી નજીકમાં જ ઊભો હતો. તે અમારી તરફ ધસ્યો. પણ બૉબે એનું બાવડું પકડી લીધું.

“ ઠંડો થા. આમાં તારે લેવાદેવા નથી.”

“ છોડ મને ! તું શું કરવા માગે છે ? મારો ફૂટબૉલ કરવો છે ? આવી લડાઈઓ સિપાઈઓમાં ન હોય. ”

અમે બન્ને જણા ઊભા થઈ ગયા. એણે હસીને શેકહેન્ડ માટે પોતાનો પહોળો પંજો આગળ ધરી કહ્યું: “ ઓ-કે,* બચ્ચા ! તું ચાલી શકશે. હવે ભૂલી જઈએ. ” અમે શેકહેન્ડ કરી.

*

મનીલા ઉપસાગરના મુખ આગળથી કોરેજિડોર બેટ એક મોટા નીલમ જેવો દેખાતો હતો. જેમ જેમ તે નજીક આવતો ગયો, તેમ તેમ અમે તેને નિહાળવા તૂતક પર ભીડ કરવા લાગ્યા.

---

* O. K. અથવા Okay શબ્દ આપણા શહેરીઓમાંયે હવે છૂટથી વપરાવા લાગ્યો છે. એ મૂળે તો અંગ્રેજીમાંયે અપભ્રંશ શબ્દ છે. ‘ બરાબર, સુંદર, સરસ, ઉત્કૃષ્ટ એમ દર્શાવા હવે એ વપરાય છે. એનો મૂળ અર્થ all correct ‘ બધું બરાબર છે ’ એટલો જ થાય છે. થોડું ભણેલા સિપાઈઓ તેની Ol krekt એમ જોડણી કરતા. તેનું ટૂંકું રૂપ O. K. થયું, એમ તર્ક છે.

બોબ બોલ્યો, "મને લાગે છે કે આ ઉપસાગર તો એક અજાયબી છે. તને શું લાગે છે, નેડ?" — ખરે જ તેમ હતું. પંદર માઈલ દૂર આવેલા બીજી બાજુ પરના ઊંચા ભાગો મુશ્કેલીથી જોઈ શકાતા હતા. અમે પૂર્વ તરફ ઝૂક્યા અને લગભગ ત્રીસ માઈલ દૂર આવેલા મનીલા ભણી વળ્યા. અમારા જહાજની ડાબી બાજુએ લૂઝોનનો પર્વતપ્રદેશ ઊડવા લાગ્યો. હજી લડાઈ ચાલતી હશે કે કેમ તેની અટકળો કરતા અમે ખડા હતા. તદ્દન નજીક આવ્યા ત્યારે એક ટપાલ હોડી આવી. તે પરથી લડાઈ બરાબર ચાલી રહી છે એમ માલૂમ પડ્યું.

અમને કાવાઈટ બંદરે ઊતાર્યા. લડતાં લડતાં પૂરાં ન ડૂબેલાં સ્પેનનાં વહાણોનાં કાળાં પડી ગયેલાં ખોખાં બંદરના શાંત દરિયામાં જ્યાં ત્યાં તરી રહ્યાં હતાં. તે રાત્રે અમે છાવણી નાંખી પડ્યા હતા ત્યાં ગરમ દેશોના ચોમાસાનો પહેલો સ્વાદ અમને મળ્યો. ધોધમાર વરસાદ પડ્યો. કાદવ ખૂંદવાનો અમને અનુભવ થયો. અમારી રાવટીઓ અને ધાબળીઓ ભીંજાઈ ગઈ. છતાં ગરમી એટલી હતી કે અમે ઊકળી જતા હતા. બબરચીઓ દેવતા પાડવાનો પ્રયત્ન કરતા આમથી તેમ દોડતા હતા અને વરસાદ પર શાપ વરસાવતા હતા.

સવારે વરસાદ થોભ્યો અને ઉષ્ણ દેશોના તડકાનો અમે આનંદ માણવા લાગ્યા. થોડા દિવસમાં અમને મનીલા* તરફ રવાના કરવામાં આવ્યા. તેના કિલ્લામાં સ્પેનનું લશ્કર ભરાઈ બેઠું હતું.

ભારે લડાઈ જેવું કશું ચાલતું નહોતું. સાચું પૂછતાં એમાંથી એકેય બાજુએ જીવહાનિ થવાને કારણ જેવું જ નહોતું. સ્પેનનું લશ્કર પોતાનો છુટકારો કરી શકે એવો જરાયે સંભવ રહ્યો નહોતો. પાછલી બાજુથી તેમને ફિલિપાઈન લશ્કરે ઘેર્યા હતા અને દરિયા તરફથી અમેરિકન લશ્કર તથા નૌકાબળે.

* ફિલિપાઈન ટાપુઓનું લૂઝોન બેટમાં આવેલું મુખ્ય શહેર અને બંદર. વસ્તી સુમારે ત્રણ લાખ.

છેવટે જ્યારે શહેર જિતાયું (મે ૧૮૯૮), ત્યારે અમે બધાએ ધાર્યું કે હવે જલદી જ પાછા ઘેર જશું. એક રીતે આ ગમે એવી વાત નહોતી. કારણ કે અમે હજુ સુધી મનીલાનો દરિયો અને શહેરમાંથી વહીને આવતી પાસિગ નદી સિવાય ફિલિપાઈનનો કશો જ ભાગ જોવા પામ્યા નહોતા. પણ અણધારી રીતે અમારે લાંબો વખત રોકાઈ રહેવાનું જ થયું. ફિલિપાઈન પ્રજા કંઈ તોફાન કરશે એવી અફવાઓ આવ્યા કરતી હતી. સાંભળવા પ્રમાણે તે લોકો તત્કાળ સ્વતંત્રતા માગતા હતા, અને અમેરિકન નેતાઓ તે આપવા તૈયાર નહોતા.

આ બધા વખત દરમ્યાન બોબ અને હું ગઢની અંદરના ભાગમાં ખૂબ આનંદ કરતા હતા. એ કિલ્લેબંધ શહેરની પાછળ ત્રણસો વર્ષનો ઇતિહાસ હતો. ઊંડાં બાકાંઓમાંથી ડોકિયાં કરતી તોપો અને ચોકીદારી મિનારાઓ અમારે માટે તદ્દન નવી ચીજો હતી. કેવાં ગંજાવર મકાનો! — સેંકડો વર્ષનાં પુરાણાં તેનો પ્રાચીન મહેલ, — પાસિગ નદી પર માલાકાંયાન પેલેસ નામે એક નવો મહેલ પણ હતો, પણ જૂનોયે હજુ કાયમ જ હતો; — રોમન કેથલિક પંથનું સુંદર ગિરજાઘર, અને જૂનાં સરકારી મકાનો પણ અમારા અમેરિકન સરકારી મકાનો જેવાં નહોતાં! જાણે અમે વાર્તાઓમાંની દુનિયામાં જઈને વસ્યા હતા. ધીમા ઢોળાવ-વાળા લાંબા માર્ગો કિલ્લાની દીવાલોની ટોચ પર પહોંચાડતા અને ત્યાંથી મનીલાના દરિયામાં દૂર સુધી નજર પડતી. ડ્યૂઈનું આરમાર તેમાં લંગર નાંખીને પડ્યું હતું. આ તરફ પાસિગ નદીની પેલી બાજુ ખાઈમાં સંતાયેલી ફિલિપાઈનોની છાવણીઓ હતી. તેની પાછળ ફિલિપાઈન બેટોનો ખરો દેશભાગ હતો.

ચાંદની રાતોએ જ્યારે બની શકે ત્યારે બોબ અને હું દીવાલોની ટોચ પર ચડી જતા. નદી-પારનાં પરાંઓમાં કૈંક રહસ્ય અને આકર્ષણ હતું. ત્યાં શું હશે તે જાણવાનું અમને કુતૂહલ હતું. જેટલા ફિલિપાઈનો જોડે અમને પ્રસંગ પડ્યો હતો તે અમને ગમતા હતા. તેઓ માયાળુ, શિષ્ટાચારી, સેવાભાવી અને નમ્ર માલૂમ પડતા. અમે મનીલા જતા હતા ત્યારે એકબે દિવસ માટે એક ઘરડા ગાડીવાન ઉપર મારી ખાવાપીવાની વ્યવસ્થા લાદવામાં આવી હતી. તે ભાડાનો એક્કો (કૅરોમૅટો) ફેરવનારો

હતો. તેનું નામ જ્વાન (=જૉન).* પરોઢિયાથી મોડી રાત સુધી તે મહેનત કરતો અને સાથે તેનું વફાદાર ટટ્ટુ પણ આખો દિવસ દાબડા ઠોકતું દોડતું. ધીમે તો એને કોઈ ચાલવા દે જ શાનું? એની નાની નાની ખરીઓ બીજાં હજારો ટટ્ટુઓ સાથે તાલ આપતી. મનીલાનું આ ખાસ સંગીત હતું.

જ્વાનનું મકાન ફિલિપાઈનોની દરિદ્રતાનો નમૂનો હતું. તે નીપા નામની એક તાડની જાતના ઝાડની ઝાવલીઓ અને વાંસનું બાંધેલું હતું. થાંભલાઓ ઉપર જમીનથી સારી પેઠે ઊંચાઈ પર તે ઊભું કરેલું હતું, અને એક નીસરણી વડે તે પર પહોંચવું પડતું.+ એમાં — એક નાનકડું રસોડું, એક કોઠાર અને એક સૂવાબેસવાના એમ — ત્રણ ઓરડા હતા. જે થોડા સેન્ટ (આના) એ રોજ કમાતો તે એને તથા એના કુટુંબને શાકભાત, કદીક કદીક થોડી મચ્છી અને એના ટટ્ટુ માટે ચપટી દાણા માટે પૂરી રહેતું. છતાં, મારા જેવા સાવ અજાણ્યા અને પરાણે લાદેલા મહેમાનનેયે જે હેતથી તેઓએ આવકાર આપ્યો અને તેની ભલી પત્ની રોઝારિયોએ પોતાની સારામાં સારી વાની પીરસી તે હું કદી ભૂલી શકું એમ નથી. તેમનાં અર્ધોક ડઝન શરમાળ ઘઉંવર્ણાં બાળકો જોડે હું ભળ્યો તેથી તેમને અતિશય આનંદ થયો. ફિલિપાઈનો સાથે આ મારો

* સ્પૅનિશ ભાષા જાણનાર એક મિત્ર જણાવે છે કે તે ભાષામાં Jનો ઉચ્ચાર હમેશાં ખ્ જ થાય છે. એ રીતે આનો ઉચ્ચાર ખ્વાન કરવો જોઈએ. પણ એ જૉન–યોહાન શબ્દનું જ રૂપાંતર હોવાથી, અને સ્પેલિંગ Jથી જ શરૂ થતો હોવાથી, અમને એનો ઉચ્ચાર ગુજરાતીમાં જ્વાન જ રાખવાનું ઠીક લાગ્યું છે. એ જ રીતે Zનો ઉચ્ચાર એ ભાષામાં દ્સ કે દ્જ થતો હોય એમ લાગે છે. પણ જેમ ઉર્દૂ ઝવાદને ગુજરાતીમાં જ કે ઝથી દર્શાવીએ છીએ, તેમ Zને ઝથી જ દર્શાવ્યો છે.

+ ગુજરાતમાં આપણે સૌથી નીચેના રહેવાના ભાગને ભોંયતળિયું અને તેની ઉપરના માળોને ૧લો, ૨જો વગેરે માળ કહીએ છીએ. ઘણી જગ્યાએ (અને આ પુસ્તકના લેખક) ભોંયતળિયાને પહેલો માળ અને તેની ઉપર બીજો–ત્રીજો માળ કહે છે. ઉપર વર્ણવેલા જેવા મકાનોને ભોંયતળિયું હોતું જ નથી, એટલે એનો પહેલો માળ તે બન્ને રીતે પહેલો માળ જ સમજી શકાય. પણ પુસ્તકના બીજા ભાગોમાં, સ્પષ્ટ ઉલ્લેખ ન હોય તો, પહેલો માળ એટલે ભોંયતળિયું અને બીજો માળ એટલે તે ઉપરનો માળ સમજવાં.

પહેલો પરિચય. પણ જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ મારો તેમની બાબતનો મત મજબૂત જ થતો ગયો કે તેઓ મનગમ,+ હેતાળ અને ભાઈચારો કરનારા લોકો છે.

જેમ જેમ ઉનાળો લંબાતો ગયો અને પાનખર શરૂ થઈ તેમ તેમ ફિલિપાઈન લશ્કરની બાબતમાં સ્થિતિ વિષમ થતી ગઈ. બન્ને બાજુઓ વચ્ચે રહેલા મતભેદોના વાજબીગેરવાજબીપણા વિષે અમ સૈનિકોમાંથી ભાગ્યે જ કોઈ કશું સમજતા હતા. સફાઈ પલટણના જુવાનો 'ઓવર ટાઈમ' (દોઢું) કામ કરતા હતા અને અમનેયે કિલ્લાની બહારની ખાઈ પૂરી દેવાના તથા સામાન્ય સફાઈ-કામમાં રોકાયેલા રાખતા હતા. શીતળા અને ટાઈફોઈડ ફાટેલા હતા જ; કૉલેરાનીયે અફવા સંભળાતી હતી. . . . મહિનાઓ વીતી ગયા. અમને પાછા દેશ જવાની રજા મળે એવું કોઈ ચિહ્ન દેખાતું નહોતું. છેવટે એક દિવસ હુકમ નીકળ્યો કે ફિલિપાઈન લશ્કરના સિપાઈઓને હથિયાર સાથે અમારી હદમાં પેસવા દેવા નહીં.

આ હુકમ નીકળ્યા પછી થોડા જ વખતમાં બળવો જાગ્યો. ચોથી ફેબ્રુઆરીની મધરાતે પૂલ પાસે પહેરો ભરનાર એક સિપાઈએ ત્રણ ફિલિપિન સિપાઈઓને અમારી હદમાં પેસતા જોયા. તેણે તેમને 'હલટાવ્યા'* પણ તેઓ અટક્યા નહીં. તેથી પહેરેદારે ગોળી છોડી. એક બાજુથી અમેરિકનોની ફ્રેગ-બંદૂકો અને બીજી બાજુથી બળવાખોરોની મોસર-બંદૂકો ભસવા લાગી. મહિનાઓથી ધૂંધવાતી રીસ ભડકી ઊઠી. આ જ ખરી લડાઈ હતી. . . . સવાર સુધીમાં અમેરિકનો નદી ઓળંગી દેશના અંદરના ભાગ સુધી ઠીક ઠીક પેસી ગયા. કૅલિફોર્નિયાની અમારી એક પલટણે એટલી ઉતાવળ કરી કે સ્થાનિક ભૂગોળના અજ્ઞાનને લીધે સાવ ભૂલી પડી ગઈ. લડાઈના અંત સુધી એના જુવાનો અમારી મશ્કરીનો વિષય બન્યા.

---

+ મનને ગમી જાય એવા.

* હિંદુસ્તાની સિપાઈઓએ 'હૉલ્ટ' પરથી 'હલ્ટાના' (હલટાવવું) ક્રિયાપદ રૂઢ કરી મૂક્યું છે. પહેરેદાર સિપાઈ અજાણ્યા માણસને આવતો જોઈ થોભી જવાનો જે હુકમ કરે છે, તે 'હૉલ્ટ' બોલીને કહે છે. એનો અર્થ 'ખડા રહો'. તે ઉપરથી હલટાવવું એટલે ખડા રહેવા હુકમ કરવો.

પછી લશ્કરની ફેર ગોઠવણી (પુનર્રચના) શરૂ થઈ. જેમની સ્વયંસૈનિક તરીકેની મુદ્દત પૂરી થઈ હતી તેમાંથી મારા જેવા ઘણાક નોકરિયાત લશ્કરમાં સ્વેચ્છાએ જોડાયા. હું સેમકાકાના લશ્કરનું કાયમી અંગ બન્યો. આગળ પર પ્રખ્યાતિ પામેલા એમેલિયો આગ્વિનાલ્ડોને પકડી લાવવાના કામ પર હું રોકાયો. એને પકડવો એટલે ઊડતા પક્ષીની પાછળ દોડવા જેવું કામ હતું.

*

અમારી પહેલી ભારે ચકમક મનીલાની સીમ પર થઈ. બળવાખોરો અમારી વાટ જ જોતા હતા. તેઓ ખાઈઓમાં બરાબર ગોઠવાયેલા હતા. મારી જાણ પ્રમાણે અમારી લગભગ વીસ પલટણો હતી અને અમારે આશરે અઢાર માઈલ લાંબી હારને પહોંચી વળવાનું હતું. અમે આગળ વધતા હતા ખરા, પણ બહુ જ મુશ્કેલીથી ધીરે ધીરે. તેંતાળીસ દિવસ અમે ખાઈઓમાં ગાળ્યા. તેમાં રોજ ચોવીસમાંથી વીસ કલાક વરસાદ પડતો હતો, અમને કાદવમાં આળોટવું પડતું, અને અમે લપસીને કાદવમાં પડી જતા. પરિણામે અમારી સૂરત ડુક્કર જેવી દેખાતી.

દશમીએ અમે કાલૂકાન સર કર્યું. તે દિવસે મને સાહસનો થોડો સ્વાદ મળ્યો. મોનટાનાના સ્વયંસૈનિકોને એક સંદેશો પહોંચાડવા માટે અમારા કપતાને મને મોકલ્યો. દુશ્મનની નજર ચૂકવવા માટે જેમ બને તેમ આડ શોધતો શોધતો હું તે પ્રદેશ વટાવી રહ્યો હતો. વાંસની એક ઝાડી પાર કરી હું ખુલ્લા મેદાનમાં આવ્યો. ત્યાંથી ભાતના ખેતરોની પેલી ગમ એક પથ્થરનું મકાન દેખાયું. મેં ધાર્યું કે એ જ મારે પહોંચવાની છાવણીનું મથક હશે. આસપાસમાં દોસ્ત કે દુશ્મન કોઈ પણ જીવ દેખાતો નહોતો. સાવધાન થઈ મેં તે તરફ દોટ મૂકી. આજુબાજુમાં કોઈ છે એવો મને અણસારો લાગ્યો. એક મોસરની ગોળીનો સુસવાટ મેં સાંભળ્યો. સાથે જ મારા મોં પર ધૂળ ઊડી. તરત જ પછી બધી બાજુએથી મારી આસપાસ ગોળીઓની ઝડી વરસી. હું દોડીને પેલા મકાનના દરવાજામાં પેઠો. તેટલામાં મેં કોઈકને બૂમ પાડતા સાંભળ્યા.

"એ મૂજી! ક્યાં જાય છે, કૈં ખ્યાલ છે? . . . એ તો કોઢઘર છે!"

જાણે કોઈએ અંદરથી ધક્કો માર્યો હોય તેમ હું દરવાજાની બહાર કૂદ્યો. મારું હૃદય એક ધબકારોયે ભૂલ્યું. કોઢ–ઘર ! ના, ના, તેઓ મારી મશ્કરી કરતા હશે. રવિવારના ધર્મશિક્ષણના વર્ગમાં કોઢિયાઓની વાતો મેં સાંભળી હતી ખરી. પણ મને સ્વપ્નેયે ખ્યાલ નહોતો કે હજુ દુનિયામાં તેવા રોગીઓની હસ્તી હશે. . . . રસ્તાની સામી બાજુએથી એક કબરસ્તાનની ભીંતોની પાછળથી પેલા અવાજો આવ્યા હતા. મેં અનુમાન કર્યું કે મોનટાનાના સ્વયંસૈનિકો ત્યાં જ હોવા જોઈએ. તે વિષમ જગ્યા ઓળંગી જઈ અમેરિકન સિપાઈઓ વચ્ચે પહોંચ્યો. કબરસ્તાનની દીવાલોની ઓથમાં રહી તેઓ થોડેક દૂર આવેલા એક જંગલ ભણી નેમ વિના ગોળીઓ ચલાવ્યે જતા હતા. કપ્તાનને મેં તેનો સંદેશો પહોંચાડ્યો. તેણે મને ત્યાં જ સંભાળીને રહેવા આજ્ઞા કરી. ગોળીબાર વધતો ચાલ્યો. પેલા મકાનમાંના માણસોને મેં ખેતરો ભણી જીવ લઈને નાસતા જોયા. કોઢિયાઓમાં પણ બીજાઓ કરતાં સીસાની ગોળીઓ માટે વધારે સદ્ભાવ દેખાયો નહીં. આ મને સમજાયું નહીં. તેઓ કેમ મરણને આવકાર ન આપે ? મેં વિચાર્યું કે હું જો કોઢિયો હોઉં તો ગોળીને તારણહાર સમજીને ભેટું.

*

ત્યાર પછીના મહિનાઓ ન ભુલાય એવા અનુભવોથી ભરેલા હતા. સાન-જાસિન્ટોની લડાઈમાં અમે જીત્યા ખરા. પણ આગ્વિનાલ્ડો ક્યાં ? એ તો અમને થાપ આપીને છટકી ગયો હતો. અમારે ક્યાં જવું તે જાણે એ નક્કી કરી આપતો હતો. બળવાખોરો પોતાના પ્રદેશને બરાબર જાણતા હતા અને દાંતપીસીને બહાદુરીથી લડતા હતા. અમે લડતા લડતા આગળ વધતા જતા હતા. પણ પેલો ચાલાક હંમેશાં અમને ભૂલવીને છટકી જતો. અમે સાભળ્યું કે એ બોન્ટોક પહોંચ્યો. એ મુંડમાળ* દેશનું મુખ્ય શહેર હતું. અમે ત્યાં જવા ઊપડ્યા. અમને ત્યાં પહોંચતાં જ ખબર પડી કે બળવાખોરો ભાગી ગયા છે. તેમનો છેલ્લો દસ્તો પોલિસ પર્વતના શિખરને રસ્તે અદૃશ્ય થતો અમે જોયો. એ ત્યાંની

---

* એટલે કે જે દેશના લોકો વિષે એવી માન્યતા હતી કે તેઓ માણસોનાં માથાં ભેગાં કરનાર શિકારીઓ છે.

પર્વતમાળાનું લગભગ દોઢ માઈલ ( આઠ હજાર ફૂટ) ઊંચું શિખર છે. થાકેલા પાકેલા અમે તે શહેરની ગુજરીમાં છાવણી નાંખી. લોકો અમને જોવાને કુતૂહલપૂર્વક ભેગા થયા. ઉઘાડાં બાળકો, માત્ર ઘાઘરો પહેરેલી સ્ત્રીઓ અને લુંગી વીંટાળેલા પુરુષો. કેટલીક સ્ત્રીઓ — એમના હોઠ ન જુઓ તો — સુંદર લાગતી હતી. આખો દિવસ પાન ચાવી ચાવીને રક્ત બંબોળ જેવા થયેલા એમના હોઠ મનગમ લાગતા નહોતા.

એક રાત વિશ્રાંતિ લીધા પછી વળી પાછા અમે આગ્વિનાલ્ડોની પૂંઠે પડ્યા. તે એની જાતનો પાકો ધૂર્ત હતો. પોલિસ શિખરની પાર થઈ બાનાઉ સુધી અમે તેનો પીછો પકડ્યો. એ અનુભવ આખો જન્મારો યાદ રહે એવો હતો. વિશાળ પગથીઓ–સમાં અથવા નદી પર બાંધેલા ઘાટ જેવાં ભાતનાં ખેતરોમાંથી અમે જતા હતા. ખેતરોનો આ પ્રકાર દુનિયાનાં અદ્‌ભુતોમાં ગણાવી શકાય. ત્રણ હજાર વર્ષ થયાં ત્યાંના વતનીઓએ પર્વતની બાજુઓને પોતાને હાથે ખોદીને એક પર એક ચડતી અગાશી-પગથીઓનાં જેવાં ખેતરોમાં ફેરવી નાંખી છે, તથા મોટા પહાણાઓને ગામડી ટોપલાની કાવડોમાં પર્વત પર ચડાવી તથા કાળજીપૂર્વક ગોઠવીને ખેતરોની આસપાસ વંડીઓ ચણી દીધી છે. કોઈ કોઈ જગ્યાએ આ વંડીઓ ૩૦, ૪૦ કે ૫૦ ફૂટ સુધી પહોંચી છે. અવિશ્રાંત પરિશ્રમ કરી તેમણે પોતાનાં ખેતરો માટે માટી પણ નીચેથી ઉપર પહોંચાડી છે. સીંચવા માટે પહાડોનાં ઝરણાંઓને પણ ખેતરોમાં વાળી લીધાં છે. ઢોળાવથી માંડી છેક ટોચ સુધી લીલાછમ મોલથી શોભતાં ખેતરો એક પર એક કાટખૂણે બેસાડેલી વિશાળ પગથીઓ જેવાં દેખાય છે. જીવનના નિર્વાહ માટે પોતપોતાનો ફાળો આપતી આવી સેંકડો ઊંચીનીચી પગથીઓ ત્યાં પથરાયેલી છે. આ રીતે તે ઉજ્જડ પર્વતને અન્નના ભંડાર બનાવી આ જંગલી અને અજ્ઞાન ગણાતી પ્રજાએ ભૂખ્યાં પેટોને ભરવાનાં સાધન તૈયાર કર્યાં છે.

આગ્વિનાલ્ડોએ ફરી એક વાર અમને થાપ આપી. છેવટ સુધી અમારે હાથે તે ન જ પકડાયો. એ કામ પાછળથી બીજાઓએ કર્યું. પણ પૃથ્વી પરના એક અતિ રમણીય પ્રદેશનું દર્શન કરાવવા માટે અમારે આગ્વિનાલ્ડોનો ઉપકાર માનવો જોઈએ. અમને પાછા મનીલા

રવાના કરવામાં આવ્યા. થોડા વખત પછી આગ્વિનાલ્ડો પકડાઈ ગયો અને બળવો ભાંગી પડ્યો, છતાં નાની નાની 'છાપામાર' (ગેરીલા)* ચકમકો ચાલતી જ હતી. મને દક્ષિણના ટાપુઓમાં આમતેમ મોકલવામાં આવ્યો હતો તેથી મારો કેટલોક વખત તે તરફ ગયો. અંતે મારે લૂઝોન+ પાછા જવાનું થયું.

*

મારી યાદદાસ્ત મને દક્ષિણના એક કસબામાં લઈ જાય છે. ત્યાં કેટલાક વખત સુધી છાવણીને અંગેનાં રોજની ઘરડનાં કામો કરતાં મારે રહેવું પડયું હતું. એ દિવસો નવાજૂની વિનાના કંટાળાભર્યાં જતા હતા. અમે થોડા જ માણસો હતા અને ફિલિપાઈન લોકોનાં જુદાં જુદાં કુટુંબો ભેળા અમને રાખેલા હતા. નોલારકો અટકથી ઓળખાતા એક કુટુંબ સાથે હું રહેતો હતો. એ ઉપલા વર્ગનું કુટુંબ હતું અને તેમનું મકાન સાધારણ કરતાં ઘણી વધારે સગવડોવાળું હતું. મકાન લાકડાનું હતું, અને માળ પરની ફરશ વાંસની નહીં પણ પાટિયાંની હતી. પરોણાગત કરવાની પોતાની પ્રજાકીય વૃત્તિને અનુસરી તેમણે મને એક સ્વતંત્ર ઓરડો આપી દીધો. આ તો એક અણધાર્યો વૈભવ જ મળ્યો કહેવાય. આથી, મને એમાં અણધાર્યા સુખનો આનંદ લાગ્યો. વળી, કુટુંબમાં એક બાળા હતી જેને ફિલિપાઈનની સુંદરીઓમાં મૂકી શકાય. ફિલિપાઈનોની કેટલીક બાળાઓ ડ્રેસડનની પંકાયેલી ગોરી બાળાઓ જેવી જ સુંદર અને નાજુક હોય છે. કારિટા! એનો અર્થ, તનુમુખી. એ નામ પણ મને સરસ લાગતું હતું. હું એને ચાહું છું એમ મને લાગ્યું. એને પરણીને એ જ બેટમાં વસી જવાના તરંગો પણ મારા મનમાં રમવા લાગ્યા.

પણ તેટલામાં મેં કબૂલેલી મારી લશ્કરી નોકરીની મુદત પૂરી થઈ અને હું ઘેર જવા નીકળ્યો. મા, બાપ, ભાંડુંઓ અને દેશના જૂના મિત્રો યાદ આવ્યા.

---

* સંતાતા રહી શત્રુની નાની નાની ટોળીઓ પર એકાએક છાપો મારી હેરાન કર્યા કરવાની લડાઈ.

+ ફિલિપાઈન્સનો સૌથી મોટો અને સમુદ્ર બેટ જેમાં મનીલા આવેલું છે. વસ્તી આશરે ૪૦ લાખ.

# ૨

# અલાગણું બાવડું

હું અમેરિકા પહોંચ્યો. કુટુંબીઓનો ફરી એક વાર એ જ સ્ટેશન ઉપર ભેટો થયો. થોભતી આગગાડીમાંથી હું બહાર કૂદી પડું તે પહેલાં બધા કુટુંબીઓ આવી પહોંચ્યા. વોશ ડોસાવાળી ઘોડાગાડીને બદલે મેં તેમને એક વગર ઘોડાની નવી નકોર ગાડીમાંથી નીકળતા જોયા. ફિલિપાઇન ગયો તે પહેલાં મેં આવી પાંચ છ ગાડીઓ જ જોઈ હતી. તે વખતે તે એટલી જૂજ હતી. મને લોકોમાં જેટલો રસ લાગ્યો તેટલો તે ગાડીમાંયે લાગ્યો. લોકોના ટોળાએ જયનાદ કર્યો અને શહેરનું પુરાણું બૅન્ડ "દરિયાપારના વીર"નું ગીત ગાવા લાગ્યું.

મને કાંઈ સૂઝયું નહીં અને બાઘા જેવો દેખાવા લાગ્યો. એક ચિબાવલો ભૂલકો હું સાંભળી શકું એટલે મોટેથી ગણગણ્યો –"જો તો ! એની પાસે તો લશ્કરી વરદી (ડ્રેસ) પણ નથી." મને ભાન આવ્યું કે લોકોએ મારી પાસે કંઈ વધારે ઠાઠની ઉમેદ રાખી હતી.

બા પહેલાં જેવી જ લાગી. તેવી જ હસમુખી અને થોડા બોલી. ભીની આંખે એણે મને બાથમાં લીધો. બાપુએ પીઠ થાબડી અને મારા બન્ને હાથ પોતાના હાથમાં પકડ્યા. "પાછો આવ્યો, દીકરા ! ભારે વાત થઈ."

મને એમનો ચહેરો સારો ન લાગ્યો. એ બહુ ઘરડા થયેલા લાગતા હતા અને ચહેરા પર ફીકાશ આવી ગઈ હતી. મેબલ સાવ બદલાઈ ગઈ હતી. ચાર વર્ષ પર જે રમતિયાળ છોકરીને હું મૂકી ગયો હતો તે જ આ બાળા ? કરચલીવાળી લાંબી બાંહ્યોવાળો, કમ્મરમાંથી તંગ, ભપકાદાર, જમીન ઝાડતા ઘાઘરાવાળો ફ્રૉક, તથા પક્ષીની પાંખો ખોસેલો છાપરા જેવો મોટો ટોપો ! એનો પોષાક, ખાસ કરીને ટોપો, મને બહુ વિચિત્ર લાગ્યો. પણ એણે મને પાછળથી ખાતરી આપી કે

એ તો છેલ્લામાં છેલ્લી ફેશનનો હતો. ટોમ તો હતો તેવો જ સાદો હતો. હવે લગભગ તેરનો થયો હશે. ઊંચો વધ્યો હતો અને સાદ ફાટી ગયો હતો. હસતે મોઢે મોટા ભાયડા જેવો લાંબો હાથ તેણે આગળ ધર્યો.

"તને એકે ગોળી વાગી હતી કે?"–પહેલો જ સવાલ તેણે કર્યો. બીજો સવાલ "કેટલા ફિલિસ્ટાઈનોને* તેં માર્યા?", ત્રીજો, "કેટલું સોનું મળ્યું?"—છાપાંઓમાં આ ટાપુઓનાં ધન વિષે ઘણું છપાતું હતું.—અંતે બાપુએ તેને બોલતો અટકાવ્યો, અને ગામના મેયર તથા વીંટાઈને ઊભેલા લોકોમાંથી કેટલાક સાથે મારી ઓળખાણ કરાવી.

સ્પેન સાથેના આ યુદ્ધમાં મારો પ્રવેશ સરઘસ વાટે થયો હતો, અને છેવટ પણ સરઘસ વાટે જ થઈ રહ્યું હતું. મોટર પરની છત્રી પાડીને તેને ખુલ્લી ગાડી કરવામાં આવી. આગળ બેન્ડ ચાલ્યું અને પાછળ મને આવકાર આપવા આવેલા આશરે સોએક માણસોનું સાજન. ટોમે ઇજીનને હેન્ડલ માર્યું. ઊપડતી વખતે બંદૂકો ફૂટે તેમ ઇજીને ફટફટારો કર્યો. ગોકળગાયની ગતિએ અમે મુખ્ય રસ્તો પસાર કર્યો. બાજુ પરના દુકાનદારો અને ઘરાકો બહાર નીકળીને રૂમાલ હલાવી આવકાર આપવા લાગ્યા. બંબાખાનાની સામેના શહેરના બાગમાં અમે અટક્યા. ત્યાં એક નવું બેન્ડસ્ટેન્ડ બાંધેલું હતું. પહેલેથી કંઈ પણ ચેતવણી વિના જ મને મોટરમાંથી ઊતરી તખતી (પ્લૅટફૉર્મ) પર ચડવાની સૂચના થઈ. લોકો ઉત્સાહપૂર્વક ભેગા થયા. મેયર અને પાદરીએ વખાણથી ભરેલાં ભાષણ કર્યાં. મને થયું કે ધરતી માગ દે તો બચું! પણ, ઊલટું, મને ભાષણ માટે ઊભા થવાની આજ્ઞા થઈ!

મેં સૌને નિરાશ કર્યા. લોકોએ આશા રાખેલી કે હું લડાઈની કાપાકાપીનું રોમાંચક ચિત્ર ઊભું કરીશ. છાપાઓમાં તેમણે ભયંકર મૂંડમાળ શિકારીઓ અને (કૂતરાંનું માંસ ખાનારા) શ્વપાકોનાં વર્ણનો વાંચ્યાં હતાં. તેમને વિષે લોકોને વધારે જાણવું હતું. પણ મને તો વાતો

* ફિલિસ્ટાઈન (પેલેસ્ટાઈન) અને ફિલિપાઈન વચ્ચેનો ભેદ છોકરો જાણતો નથી.

યાદ આવી લૂઝોનના નાના નાના કસબાઓની, તેની શાંત ગુજરીઓ, તેનાં પુરાણાં પથ્થરનાં દેવળો, તેમનાં તાડનાં ઝૂંપડાં, ભાતનાં ખેતરો, અને તે ખેતરને ખેડનારાં વાંકા લાકડાનાં હળ તથા કાદવ ખૂંદતા પાડાઓની! વળી, મને ત્યાંની પ્રજા સાંભરી: પેલો બુઢ્ઢો ગાડીવાન જેની સાથે હું બે'ક દિવસ રહેલો, તથા મેકિસમિનો નોલાસ્કો અને જેને કદાચ હું પરણી લેત તે તેની સુંદર દીકરી કારિટા! મેં જે કહ્યું તે ફિલિપાઈનોની પ્રશંસા જ હતી. લોકોએ આ બધું વિનયથી સાંભળ્યું ખરું. પણ મને લાગે છે કે મારું ભાષણ તેમને ફીકું લાગ્યું.

છેવટે અમે આમાંથી છૂટયા. પણ તે બાદ મહિનાઓ સુધી લોકો મને રસ્તામાં જ થોભાવી સવાલ પર સવાલ કરતા. ટોમ તો પીછો છોડે જ નહીં. રાત ને દિવસ એના સવાલો ચાલુ જ હોય. અને, સાચે જ, એ લુચ્ચાએ રફતે રફતે કોતરી કોતરીને મારી પાસેથી એકે એક વાત કઢાવી લીધી. કારિટા વિષેના મારા ભાવો પણ તેણે શોધી કાઢયા. અને વિનોદ ભર્યે ચહેરે પૂછયું, "કાં તું એને પરણે નહીં? આજેયે તારા મનમાં એને વિષે પ્રેમ તો દેખાય જ છે, અને તું કહે છે તે પરથી એ છોકરી પણ લાયક જ માલૂમ પડે છે."

અલબત, એ લાયક હતી. ક્યારે એનો કાગળ આવશે તેની હું રાહ જોતો. અમે બન્નેએ પરસ્પર એકબીજાની ભાષા થોડી થોડી શીખી લીધી હતી. એ મને ટાગાલોગ ભણાવતી, હું એને અંગ્રેજી. એણે મને અંગ્રેજીમાં અને મારે એને ટાગાલોગમાં લખવું એમ ઠર્યું હતું. પણ મહિનાઓ વીતી ગયા છતાં તેનો એકે કાગળ આવ્યો નહીં.

ઘરના લોકોએ માની રાખ્યું હતું કે કેટલોક સમય તો મારે છુટ્ટી જોઈશે જ. એટલે, થોડા દિવસ મેં આમ તેમ રખડવામાં, ખેતર પર જવામાં અને પિતાશ્રીના ધંધાને સૂંઘી જોવામાં* ગાળ્યા. પિતાજીનાં બે ખેતરો હતાં અને, ઉપરાંત, ઝારિકામાં તે માલ ઉપાડવાનો અને વખાર રાખવાનો ધંધો કરતા. મારી ગેરહાજરીમાં એ ધંધો વધી ગયો હતો. આજુબાજુનાં શહેરોમાં એમણે શાખાઓ પણ ખોલી હતી. લગભગ સોએક ગાડી-ગાડાં અને માલની એક મોટી વખાર તે ચલાવતા

* એટલે ધંધાના વાતાવરણમાં અમથાં આંટા મારવામાં.

હતા. ખાણોની મશીનરી, ફર્નિચર તેમ જ બીજા વેપારોને લગતો— ટૂંકામાં, બધી જાતનો માલ તે લઈ જતા–લાવતા અને સંઘરતા. ધંધો ધીકતો હતો.

એક દિવસ હું પિતાજીની જોડે તેમની ઑફિસમાં ગયો હતો. અમે વહેલા જ પહોંચ્યા હતા. ઘોડાઓ — લગભગ બસો ઘોડા — અમારી પાસે હતા. તબેલાના ઉપલા માળથી લાંબા ઢાળડા* વાટે નીચે ઊતરી રહ્યા હતા અને ગાડાંઓને જોડાતા જતા હતા. ઘોડાની સરખે સરખી જોડીઓ અને ચળકતા સાજની શોભા જોવા જેવી હતી. બાપુ ટપાલ વાંચતા હતા તે દરમ્યાન હું આમતેમ ફરતો રહ્યો અને બારીમાંથી વખારમાં ચાલતું માલની ઠાલવણીનું કામ નીરખતો રહ્યો. તેટલામાં બાપુએ બોલાવ્યો.

"નેડ, હું તારી સાથે જરા એકાન્ત શોધતો જ હતો . . . તારો વિચાર આગળ પર શું કરવાનો છે ?"

"મને કંઈ જ ખ્યાલ નથી, પાછા કૉલેજમાં જઈ ભણતર પૂરું કરવાનું તો મન નથી. એક તો ઉંમર પણ વધી છે અને વળી લડાઈના અનુભવને લીધેય ફેર પડ્યો છે, . . ."

"મારો ધંધો ગમશે? ધંધો સારો છે. મેં જ જમાવ્યો છે. એટલે જ સૂચવું છું."

તે ધ્યાનથી મારી તરફ જોતા રહ્યા. તે મને પોતાનું જમાવેલું રાજ સોંપવા તૈયાર થયા હતા. આવો ધંધો કરવાની લાયકાત વિષે મને શંકા હતી. તે મેં તેમને જણાવી. વળી, હમણાં મારા મનમાંયે ઉચાટ હતો. તેથી ક્યાંય ગોઠવાઈ જવાનો નિશ્ચય કરી શકતો નહોતો. પણ પોતે સ્થાપેલી ગાદી પર બેસાડવા તૈયાર થયેલા બાપ આગળ એ તો શી રીતે કહેવાય? તેથી મેં આદરપૂર્વક એટલું જ કહ્યું કે મને વિચાર કરવા થોડો વખત જોઈએ.

"અલબત," એમણે કહ્યું. "હું એ જ ઇચ્છું છું. તું ઉતાવળે નિર્ણય કરે એમ હું માગતો જ નથી. તને ગમે તેટલો વખત લે."

* પગથિયાંવાળી સીડી નહીં, પણ ઊંચે જતો ઢાળ, જેવો આજકાલ ઘણી જગ્યાએ સ્ટેશનોના પૂલો પર હોય છે, તેવો ચડવા–ઊતરવાનો માર્ગ.

એક અઠવાડિયા પછી મેં પ્રયોગરૂપે જોડાવા ખુશી બતાવી અને આશા આપી કે એમાં જો ફાવ્યો તો ચોંટી જઈશ.

તે દિવસથી જ મને ધંધામાં તૈયાર કરવા માટે પિતાજી કેડ કસીને મંડી પડ્યા. મારી જાણ કે કલ્પના પ્રમાણે, આનું કારણ એ જ હતું કે તેમની તબિયત લથડતી જતી હતી. છતાં, તે દાક્તરને બતાવવા કબૂલ થતા નહોતા, કારણ કે આખા જન્મારામાં તેમણે કદી દાક્તરનું ઘર જેયું નહોતું. આ એમની હઠ માને દુઃખદાયક થતી હતી. દાક્તરની સલાહ લેવા એમને સમજાવવા તે મને પ્રેર્યા કરતી. મેં પ્રયત્ન કર્યો. પણ પિતાજીએ ટૂંકો જવાબ વાળ્યો, "મને શું થાય છે તે હું બરાબર જાણું છું, અને તેનો ઉપાય પણ. હું સંભાળીને વરતીશ." શિયાળો પૂરો થતાં પહેલાં તેમણે પથારી પકડી. છેવટે અમે ડા. હોરેસ વિંડલને તેડાવ્યો. પિતાશ્રીએ તેને હસતાં હસતાં કહ્યું, "મને શું થયું છે તે હું જ તમને સમજાવું." દાક્તર નવો જ હતો. બલ્કે, બાળપણમાં મારી સાથે જ ભણતો હતો. તેણે કહ્યું કે બાપુનું નિદાન બરાબર હતું અને થોડી ઘણી વેદના ઘટાડવા ઉપરાંત બીજો કોઈ ઇલાજ કરવા જેવું રહ્યું નહોતું. ઉનાળામાં તેમનું અવસાન થયું. . . જે રીતે એમણે પોતાનો ધંધો જમાવ્યો હતો અને જે રીતે છેવટ સુધી તે કામને વળગી રહ્યા હતા, તેમ જ બીજી બધી રીતે એમના જીવન પ્રત્યે જોતાં મને લાગે છે કે મારા પિતા એક ખરા મર્દ હતા.

*

મેં ધંધો ચાલુ રાખ્યો. ટોમને એમાં રસ હતો. તેથી નિશાળમાંથી જેટલો વખત બચતો તે બધો તે એમાં આપતો. મને ઘેર આવ્યે સાતઆઠ મહિના થઈ ગયા. કારિટાને મેં બે કાગળ લખ્યા, પણ જવાબ મળ્યો નહીં. પણ એક દિવસ બોબ સેલર્સનો કાગળ આવ્યો. બોબ ત્યાં જ રહી પડ્યો હતો અને પોલીસના ખાતામાં જોડાયો હતો. એ દક્ષિણ લૂઝોન ગયેલો અને નોલારકો પરિવારને મળેલો. મારા કાગળોનો જવાબ પોતે કેમ ન આપ્યો તેનું કારણ મને જણાવવા કારિટાએ તેને કહ્યું હતું: "તેના નાના ભાઈ સાંચોને કોઢ દેખાયો છે અને લડાઈ દરમિયાન સંદેશો પહોંચાડવા જતાં જે કોઢઘરમાં હું જઈ ચડ્યો હતો,

ત્યાં એને મૂકવામાં આવ્યો છે. ઉપરાંત કારિટાને ડર છે કે ઘરના બીજા માણસોનેયે એનો ચેપ લાગ્યો હોય. આવી ચિંતાને લીધે જ તે જવાબ આપી શકતી નથી."

આ ખબરથી હું હેબકાયો. કોઢ! એ શબ્દ જ મારું લોહી ઉડાડી મૂકવા પૂરતો હતો. બાપડો મેકિસમિનો અને ગરીબ બિચારી કારિટા! થોડા વખત પછી મને ખ્યાલ આવ્યો કે હુંયે એ જ ઘરમાં રહેતો હતો ને? એમના ઘરમાં હું સૂતો છું અને એમનું રાંધેલું મેં ખાધું છે. એક ક્ષણ ભર હું ડરથી ધ્રૂજી ઊઠ્યો. પણ પાછો શાંતિથી વિચારવા લાગ્યો: મને આવ્યે આઠ મહિના તો થઈ ગયા છે. અને મારું શરીર સાવ તંદુરસ્ત છે. આમ મારે પોતાને વિષે નિર્ભય થયો અને સાંચોનો જ વિચાર કરવા લાગ્યો. એટલા નાના બાળકને આવો રોગ શી રીતે થયો હશે? મારી માન્યતા હતી કે આવો રોગ તેવા રોગીની સાથે શરીર સંબંધ કરવાથી જ લાગે છે. તેથી સાંચોનો ચેપ હું સમજી શકતો નહોતો. આખરે મને તે સમજાય એવી બાબત નથી એમ વિચારી તે છોડી દીધી. પણ કારિટા તથા તેના પર ઝઝૂમતા જોખમનો મને સદાયે વિચાર આવ્યા કરતો. શું એને એ ચેપ લાગ્યો હશે? નહીં તો તે કાગળ લખ્યા વિના રહેત નહીં. તે સુંદર તનુમુખીને એવું કાંઈ થાય એ વિચાર જ મને અસહ્ય થઈ પડ્યો. મેં મારો ઘોડો મંગાવ્યો અને દૂર ફેરફટકાએ નીકળી પડ્યો તથા સાંજ વીતી ગયા પછી મોડેથી ઘેર આવ્યો. ટૉમ મને કારિટાનું નામ લઈ ચીડવવા લાગ્યો. મેં એને સાંચોના ખબર આપ્યા. એ ગંભીર અને દિલગીર થયો. ટૉમ ઘણો સમજુ હતો. ત્યાર બાદ કદી એણે નોલાસ્કો કુટુંબની વાત છેડી નહીં, અને તેના મારા પ્રત્યેના વર્તનમાં સૂક્ષ્મ ફરક પડી ગયો. મને લાગે છે કે એ મારી મનોવ્યથા કળી ગયો હતો.

આમ તો જીવન રોજના ઢસરડામાં ચાલ્યું જતું. બે ખેતરો અને વખાર પાછળ અમારે કામ ઢગલાબંધ હતું. 'અમારે' કહું છું કારણ કે ટૉમની મને ખૂબ મદદ હતી. હાઈસ્કૂલ પૂરી કર્યા પછી તે કૉલેજમાં ગયો હતો. પણ મોટી રજાઓમાં તે ટેવાયેલા માણસની પેઠે કામને બરાબર

બાઝી પડતો. તે એક સચ્ચો જવાંમર્દ બન્યો હતો, અને તેને જોઇ અમારી બધાંની છાતી ફૂલતી હતી.

*

મને પાછા આવ્યે નવ વર્ષ વીતી ગયાં. હજુ સુધી કાંઈ અવનવું બન્યું નહોતું. પણ એક ક્ષણે મારા જીવનને પલટાવી દીધું. રોજની ઘરેડ જેવા લાગતા જીવનને જાણે વીજળી લાગી હોય તેવું બન્યું. અર્થાત્, તેનું નિમિત્ત એક તરુણી હતું. એક ઉજાણીમાં તે પોતાના ભાઈ સાથે આવી હતી. પણ જે ક્ષણે મારી આંખો તેના પર પડી તે પછી મને બીજું કશું દેખાતું અટક્યું. એવી સુંદરી મેં કદી પહેલાં જોઈ નહોતી. હાસ્યરંજિત અવાજે તે બોલતી. એવી ખુશમિજાજ અને આનંદી સ્ત્રી મેં ક્યારેય જોઈ નથી. મેં કરેલી જૅનની આરાધના આગ્નિનાલ્ડોને પકડવા માટેની દોડાદોડ જેવી જ હતી: સાહસિક અને વેગીલી. ફરક એટલો જ કે આગ્નિનાલ્ડોને હું કદી પકડી શક્યો નહીં, જ્યારે જૅન એક મહિનામાં જ મને પરણવા સમ્મત થઈ. તેણે એટલું જ જણાવ્યું કે, "પણ હમણાં નહીં. મારાં માતાપિતાના સંતોષાર્થે મારે નિશાળ તો પૂરી કરવી જ જોઈએ."

જૅન સંગીતનો ખાસ અભ્યાસ કરી રહી હતી. તે પિયાનો વગાડવામાં નિપુણ બની હતી. નવા રાગો પણ ગોઠવી શકતી. તેના પિતાએ અમારી નજીકમાં જ એક મોટું ખેતર ખરીદ્યું હતું. જૅનને લાગતું હતું કે તેને આ સંગીતશાળામાં ભણાવવા માટે તેના વડીલોએ ભારે બોજો ઉઠાવ્યો હતો, તેથી એનો અભ્યાસક્રમ પૂરો કરવાની તેની ફરજ હતી.

એક રાત્રે તેણે મારી આગળ એક નવી જ 'ચીજ' વગાડી. એવી આકર્ષક તાન મેં પહેલાં કદી સાંભળી નહોતી.

"આ શું છે? મેં એ કદી પહેલાં સાંભળી નથી," મેં કહ્યું.

જૅન હસી. "ક્યાંથી સાંભળી હોય? મેં આજે જ તે રચી: તમારે માટે!"

મેં એ તેની પાસે વારંવાર વગડાવી. મને યાદ રહી ગયા પછી હું એને બધો દિવસ સિસોટીમાં વગાડ્યા કરતો. તે વેધક તાન અમારી વચ્ચે પ્રેમની ગાંઠ બની.

આ વાત ઇસ્ટરની છુટ્ટીમાં બની હતી. તે પછી તે નિશાળે ગઈ, પણ ઉનાળામાં પાછી આવી. મારા જીવનનો તે સુખીમાં સુખી ઉનાળો હતો.

સપ્ટેંબરની શરૂઆતમાં એક રાત્રે જૈન અને હું ઝારિકાના એક મેળાવડામાં ગયેલાં. પાછા ફરતાં અમે અમારી ઑફિસમાં રોકાયાં. બારીએ બેસી જૅન પેલું ગીત ગણગણતી હતી. એટલામાં આગની બૂમ સંભળાઈ. અમે એકદમ ઊભાં થઈ ગયાં અને મેં ઑફિસનું મુખદ્વાર ખોલી નાંખ્યું. રાતનો પહેરેદાર અમારી તરફ દોડતો આવી રહ્યો હતો.

"વખારનો ત્રીજો માળ લાગ્યો છે, કદાચ તબેલા પણ ઝડપાય!"

તબેલામાં રાતપાળીમાં ત્રણ માણસો રાખેલા હતા. ઘરડો વૉશ અને બીજા બે. અમે ત્યાં પહોંચ્યા ત્યાં જ વૉશ જમણી બાજુના ઢાળડા પરથી નીચે આવતો દેખાયો.

"ક્યાંક લાહ્ય લાગી છે, મિસ્ટર લૅંગફર્ડ. પાછલી બારીઓમાંથી તો આખું શહેર પેટયા જેવું દેખાય છે."

બીજા બે પણ દોડતા ઊતરતા હતા. ઘાંટો પાડી મેં તેમને અટકાવ્યા. "તમે ઢાળડા પર જ ઊભા રહો. વૉશ અને હું ઘોડાઓના બંધ કાપી નાંખીએ છીએ. નીચે ઊતરે તેવા જ તમે તેમને આગળ ભગાડો."

"એ જુઓ, તેઓ તો આવે જ છે!"

વૉશ અને હું ઘોડાઓ ભણી જવા ધસ્યા. પણ જૅને અમને પકડી પાડ્યા અને મને તે ન જવા આજીજી કરવા લાગી. સ્થિતિ ગંભીર તો હતી જ. બહારની બાજુથી આગ ફેલાતી જણાતી હતી, પણ તબેલો હજુ સલામત રહ્યો હતો. મેં જૅનને પાછી હડસેલી પણ તે ચોંટી રહી અને સાથે આવવા હઠ કરવા લાગી. તે જ ક્ષણે ટૉમ છતો થયો. મેં તેને ઘાંટો પાડી કહ્યું:

"સાંભળ, ટૉમ હું ઘોડાઓને જોઈ લઈશ. તું જૅનને સંભાળ."

હું માળ પર પહોંચ્યો. ત્યાંથી ટૉમના ખભા ઉપરથી ગાંસડીની જેમ લટકતી અને છૂટવા માટે પછાડા મારતી મેં જૅનને જોઈ.

"પાછલા તબેલાને પહેલાં છોડ, વૉશ. વૉશ, તું ક્યાં છે?"

"એ જ કરું છું, શેઠ." વૉશનો કાળો પંજો પહેલા ઘોડા પર અફળાતો મેં સાંભળ્યો. તરત જ એક ભૂખરો ઘોડો છૂટયો અને ઢાળડા તરફ ભાગ્યો, હું હાથમાં એક પાવડો લઈ વૉશ ભણી ગયો.

નીચેથી માણસોની કિકિયારીઓ આવતી હતી. મદદ આવી પહોંચી હતી. માણસો ઉપર આવ્યા. તે જ વખતે ગોડાઉનનું છાપરું તૂટી પડયાનો અવાજ આવ્યો.

નીચેના માણસો અમને બહાર નીકળવા ઘાંટા પાડી રહ્યા હતા. મારી એક નાનકડી સવારીની ઘોડી અંદર રહી ગઈ હતી. કમભાગ્યે તે છેક છેવાડે હતી. હું ત્યાં પહોંચ્યો ત્યારે છાપરું ભડભડતું હતું અને ઘોડી ચમકેલી હોવાથી હાથમાં લેવી મુશ્કેલ હતી. તેની પાસેના ઘાસમાં એક તણખો ઊડ્યો અને તે સળગી ઊઠ્યું. મેં ઘોડીને ફેરવવા પ્રયત્ન કર્યો, પણ તેણે મને સળગતી બાજુ તરફ જ ખેંચીને ગભરાવી પછાડી મૂકયો. મારું બાવડું ઝાળમાં આવી ગયું. ખભા સુધી વેદનાનો એક ઝટકો પહોંચ્યો. મેં ઘોડીને એક તમાચો ચોડી દીધો, ત્યારે તે પાછી હઠી. વૉશ ડોસો બીજી બાજુથી આવી લાગ્યો. અમે તેને માર્ગે પાડી. બીજા ઘોડાઓ પહેલા જ નીકળી ચૂક્યા હતા. અમે નીચે ઊતર્યા ત્યારે તો પાછલો ભાગ આગની ઝોળોથી વ્યાપી ગયો હતો.

જૅન તો ગાંડા જેવી થઈ ગઈ હતી. ટૉમે એને પકડી રાખી હતી. તેણે મારી સળગેલી બાંહ્યો અને પછી બાવડું જોયાં. તેને બહુ લાગી આવ્યું. રૂમાલથી હાથને બાંધવા તે મને આગ્રહ કરતી હતી.

"બહુ દુઃખે છે, નેડ?" — "મારો હાથ પાપની જેમ ડંખે છે."

"પણ આ બાવડું? પાછલી બાજુએ બાવડા પર તો ખૂબ જ દાઝયું છે."

મેં હાથ ફેરવીને જોયું. સાચે જ એ દાઝેલો હતો, અને જેવો તેવો નહીં. પણ તે દુઃખતો નહોતો!

તે જ વખતે મારો દાક્તર મિત્ર — હૉરેસ વિંડલ — ત્યાં આવી લાગ્યો. જૅને તેને પાસે બોલાવ્યો. તેણે પલકભરમાં પોતાનો સામાન તૈયાર કર્યો અને બાવડાની મલમત (ડ્રેસિંગ) શરૂ કરી. મેં કહ્યું, "પહેલાં આ હાથનો ઇલાજ કરો, દાક્તર. ત્યાં તો શેતાનની ભઠ્ઠી બળે છે."

"પણ, તો તો, બાવડામાં એ શેતાનની ભઠ્ઠી બળતી હોવી જોઈએ !"

"ના, ના," હું બરાડયો. "હાથને પાટો બાંધો. મને ક્યાં દુઃખે છે તે હું જાણું ને?"

તેણે બન્ને જગ્યાએ મલમત કરી. થોડી વાર એમ ખોટી થયા પછી તે બોલ્યો: "જો, નેડ. જેમ બને તેમ જલદી દવાખાને આવ. હું ફરીથી વધારે સારી રીતે ત્યાં બાંધીશ. આ જખમો જરા સખત જ છે."

ટૉમે કહ્યું: "તું જા. હું નોકરોને બોલાવીને ઘોડાઓની વ્યવસ્થા કરી નાંખીશ."

હું જૅનની સાથે ગાડીમાં બેસી વિંડલને દવાખાને ગયો. આખી ભુજા ફરીથી ખોલી તેણે બહુ ઝીણવટથી ઉપચાર કર્યો. જખમો છતાંયે મારા બાવડા આગળનો એક ભાગ તેને અલાગણો* માલૂમ પડ્યો.

"નેડ, અહીં તને કદી કંઈ ગોળી-બોળી તો નહોતી લાગી? અથવા કંઈ બીજો ઘા? લશ્કરી ખચ્ચરની લાત કે એવું જ કાંઈ?"

"શું તારું ભેજું? ત્યાં એવું તે શું તને દેખાય છે?"

"મારું ભેજું ચાલે છે ત્યાં સુધી તો કંઈ દેખાતું નથી. પણ કારણ વિના જ કોઈ ભાગ આમ અલાગણો કેમ થાય? ખેર, એને લીધે તને વેદના નથી થતી, એ લાભ જ સમજીએ અને ચિંતા છોડીએ."

જૅન અને હું પાછાં આવ્યાં. ટૉમને અમે ગાડીમાં લઈ લીધો.

"આગ હોલવાઈ ગઈ છે, નેડ, અને બધા ઘોડા પણ બરાબર મળી ગયા છે."

"જૅન, આજના અકસ્માતમાં મને કંઈ થયું હોત, તોયે આપણો આખો કારભાર સંભાળવા જેવો આ નાનકો સમર્થ છે."

"લો હવે નેડની વાત સાચી માનીને ન ચાલશો, જૅન"— ટૉમે લાડ કર્યો.

---

* જ્યાં કશું લાગેલું, અડેલું સમજાય નહીં. બહેર મારી ગયેલા કરતાંયે વધારે લાગણીશૂન્ય. બહેર મારેલામાં ભારની લાગણી સાધારણ રીતે હોય અને બહુ જોરનો આઘાત સમજાય. લકવામાં અલાગણા ઉપરાંત હલાવવાની શક્તિ પણ ચાલી જાય.

## ૩

# ચિંતાકારી ચાઠાં

આગ પછીના મહિના કામની ધાંધલમાં ગયા. વીમાની રકમ મેળવવી, આગ–રોક (ફાયર પ્રૂફ) મકાન માટે કંટ્રાક્ટ આપવા, નવાં ગાડાં અને ખટારા ખરીદવાં વગેરે કામોથી મારા દિવસો સવારથી રાત સુધી ભરચક રહેતા. નવી ખરીદીઓમાં બે મોટરગાડાં હતાં. અમને ઘોડા ગમતા, પણ દેખીતું હતું કે હવે પછીના જમાનામાં માલ વાહવાનું સાધન મોટર જ થવાનું. જ્યારે અમે પહેલાં બે ગાડાં ખરીદ્યાં ત્યારે આખા દેશમાં આવાં વાહન માત્ર ૭ હજાર જ હતાં. એની કડાકૂટ પણ ઓછી નહોતી. વારંવાર ભાંગતૂટ થતી, અને પછી તેની દુરુસ્તી કરવાની. ટૉમનો કૉલેજનો અભ્યાસ પૂરો થયા પછી તેણે વિચાર્યું કે કોઈ મોટર બનાવવાનાં કારખાનામાં જ સીધા પહોંચી જવું અને તેને લગતું કેટલુંક અનુભવજ્ઞાન મેળવી લેવું. અમને બધાંને એ વિચાર ગમ્યો, કારણ કે આખું કુટુંબ વત્તુંઓછું મોટર-ઘેલું થયું હતું. ત્રણ મહિના પછી ટૉમ કંઈક જ્ઞાન અને ઘણો ઉમંગ લઈ પાછો આવ્યો. એક ત્રીજું મોટર ગાડું ખરીદવા માટે તેણે મને આગ્રહ કર્યો. તેણે એટલો મને એમાં રસ લેતો કર્યો કે મોટરની અંદરની યાંત્રિક રચના જાણવા માટે મેં સારી પેઠે સમય ગાળ્યો.

ભાવિ ગુલાબી દેખાતું હતું. જૅન છેલ્લા વર્ષમાં હતી. પાછી આવ્યા બાદ જૂનમાં લગ્ન કરવાનું અમે ઠરાવ્યું હતું. મા અને મેબલ બન્નેની તે પ્રિય થઈ પડી હતી. મેબલ પણ એક જણ સાથે પ્રેમમાં પડેલી હતી, એટલે બન્ને બેનપણીઓને પરસ્પરની વાતો કહેવાનો રસ જાગેલો હતો અને તેમનો સતત પત્રવ્યવહાર ચાલતો. જૅન નિશાળે ગઈ તે પહેલાં અમારે બન્ને માટેનું નવું મકાન બાંધવાનુંયે અમે શરૂ કરી દીધું હતું. દક્ષિણ તરફના અમારા ખેતરમાં નદી અને જંગલ પાસે

તેની જગ્યા આવેલી હતી. બાંધકામ જોવા માટે મારે ત્યાં રોજ આંટો ખાવો પડતો. આ રીતે નવરા રહેવાને મને ભાગ્યે જ વખત મળતો. બાંધકામ પર દેખરેખ રાખવા માટે મારે વારંવાર ખેતરથી શહેરમાં અને શહેરથી ખેતર પર ફેરાઆંટા કરવા પડતા.

મારા ઘા વખતસર રૂઝાઈ ગયા. પણ પેલા વિલક્ષણ અલાગણા બાગ રહી ગયા. ડૉ. વિંડલને ખાતરી લાગતી હતી કે કોઈ ભુલાઈ ગયેલી ઈજાનું જ એ પરિણામ હશે.

નાતાલમાં જેન ઘેર આવી હતી. એ દિવસો અને રાતો અનુપમ આનંદનાં હતાં. ટોમ પર ભાર નાખી દઈને હું ઑફિસમાંથી ગાપચી મારતો. ટાઢ છતાં દિવસે જેન અને હું અમારા અડધા બંધાયેલા ઘરમાં રખડતાં, અને લગભગ દરેક રાતે એક કે બીજા જલસામાં હાજરી આપતાં. નિશાળ ખૂલતાં એ પાછી ગઈ તે મને ગમ્યું તો નહીં, પણ મન વાળ્યું કે આ હવે છેલ્લી જ વાર છે અને માત્ર પાંચ જ મહિના રાહ જોવી પડશે. તેની ગાડી ઊપડી, ત્યારે તે દેખાતી સાવ બંધ થઈ ગઈ ત્યાં સુધી રૂમાલ હલાવતી તે ગાડીની તકતી પર ઊભેલી હતી.

ઑફિસ પહોંચ્યો ત્યારે બૉબ સેલર્સનો કાગળ ટેબલ પર જોયો. તે હવે ફિલિપાઈન્સમાં લગભગ કાયમ માટે વસી ગયો હતો. પોલીસ ખાતામાં તે મેજર બન્યો હતો. છેલ્લાં કેટલાંક વર્ષ દરમ્યાન તેણે ઘણો વખત દક્ષિણના બેટોમાં ગાળ્યો હતો — ખાસ કરીને મિન્ડાનાઓમાં મોરોલ લોકો સાથેની ઝપાઝપીઓમાં. આ મોરોલ લોકો બડા ઝનૂની લડવૈયા છે. મુસલમાન છે. માને છે કે કોઈ નાસ્તિકને ભાલાની અણી પર ઉતારવો એ બેહેસ્તમાં જગ્યા મેળવવાનો ખાતરીનો ઉપાય છે. 'નાસ્તિક' એટલે અલબત નાપાક ખ્રિસ્તી — પછી ફિલિપી હોય કે અમેરિકન! મને હસવું આવ્યું. કેવી આ દુનિયા છે! અમે એ લોકોને નાસ્તિક કહીએ. તેઓ નાક ચડાવીને માત્ર સામો જવાબ જ ન આપે કે 'તમે જ મૂઆ તેવા', પણ બરછી લઈને લાગલા પાછળ પણ પડે!

આ કાગળમાં મારા જૂના મિત્રો બાબત કશું જ લખ્યું નહોતું. પણ એક મહિનાની અંદર તેનો બીજો કાગળ આવ્યો. કારિટાના ભાઈ સાંચોને કૂલિયન નામે બેટમાં રવાના કરવામાં આવ્યો હતો. ચીની

સમુદ્રને કિનારે મનીલાની દક્ષિણે લગભગ બસ્સો માઈલ પર આ બેટ છે. ત્યાં અમેરિકનોએ એક કોઢિસ્તાન વસાવ્યું છે. બોબે લખ્યું હતું કે ત્યાં કેટલાક સારા દાક્તરો છે અને તેઓ આ વિલક્ષણ રોગને મટાડવાનો ઇલાજ મેળવવાની ઘણી આશા બતાવે છે. કારિટાની બાબતોમાંયે આ પત્રમાં નવાઈભરી હકીકતો હતી. એણે વિવાહ કર્યો હતો અને સેબુ રહેવા ગઈ હતી. પણ થોડા વખતમાં જ તે વિધવા થઈ. તેને એક બાળક પણ થયું હતું. પણ તે જીવ્યું નહીં. મેં તરત જ બોબને કાગળ લખીને મારે મદદ કરવા જેવું હોય તો જણાવવા સૂચવ્યું. મૅક્સિમિનો અને કારિટાને પણ મેં કાગળ લખ્યો. તેમાં બોબના કાગળની બાબતોનો ઉલ્લેખ કર્યો નહીં, પણ મારી જ થોડીક હકીકતો જણાવી તેમને હું કેટલો યાદ કરું છું તે લખ્યું.

વસંત બેઠો. થોડા મહિનામાં જૅન પાછી ઘેર–'અમારે' ઘેર–આવશે. સ્નાનઘરના ફુવારા–નળ નીચે હું ગીત સિસોડતો* નહાતો હતો તેટલામાં એકાએક બાવડા પરનું પેલું ચાઠું યાદ આવ્યું. હું તેને ભૂલી જ ગયો હતો. મેં હાથ મરોડીને જોયું.

એક અજબ લાગણી મારા શરીરમાં પસરી. મને લાગે છે કે તે હૃદયમાંથી ઊઠી અને બરફના ઠંડા પાણીની જેમ મારી નસોમાં વહી. આ શું? ઊંચે ખભા પાસે એક બીજું ચાઠું! મારો નખ દાબીને મેં તેને તપાસ્યું. અજબ! પહેલાની જેમ જ તેમાંયે સ્પર્શજ્ઞાન નહોતું. ફુવારા નીચેથી નીકળીને હું કપડાંના કબાટ પાસે ગયો. તેમાંથી નરેણી કાઢીને તેની અણી પેલા ધોળાશ પડતા ચાઠામાં દાબી. કાંઈ શંકા જ ન રહી. ત્યાં કશી જાણ્પ માલમ પડતી નહોતી.

મેં ઉતાવળે કપડાં પહેર્યાં. માને કહ્યું કે મારી જમવામાં રાહ ન જુએ. હું શહેરમાં જ જમી લઈશ. મોટરમાં બેસી સીધો વિંડલને ઘેર પહોંચ્યો. તેની પત્નીએ દરવાજો ખોલ્યો. દાક્તરની સ્ત્રી હોવાથી બહુ વહેલું કોઈ આવી ચડે તેની તેને નવાઈ નહોતી. તેણે મને ઑફિસમાં બેસાડ્યો અને વિંડલને ખબર કરી.

---

* સિસોટીમાં વગાડતો.

તે પેઠો તેવો જ હું બોલી ઊઠયો: "અહીં જો પહેલાંના જેવું એક બીજું કમબખત ચાઠું ઊઠયું છે."

તેણે બન્ને ચાઠાં ફરીથી તપાસ્યાં. કાપ મૂકીને પણ જોયાં. પછી પોતાની પ્રયોગશાળામાં જઈ એક લાંબી સોય લાવ્યો. "આથી જરા ઘા પડશે, પણ આપણને ખબર પડી રહેશે." ઠીક પરીક્ષા થાય તે માટે મેં મારી આંખો મીંચી દીધી.

"લાગે છે?" તેણે પૂછયું. "મુદ્દલ નહીં. તું શું ધારે છે?"

"કંઈ સમજાતું નથી, નેડ. પણ ગભરાવામાં તો મૂર્ખાઈ જ છે. મને ખબર ન પડે તેથી શું? ચામડીનાં દરદો કેટલાંયે છે, જે વરતી નથી શકાતાં. એટલે એના ખાસ જાણકારની સલાહ લેવાની જરૂર છે. દા. ડિકસનને તું દેખાડ. તું એને ઓળખે તો છે જ."

અમારા શહેરમાં એ નવો જ હતો. હું તેને જરાતરા જ ઓળખતો હતો.

"તું કહે તો તેને 'ફોન' કરું, નેડ."

હું પહેરણ ચડાવતો હતો. મેં જવાબ આપ્યો: "હોરેસ, આજ સુધીમાં હું ભાગ્યે જ એક દિવસ પણ માંદો પડયો છું. ફિલિપાઈનમાં આટલાં વર્ષો રહ્યો. મારા સાથીઓને કેટલીયે જાતના મંદવાડ આવી ગયા. પણ હું બચેલો રહ્યો હતો. અને ત્યાં કેવી કેવી સ્થિતિમાં રહેવું પડતું હતું!—અમારી કોઈ કોઈ વારની હાડમારીઓની વાતો કહું તો તારો વિશ્વાસે ન બેસે—પણ મારે મંદવાડનું નામે નથી જોઈતું. પણ, ડિકસનને ફોન પર પૂછીએ. જો એ નવરો હોય તો હમણાં જ જાઉં."

તે પછીના અર્ધા કલાકની અંદર તો ડિકસને મને તપાસી પણ લીધો. એ પણ મૂંઝવણમાં પડયો. તેણે કહ્યું:

"મેં વરત્યું છે એમ ડોળ કરવામાં કંઈ જ માલ નથી. નિખાલસપણે મારે કહેવું જોઈએ કે હું આનું નિદાન કરી શકતો નથી. મેં કોઈ દિવસ આવો કેસ જોયો નથી. તમારી જગ્યાએ હું હોઉં તો કોઈ મોટા શહેરમાં જાઉં ને મારા કરતાં વધારે જાણકારને બતાવું."

આમ ત્યારે! આખી જિંદગીમાં મને કદી દાક્તરની ગરજ પડી નહોતી, અને આજે ગરજ પડી ત્યારે તેઓ કહે છે કે અમને તારો

કેસ સમજાતો નથી ! હું પાછો ઘેર ગયો. બીજી વાર ફુવારા તળે બેઠો. બાવડાને ઘસીઘસીને ચામડી લગભગ ઉતરડી નાંખી. પછી તેના પર સારી પેઠે સ્પિરિટ રેડ્યું અને એક ચોખ્ખો પાટો બાંધી પાછો ઓફિસમાં પહોંચ્યો.

કામ તો એ દિવસોમાં ઢગલાબંધ હતું. પણ પેલાં ચાઠાંઓનો વિચાર વારંવાર ઊઠતો અને કામમાં મન લાગવા દેતો નહીં. દાઝ્યાનાં ચાઠાંની મને પરવા નહોતી. એ તો મેં કમાયેલા ચાંદ હતા. પણ આ એ કદરૂપા ડાઘ ક્યાંથી આવ્યા ? કેમ આવ્યા ? જતા કેમ નથી ? આ કંઈક અવનવું જ છે.

ડિકસનને મળ્યા બાદ લગભગ એક મહિને મને એકાએક એક શંકા ઊઠી. સંભવ છે કે ઊંડે ઊંડે મારા મનમાં એ પહેલાંયે સંતાઈ રહેલી હોય અને મેં તેને સ્પષ્ટ થવા દેવાની હિંમત ન કરી હોય. ડિકસનની સલાહે મારા મન પર અસર કરી જ હતી. જૈન પાછી આવી તે પહેલાં સેન્ટ લુઈ કે કૅન્સાસ જેવા કોઈ મોટા શહેરના દાક્તરની સલાહ લેવાનો મને વિચાર આવતો હતો. એક રાતે હું કેટલાક જૂના કાગળો ઉથલાવી રહ્યો હતો. બૉબના ઘણાખરા કાગળો મેં બાળી નાંખ્યા હતા. ખાસ કરીને સાંચો અને કારિટાને લગતા. કારણ, જો કે, એ મિત્રોને લગતી વાતો તો મેં બીજાઓને કરી હતી પણ ટૉમ સિવાય બીજા કોઈને તેમની વિપત્તિ વિષે જણાવવા ઇચ્છતો નહોતો. જૈનના કેટલાક કાગળોમાં મને એક બૉબનો કાગળ મળ્યો. ભૂલથી તે બાળવો રહી ગયો હશે. તેને હાથમાં લઈ હું બેઠો અને તે પર ઊંડો વિચાર કરવા લાગ્યો. નોલાસ્કોનું ઘર, સાંચો, કારિટા — એ બધો કાળ મારી નજર સામે ખડો થયો; સાથે જ પેલાં ચાઠાંનું ભાન.

ઘરમાં સઘળાં ઊંઘતાં હતાં. દીવા હોલવી નાંખેલા હતા. હું અંધારામાં જ દાદર ઊતર્યો અને ખેતરોમાં ભમવા લાગ્યો. બધું વિચિત્ર લાગતું હતું. નવ વર્ષ થયાં હું ઘેર છું. શરીરે ભરજુવાન અને મજબૂત છું. દાક્તરોને એ ચાઠાંઓ બાબત કશી ધાસ્તી લાગતી નથી. વિન્ડલ માને છે કે એ કોઈ જૂની ઈજાનું પરિણામ હશે. પણ ના, — એ અભિપ્રાય એણે પહેલા ચાઠા વિષે આપેલો. અકસ્માત ? હા; એક

વાર ફૂટબૉલ રમતાં મને ઈજા થયેલી ખરી. પણ તે તો બીજા ખભા પર હતી. એક વાર ઘોડા પરથી પણ પડી ગયેલો. પણ તે વખતે કંઈ ઈજા થઈ હતી કે નહીં, અને થઈ હોય તો ક્યાં — એ યાદ આવતું નથી . . . . પૂર્વ તરફ અજવાળું થતું જોઈ મને ભાન આવ્યું કે હું આખી રાત ભમતો રહ્યો છું. અમારું નવું ઘર બંધાતું હતું ત્યાં હું પહોંચ્યો હતો. થોડી વાર તેને જોતો ઊભો, અને પછી ઉતાવળે પગલે ઘર ભણી વળ્યો. પેલાં ચાઠાં પર મેં નજર નાંખી નહોતી. પણ તેથી શું? નજર જાય કે ન જાય, મગજમાંથી તે ખસી શકતાં નહોતાં.

ઑફિસ ગયો ત્યારે અમારો કંટ્રાક્ટર મને મળવા માટે આવેલો હતો. નવી વખારનાં આગ-રોક બારણાંમાં મેં સૂચવેલા કેટલાક ફેરફારો બાબત તેણે મારી જોડે વાતો કરી. તેના ગયા પછી સૂનમૂન જેવો હું વિચાર કરતો બેઠો. કોઈ રોગ બાબતમાં કઈ જગ્યાએથી માહિતી મેળવી શકાય? ગામના દરેક દાક્તરને પૂછતાં ફરવું અને મને કંઈક થયું છે એવી વાત ફેલાવવી એ મને ગમતું નહોતું. પુસ્તકાલયમાં વૈદકનાં પુસ્તકો હતાં ખરાં. પણ અમારા જ પુસ્તકાલયમાં મને બચપણથી ઓળખનારા ગ્રંથપાળને હું શી રીતે પૂછું કે રોગને — ખાસ કરીને ચામડીને લગતા રોગોને — લગતાં પુસ્તકો શોધી આપો?

ટૉમ એક માંદા થયેલા ઘોડા બાબત કંઈક કહેવા આવ્યો. નવી મોટરોના શોખને લીધે એના ઘોડાઓના શોખમાં લગારે ફેર પડ્યો નહોતો. પશુદાક્તર કરતાં ટૉમ અને વોશ ડોસાના ઇલાજોમાં મને વધારે શ્રદ્ધા હતી.

"ટાઢ વાય છે?" તેણે મને પૂછ્યું.

"નહીં તો! કેમ?" તરત જ મને ભાન આવ્યું કે રોજની જેમ આજે હું પહેરણની બાંય ચડાવીને કામ કરવા બેઠો નહોતો. "ઓહ આને લીધે? પેલાં બારણાં બાબત હેન્ડરસન બહુ વહેલો આવી લાગ્યો હતો. તેની વાતોમાં કોટ ઉતારવો હું ભૂલી ગયો."

ટૉમ મારું ગીત — જેનનું અને મારું પ્રિય ગીત — સિસોટતો બહાર નીકળ્યો. એ ઠગારાને તે રીતે મને ચીડવવામાં મજા આવતી. એ જાણતો હતો કે બીજું કોઈ એ અમારું ગીત ગાય તો મને ગમતું નહીં.

એ રાત્રે ઘેર જતાં મને ખ્યાલ આવ્યો કે કદાચ બાઇબલમાં એ વિષે કંઈ માહિતી હોય. વાળુ કર્યા પછી મારા ઓરડામાં ગયા બાદ મેં શોધ કરવા માંડી. પણ બે કલાકની શોધ પછીયે ખાસ શક લઈ શકાય એવું કાંઈ હું પામ્યો નહીં. પછી બેન હૂરનો મને વિચાર આવ્યો. કદાચ એ પુસ્તકમાં કંઈક હોય. ક્યાંક — ઘણું કરીને કાતરિયામાં — એ ચોપડી પડી તો હશે જ. એક મીણબત્તી લઈ હું ઉપર ગયો. પટારા અને કબાટોમાં ખોળતાં ખોળતાં ચોપડીઓથી ભરેલી એક જૂની ટ્રંકમાં મને એ નવલકથા હાથ લાગી. નીચે મારી ઓરડીમાં તે લઈ જઈ મારે જોઈતો હતો તે પ્રસંગ શોધી કાઢ્યો. બેન હૂર પોતાની મા અને બહેનને ખોળી રહ્યો હતો. પણ જ્યારે તે મળી ત્યારે તે તેનાથી દૂર નાસવા લાગી. "નાપાક! નાપાક! અમારી પાસે આવીશ નહીં." એમ તે એને કહેવા લાગી. મેં હૂરનું વર્ણન વાંચ્યું અને 'હાશ' ખેંચીને ચોપડી હાથમાંથી મેલી. આમ ગભરાવાની કંઈ જ જરૂર નથી, બલ્કે મૂર્ખતા છે. નિરાંત કરી હું પથારીમાં પડ્યો અને આગલી રાતના ઉજાગરાનો બદલો વળી જાય તેટલું ઊંઘ્યો.

બીજે દિવસે સવારે ગામ તરફ જતાં ટોમે મને પૂછ્યું: "શું વાત છે? જેને કંઈ ખુશ ખબર આપ્યા છે?"

"કશું નથી, કેમ?" મેં સામું પૂછ્યું.

"ચંડોળની જેમ સવારથી તું મોટી આંખે વરતી રહ્યો છે, તે પરથી વળી! બાથરૂમમાં તો બધા જ સિસોડે, પણ બે કોળિયાની વચ્ચેયે જ્યારે માણસ ગાય, ત્યારે...! બાએ તારી સામે જોયું ત્યારે તારું ચસકી ગયું છે એમ એને લાગ્યું હોવું જોઈએ! ભાઈલા, તમારો હાલાહોલીનો માળો બાંધીને તમે ત્યાં રહેવા જશો, ત્યારે અમને કેટલી નિરાંત વળશે તેની તને કલ્પના નથી!"

હસીને મેં તે વાત ત્યાં જ પડતી મૂકી.

આ પછી એક અઠવાડિયું વીત્યું. હું બાથરૂમમાં નાનકાએ મંજૂર રાખેલા હકનો અમલ કરતો સીટી વગાડતો હતો. એટલામાં મારા પગ ઉપર મારી નજર ગઈ. આ શું! પેલા બેના જેવું ત્રીજું ધાબું! મને ભય તેમ જ ગુસ્સો ઊપજ્યા. ગુસ્સો એટલા માટે કે કશાયે

કારણ વિના એ શું કામ વધે? જ્યારે હું નિરાંતે સુખ માણવાના કોડ સેવું છું, બરાબર તે જ વખતે આ દુષ્ટો મારા જીવનમાં કેમ ફરી ફરી દેખા દે છે? ભય એટલા માટે કે તે શું છે તે કોઈ સમજી શકતું નથી. હવે તો મારે આ બધું જાણ્યે જ છૂટકો.

સીધો ડિકસનને દવાખાને પહોંચ્યો. તેણે તે ચાઠું પણ તપાસ્યું. "તમે મને ઘણા દિવસ પર કહેલું, દાક્તર, કે મારે કોઈ મોટા દાક્તરની સલાહ લેવી જોઈએ. કહો ક્યાં જાઉં? આજે જ હું જવા તૈયાર છું."

"જે સારામાં સારા દાક્તરને હું જાણું છું તે સેન્ટ લુઈમાં રહે છે. હું ભણતો હતો ત્યારે મને એના હાથ નીચે ઘણું કામ કરવું પડેલું. તે થોડો વખત વૉશિંગ્ટન યુનિવરસિટીમાં ભણાવે છે. હું એને તાર કરીને તમને મળવા તૈયાર રહેવા સૂચવું છું."

ઑફિસમાં જઈ મેં માને મારાં કપડાં મોકલી દેવા ફોન કર્યો. મેં કહ્યું કે ધંધાનાં કેટલાંક કામો માટે મારે થોડા દિવસ બહારગામ જવાની જરૂર છે અને ઘેર આવવા વખત નથી. વાત એ હતી કે ઘેર જાઉં તો વિદાય થતી વખતે એ મને ચૂમી લેત. તેમ કરવા દેવામાં મને ડર લાગતો હતો. સદ્‌ભાગ્યે ટૉમ હાજર નહોતો. તેથી એક ચિઠ્ઠી હું પાછળ મૂકતો ગયો અને તેમાં વીમાનાં કેટલાંક કામો વિષે સૂચનાઓ કરી તથા જણાવ્યું કે અમારા ઘરને લગતા કેટલાક માલમસાલા બાબતના હિસાબોનું કોકડું ઉકેલવા હું બહારગામ જાઉં છું.

બપોરે એક વાગે 'પુલમન'ની* બારીમાંથી ડોકિયું કરતાં મનમાં વિચાર કરતો હતો કે હવે કોણ જાણે ક્યારે અને કઈ પરિસ્થિતિમાં હું પાછો ઘેર પહોંચીશ.

---

* સૂવાની સગવડવાળો આગગાડીનો ડબ્બો. અમેરિકામાં બધા ડબ્બાઓમાં સૂવાની સગવડ નથી હોતી, અને જેમાં હોય છે તેનો દર વધારે હોય છે. એવા ડબ્બા પહેલવહેલા પુલમન નામના આગગાડીના માલિકે દાખલ કર્યા, માટે એને નામે જ એ ડબ્બા ત્યાં જાણીતા છે.

૪

# ઉકરડાનો કચરો!

જોકે નામ પાડવાની મારી હિંમત થતી નહોતી, છતાં મારા મનમાં પેઠેલી ધાસ્તીએ મારા એકેએક કામ પર અસર નાંખવા માંડી. આગગાડીમાં બીજા લોકોથી દૂર રહેવા માટે મેં 'ડ્રોઈંગ–રૂમ'નો (એટલે ખાનગી) ડબ્બો લીધો. બહાર અંધારું થયા બાદ હું કપડાં ઉતાર્યા વિના જ કોચ પર પડ્યો. ઊંઘવું તો શક્ય જ નહોતું. સવારના પહોરમાં ગાડી સૈન્ટ-લુઈ પહોંચી. મેં પગપાળા જ ચાલવાનું પસંદ કર્યું અને ખૂબ ચાલ્યો. છેવટે હિંમત કરીને દાક્તરને દવાખાને પહોંચવા ઠરાવ્યું. એને શંકા ઉત્પન્ન થાય એવું કશું ન કહેવું એવો વિચાર હતો. ભય એવો પેઠેલો હતો કે કંઈક બકી નાંખું એવો સંભવ હતો.

છેવટે મકાનમાં પેઠો. ઑફિસ ત્રીજે માળે હતી. કાર્યાલય નાનુંસૂનું નહોતું. એક દીવાનખાનામાં પાંચ છ સ્ત્રીપુરુષો દાક્તરને મળવાની રાહ જોતાં બેઠાં હતાં. પાસેની ચાલમાં અનેક ઓરડીઓનાં બારણાં દેખાતાં હતાં. એક પર વૉટકિન્સનું નામ લખેલું હતું. મારે તેને જ મળવાનું હતું. હાથમાં ટોપીને મરડતો હું દીવાનખાનામાં ઊભો હતો. અંતે એક નર્સ ત્યાં આવી.

મેં મારું નામ કહેતાં વેંત તેણે કહ્યું કે હું આવવાનો હતો તે દાક્તર જાણતા જ હતા અને નવરાશ મળતાં જ મને બોલાવશે. એણે મને બેસવા કહ્યું. પણ બેસવાની મને શાંતિ નહોતી. હું બારી આગળ ગયો અને શહેરને જોવા લાગ્યો. પણ ત્યાંયે મન ચોંટ્યું નહીં. હું મારા વિચારોમાં જ ગરક હતો. જૅનને મારે લખવું જોઈતું હતું કે નહીં? હું રોજ એને લખતો. આજે તો મારે લખવું જ જોઈએ. અને બા! હું ઓચિંતો નીકળી આવ્યો તેથી એને ખરાબ લાગ્યું હશે. મારે તેનેયે લખવું જોઈએ. વીમાની બાબતની તો ફિકર નથી. ટોમ એને બરાબર પહોંચી વળશે. . . . . એટલામાં નર્સ પાછી આવી ને મને બોલાવી લઈ ગઈ.

ચાલ વાટે એક ઓરડામાં દાખલ કરી તથા મારું નામ મોટેથી બોલી તે ચાલી ગઈ. આશરે પંચાવન વર્ષના એક પુરુષ મારી સામે હતા. વાળ પાકેલા છતાં તે દેખાવે તરુણ લાગતા હતા. એના ચહેરા પર વિશ્વાસ બેસાડનારી અને યશસ્વી જીવનની ઝળક હતી. મારી શંકાઓ મટી ગઈ. મારી ખાતરી થઈ કે એ મારું નિદાન કરી ઠેકાણું પાડશે.

"આવો, મિ. લૅંગફર્ડ. ડૉ. ડિકસનનો તાર મને મળી ગયો હતો. બહુ સારા માણસ છે એ. મને મળવા માટે જ તમને અહીં સુધી આંટો ખાવો પડચો એથી મને દિલગીરી થાય છે. પણ, પણ, ત્યારે હવે દેખાડો. તમારી પેઢી અને થોડા મહિના પર તમારે ત્યાં લાગેલી આગ વિષે મેં છાપામાં વાંચેલું. બધા ઘોડાઓને તમે બચાવ્યા એ ભારે કામ ગણાય. મને ઘોડા બહુ ગમે છે."

આ દરમ્યાન મેં ડગલો પહેરણ ઉતાર્યાં અને તેણે મારાં ચાઠાં જોવા માંડચાં.

"આટલાં જ ને?" "પગ પર એક છે." એમ કહી મેં પાટલૂન પણ કાઢચો. ચાઠાંઓમાં તેણે અણીઓ ઘોંચી અને આખું શરીર કાળજીથી તપાસ્યું. મારી અને કુટુંબની તબિયત વિષે પૂછપરછ કરી. ફિલિપાઈનની મારી નોકરી વિષે કશું બોલવાનો મારો ઇરાદો નહોતો. પણ તે તો સવાલો પર સવાલો પૂછતા જ ગયા અને તે વાત પણ કઢાવી. પછી કપડાં પહેરી લેવા કહ્યું.

"જુઓ, ભાઈ, આ તો તદ્દન નવી જ ચીજ મારા જોવામાં આવી છે. આવાં ધાબાંઓના કેટલાક ખુલાસા તો છે; પણ તમને એ લાગુ પડતા જણાતા નથી. તમારે માટે હું શું કરી શકું તે સમજાતું નથી. અને, તેથી યે ભૂંડું, તમને ક્યાં જવા સલાહ આપું તેની પણ મને ગમ પડતી નથી."

હું આભો બની ગયો. આવડા મોટા દાક્તરે મૂંઝાય છે. પણ, માણસ છે નિખાલસ. પોતાની અપૂર્ણતા માટે દુઃખિત થતા ચોખ્ખા જણાઈ આવે છે. તે સમજે છે કે હું ખાઈમાં પડેલો છું અને મદદને પાત્ર છું. મારે માટે જે બની શકે તેટલું બધું કરી છૂટવાની મને તેની

આંખોમાં તૈયારી દેખાઈ. તેથી, મેં વિચાર્યું કે, એની મદદ મેળવવી હોય તો મારેયે તેને સહકાર આપવો જોઈએ.

"દાક્તર," હું બોલ્યો. મારો અવાજ ઘોઘરો અને વિચિત્ર થઈ ગયો. "દાક્તર, આ કોઢ તો નહીં હોય?"

એણે અજાયબીથી મારી સામે જોયું. તે બોલે તે પહેલાં જાણે એક મિનિટ વહી ગઈ હોય એમ મને જણાયું. તેની વિશાળ આંખો મારી આંખોને તાકી રહી.

"આ પૂછવાનું કારણ?"

ત્યારે બધી વાતો નીકળી પડી. સાંચો અને કારિટા; તે ટાપુમાં ગાળેલાં ચાર વર્ષ; હુકમ મુજબ જગ્યાએ જગ્યાએ રખડપટ્ટી; ત્યાંનાં વતનીઓનાં ઘરોમાં વાસો; અથવા, કૂચ કરીને થાકેલાપાકેલા કોઈ ગુજરીમાં પડાવ; કોઈ નાનકડી હોડીની તૂતક (ડેક) પર સિપાઈઓ અને બીજા ઉતારુઓનો સેળભેળ; રાત્રે એકબીજાની નજીક નજીક ખડકાઈને બિસ્તરા; અઠવાડિયાંઓ સુધી મઠોમાં અને જૂના સ્પેનિશ કિલ્લાઓમાં વસતિ; અને પેલું કોઢગ્રસ્ત જ્યાં હું ભૂલમાં જઈ ચડેલો.

"પણ જો બોબ સેલર્સ જોડે મારો પત્રવ્યવહાર જારી ન હોત તો હું આ કડીઓ જોડી શકત નહીં." . . . છેલ્લે ગળગળા થઈ મેં ઉમેર્યું, "મને વહેમ આવ્યા કરે છે. એ જ હોય તો — કાંઈ કહેવાય નહીં, સમજી તો શકાતું નથી, — અને, અને, જૂનમાં તો મારાં લગન થવાનાં છે"

એની નજર પરથી હું સમજી ગયો કે છેલ્લા કેટલાક મહિનાથી મારા હૃદયમાં બળતો ચિંતાગ્નિ એણે પારખ્યો. "બેટા,"— કેટલાંયે વર્ષથી મને કોઈએ 'બેટા' કહ્યું નહોતું. "બેટા, મેં આખી જિંદગીમાં એક જ કોઢનો કેસ જોયો છે. હું કૉલેજમાં હતો ત્યારે એક કેસ આવેલો. તેયે કોઢ જ હશે કે નહીંયે હોય; પણ છેવટે દાક્તરોએ એવું ઠરાવ્યું હતું ખરું. તે વખતે મેં એને લગતાં પુસ્તકો વાંચેલાં. પણ, સાચું પૂછો તો, તમારો કેસ કોઢનો છે કે નહીં તે હું કહી શકું એમ નથી. તેને પારખી શકે એવો કોઈ આખા શહેરમાં હશે કે કેમ તેનીયે શંકા છે."

પછી બારી તરફ જોઈ થોડી મિનિટ સુધી બહાર જોતા તે ઊભા. પછી પાછા મારી તરફ વળી બોલ્યા:

"એમ કરો. મને તપાસ કરવા થોડો વખત આપો. તમે બે કલાક બહાર ફરી આવો અને બધી ચિંતા ભૂલી જાઓ. જો મને કોઈ યોગ્ય વ્યક્તિ મળી આવશે તો તરત જ તેને મળવા માટે તેની જોડે ગોઠવણ કરીશ."

ઑફિસમાંથી હું બહાર પડ્યો. નવા દાક્તરને બતાવીનેયે કાંઈ વધારે સાર તો કાઢ્યો નહીં, પણ એક હિતચિંતક–મિત્ર મળ્યો એટલું ખરું. વળી, મારા મનમાં પેઠેલા વહેમને કહી બતાવવાની હિંમત કરી શક્યો. મહિનાઓ સુધી તાળું મારી રાખેલું મોં ખૂલતાં કેટલો આરામ લાગ્યો! તે પછીના બે કલાક મેં રસ્તાઓ ઉપર ભટકીને કે દાક્તરની ઑફિસ પાસેના બાગ (પાર્ક)માં બેસીને વિતાડ્યા. કેવા વિચિત્ર સંજોગોમાં અને કેવા કામસર મારે આટલા દૂરના શહેરમાં આવવું પડ્યું તેના વિચારો આવ્યા. બાપડા દાક્તરો! દરદી સલાહ માગવા આવે અને તેમને શું કહેવું તે સમજાય નહીં ત્યારે તેમને કેટલું દુઃખ થતું હશે? આ માણસ જ જુઓ. એ બૈરી-છોકરાંવાળો હશે. એની પોતાની જિંદગીનોયે સવાલ છે. છતાં, જાણે એનો જ હોઉં તેમ, એણે મારો હાથ ઝાલ્યો છે.

હું પાછો ગયો ત્યારે મને ખોટી થવું પડ્યું નહીં. નર્સ મને તરત જ અંદર લઈ ગઈ. ડૉ. વૉટકિન્સ ઉમંગમાં અને ખુશ હતો. હસતે મોઢે તે બોલ્યો: "તમારે માટે સાવ લાયક માણસને હું ખોળી શક્યો છું. એનું નામ મેજર ટૉમસન. વર્ષો સુધી તે લશ્કરી દાક્તર હતો અને કેટલોક સમય ફિલિપાઈનમાંયે ગાળ્યો છે. હવે એણે પેન્શન લીધું છે અને શહેરમાં ધંધો કરે છે. મારે તેની જોડે અંગત ઓળખાણ નથી, પણ એ ભલો માણસ છે એટલી ખાતરી કરી શક્યો છું. એ તમારું ચોક્કસ નિદાન કરી શકશે એમ મને આશા છે. એ તમારી રાહ જ જોતો હશે. એક ટેકસી (ભાડાની મોટર) લઈને દોડી જાઓ તો વખતસર પહોંચી જશો."

એનો આભાર માનવો કે ફી આપવી અશક્ય થયાં. આભાર માનવા જેવું મેં કશું કર્યું નથી અને ફી તો લેવાય જ નહીં એમ દૃઢતાથી કહી એણે શેકહેન્ડ કરી. એ માટે મને એના પ્રત્યે સદાયે કૃતજ્ઞતા લાગી છે. મને શું થયું હશે તેની શંકા છતાં તેણે જોખમ ખેડીને મને શેકહેન્ડ કરી!

*

મેજર ટૉમસન એવો માણસ હતો કે જે હજારની વચ્ચેયે જણાઈ આવે. અનુભવે ઘડાયેલો, વસ્તુસ્થિતિને વળગનારો, ખડતલ અને જિદ્દી. મલેરિયા અને કૉલેરાવાળા બેટોમાં જે દાક્તરોએ આપણા સિપાઈઓને સલામત રાખ્યા હતા, તેમનામાંનો તે એક હતો. નિષ્ઠુરપણે તે પોતાના વિચારોનો અમલ કરતો. એકમે જણની જિંદગીની પરવા જ નહીં. રોગ પર જીત મેળવવી એ જ એનું લક્ષ્ય હતું એણે જ વાત છેડી:

"વૉટકિન્સે તારી લશ્કરી નોકરીની વાત મને કહી છે. તું કઈ ટુકડીમાં હતો વારુ?"

"શરૂઆતમાં તો કૉલોરાડો સ્વયંસૈનિકોમાં. પછી બળવો પૂરો થયો ત્યાં સુધી કાયમી લશ્કરી નોકરીમાં. મારો ઘણો વખત પહાડી ભાગોમાં ગયેલો."

"ત્યારે તો હું શરત મારું છું કે આગ્વિનાલ્ડોને ન પકડી શકનાર ટુકડીમાં તું હશે જ. મારો વા'લો તમ લોકો માટે તો ભારે ચાલાક હતો!"

શરમ અને ગુસ્સાથી હું લાલચોળ થયો.

"સાંભળો, મેજર. ડૉ. વૉટકિન્સે મને અહીં મોકલ્યો છે તે મારો રોગ તપાસવા માટે. જહાનમમાં ગયો આગ્વિનાલ્ડો! મને તેની જરાયે પરવા નથી. આ ડાઘા શી બલા છે તે મારે જાણવું છે."

"માફ કર, ભાઈ. પણ મેં અહીં દવાખાનું ખોલ્યું ત્યારથી ફિલિપાઈનનું તું જ પહેલું પ્રાણી અહીં વહી આવ્યું છે. ચાલ ત્યારે તને તપાસું અને જોઉં કે સામકાકો આને માટે કેટલો જોખમદાર છે."

મારી આંખો બંધ કરાવીને મારાં ચાઠાંઓ પર તે ટાંકણી ફેરવવા લાગ્યો.

"ફિલિપાઈન કુંડુંઓમાં તને રાખેલો, ખરું?"

મેં પાછી બધી કથા સંભળાવી. મૅક્સિમિનો, સાંચો, કારિટા વગેરેની. "હં! તને એ છોકરી ગમી કેમ?"

"હા, મેજર. એને પરણીને ત્યાં જ વસી જવાનોયે મને એક વાર વિચાર થયેલો.

"હો હો! મનેયે એવી એક છોકરી મળી ગઈ હતી, સરવાન્ટિસમાં. તું ત્યાં કદી ગયેલો કે? નહીં! ઠીક, હવે તારાં ચાઠાંઓ પરથી તારી ચામડીના મારે થોડા નમૂના લેવા પડશે."

"તમને જોઈએ તેટલા લો. મને શું થયું છે તે મારે જાણવું જ છે. અહીંથી ત્યાં ધક્કા ખાવા અને એકે દાક્તર કશું જાણે નહીં, એથી હવે હું થાક્યો છું."

દરેક ચાઠામાંથી જરાક સરખો ભાગ એણે કાપી કાઢ્યો. એ મને બિલકુલ સમજાયું નહીં. પછી બંને નસકોરામાં એક ફાયો ઘોંચીને એક કાચની સ્લાઇડ પર તેનો ડાઘ કર્યો.

"તમારે જરા થોભવું પડશે. આ બધું પહેલાં મને તપાસવા દો."

હું ધ્યાનપૂર્વક તેની ક્રિયાઓ જોતો રહ્યો. સ્લાઇડો પર પહેલાં એણે કંઈક રંગીન પદાર્થ નાંખ્યો, અને થોડી મિનિટ તેને હવામાં હલાવીને સૂકવી. પછી એક નળ તળે તેને ધોઈ નાંખી. પછી તે પર બ્લૉટિંગ છાપ્યું. તે પછી એક સાંકડા ટેબલ પર જઈ એક દૂરબીન (માઇક્રોસ્કોપ) આગળ બેઠો, અને એક એક કાચને તેની નીચે ગોઠવી દૂરબીન ઊંચુંનીચું કરી તેમાંથી જોવા લાગ્યો.

હું એ જોવામાં લીન થઈ ગયો. બહારનો શહેરનો અવાજ ગૂમ થઈ ગયો. અમારો ઓરડો જાણે નાનો થઈ ગયો. જાણે અમે બે જ ઓરડામાં રહ્યા. એક માઇક્રોસ્કોપ પર ઝૂકીને બેઠેલો મેજર, અને બીજો બેઠો બેઠો તેને જોયા કરતો અને તેના નિર્ણયની વાટ જોતો હું. પહેલો કાચ કાઢીને તેણે બીજો ગોઠવ્યો. . . . . .

ગોળીઓ વરસાવતી ટુકડી સામે આંખો ફાડીને ઊભેલા એક માણસની વાત મેં ઘણાં વર્ષ પર વાંચેલી તેનું મને સ્મરણ થયું.

એકાએક મેજર ખુરસીને પાછળ ધકેલીને કૂદી ઊભો થઈ ગયો. જાણે ભારે વિજય મેળવ્યો હોય તેમ બોલ્યો :

"કંઈ પણ શક નથી. રતીભાર પણ નહીં. તું અને હું જેટલા સત્ય છીએ તેટલો જ નક્કી આ હેનસન-જંતુ છે."*

મારું માથું ચક્કર ચક્કર ભમવા લાગ્યું. ક્રોધથી હું સળગી ઊઠ્યો. મને થયું કે એને મારી નાંખું. કેટલો એ ખુશ ખુશ થાય છે! અને તે મારા જ શરીરને વળગેલા એક નાપાક જંતુ પર! જો મારા હાથમાં તે વખતે બંદૂક હોત તો મને લાગે છે કે મેં એને મારી જ નાંખ્યો હોત. હું જવા ઊપડ્યો. પણ લથડવા લાગ્યો. જેમતેમ મેં બારણું પકડી લીધું. પળવારમાં જ એ મારી પડખે આવીને ઊભો.

"અરે અરે, પ્રભુ! જવાન, મને માફ કર. આવ, આવ, બેસી જા. મારી પાસે થોડો દારૂ છે. તને થોડો આપું. ચાલ, સાથે બેસી જરા જૂના દિવસો યાદ કરી લઈએ. હું તને અદ્ધર મૂકીશ એમ માનીશ નહીં. ઈશ્વર સાખે લે આ મારું વચન. ચાલ જરા ભેગા પીને તાજા થઈએ, અને પછી વિગતવાર વાતો કરીએ."

મારા પર જે ભારે અસર થઈ તે આ શબ્દોની નહોતી. પણ મારા રોગનું સ્વરૂપ સો એ સો ટકા જાણ્યા છતાં પોતાનો હાથ મને વીંટાળી ખુરસી પર લઈ ગયો, એથી હું ગળગળો થયો. મેં પ્યાલી ગટગટાવી અને પાછી ધરી—વધારે માટે અને ફરી વધારે માટે. પછી જ હું બોલી શક્યો :

"દાક્તર, કંઈ જ આશા નથી શું? ચાને માટે કશો જ ઇલાજ નથી?"

"છે, છે. એક નવો ઉપચાર હમણાં શોધાયો છે, અને તે યશસ્વી થશે એવી બહુ આશા છે."

પછી એ બોલતો જ ગયો, બોલતો જ ગયો. એટલે સુધી કે તેનો કંઈક ઉત્સાહ મારામાંયે આવ્યો. મારી કેડ જરા સીધી થઈ અને મારો શ્વાસ જરા નીચો બેઠો. તેણે કહ્યું :

* કોઢના જંતુનું દાક્તરી નામ. તેને ખોળનાર દાક્તરના નામ પરથી પાડેલું પુસ્તકને અંતે મહારોગ સંબંધી પ્રશ્નોત્તરીનાં પુરવણી જુઓ.

"તું ઘણા વખતથી આના પર વિચાર કરે છે, પણ હવે તારે જરા વધારે વિચાર કરવો પડશે. હું એવી રીતે વ્યવસ્થા કરીશ કે જેથી થોડા દિવસ આપણે વધારે નિકટ રહી શકીએ. આગળ જતાં મારે તારી બાબતમાં આરોગ્યખાતાને રિપોર્ટ પણ કરવો પડશે. નવી રીતે જીવન ગોઠવવા તને થોડો સમય જોઈશે. શહેરથી દૂર નદી કિનારે એક ખાલી પડેલું કાચું મકાન (શેક) મારા ધ્યાનમાં છે. આજે સાંજે હું જ તને ત્યાં લઈ જાઉં તો કેમ? તારી ખાધા ખોરાકીની અને બીજી ચીજો હું પહોંચાડીશ અને બધું નક્કી થાય ત્યાં સુધી તને મળવા આવતો રહીશ."

તે જે કહે તે કરવા મેં મારી ખુશી જણાવી.

નદી માર્ગે કિનારે કિનારે અમે મોટર હંકારી. થોડા વખતમાં શહેર પાછળ રહી ગયું. થોડાંક ઘરો આમ તેમ દેખાતા હતાં. તે અણરંગેલાં ખેડૂતનિવાસ અથવા લાકડાનાં ઝૂંપડાં હતાં. નદી તરફ જતી એક નાની ગલીમાં અમે વળ્યા. મોટર ઊભી થઈ ગઈ. હું નીચે ઊતર્યો અને અબૂઝ જેવો ઊભો થઈ રહ્યો. એક વગર રંગેલું કામચલાઉ મકાન સામે હતું. તેની આજુબાજુ ભાલાવાડ* હતી. ટૉમસન કેટલીક ચીજો તે ઘરમાં લઈ ગયો. ત્યારે મને હાલવાનું સૂઝયું. તે એકસરખો બોલ્યા જ કરતો હતો. થોડી વારે તેણે કહ્યું: "હવે મારે જવું જોઈશે. હું તારી જોડે રહી શકતો નથી તે માટે મને માફ કરજે. પણ કાલે વહેલો પાછો આવીશ."—એમ કહી તે મોટર દોડાવી ગયો.

કોણ જાણે કેટલોયે વખત હું તેની પાછળ તાકતો ઊભો. કલાકેક પછી મેં મોઢું ફેરવ્યું ને વિશાળ મીસીસીપીને જોવા લાગ્યો. દૂર સામે કિનારે કે કદાચ કોઈ વચ્ચેના ટાપુ પર ઝાડો હતાં. પણ તે સાવ લીલાં નહોતાં. કિનારા સુધી હું ચાલ્યો અને પ્રવાહ નિહાળવા લાગ્યો. વખત વહેતો હતો, અને હું મૂઢ-શો તાકતો ઊભો હતો. પછી હું પ્રવાહથી ઉપલાણે ચાલવા લાગ્યો. ઝાડીમાંનાં પક્ષીઓ ચોંકીને તેમના માળામાંથી ઊડવા લાગ્યાં. ક્યારેક કોઈ માછલી પાણીમાંથી કૂદતી દેખાતી. તે વસંત ઋતુ હતી.

---

* ભાલા જેવી અણિયાળી લાકડાની પટ્ટી કે વળીઓની વાડ—પિકેટ ફેન્સ.

જરા વળ લેતાં હું તે સ્થાને આવ્યો. કિનારા પર તેમ જ જમીન તરફ જેટલી દોડે તેટલી નજર દોડાવતાં શહેરનો સઘળો ઉકરડો ત્યાં ભેગો થયેલો જોયો. લાખો ડબ્બા, જૂની જાળીઓ, કટાયેલું લોઢું, સડતાં શાકભાજી, અને શહેરનો કચરો! માથું ફાટી જાય તેવી ગંધ! કેટલો ઢગલો! મારા પગ આગળ એક ભાંગેલી બાબાગાડી પડી હતી. બાબાગાડી! તેની પાસે એક ઊંધો વળેલો લાકડાનો પટારો હતો. હું તે પર બેસી ગયો . . . વળી સમય વહી ગયો. મને એકાએક ખ્યાલ આવ્યો, આ આ જ હવે મારું સ્થાન! ઉકરડાનો કચરો! નેડ લૅંગફર્ડ હવે એક ઉકરડાનો કચરો! હાય!

ફરી ફરી એ વિચાર મનમાં ઘૂંટાવા લાગ્યો. ખરે જ, હું ઉકરડો બનતો જતો હતો. પણ હજુ બધું પડદા પાછળ હતું, નાટક જેવું લાગતું હતું. હજુ હું જાણે, તેનો દૂરથી જોનારો પ્રેક્ષક હતો. પણ હવે મારે ઉકરડા પર નજર નાંખવાની જરૂર નહોતી. હું સમજી ગયો કે હું તેનો જ અંશ છું. સૂર્ય આથમતો હતો . . . આથમી ગયો . . . પણ ચંદ્ર ઊગ્યો અને તેણે મને કિનારા પ્રત્યે ખેંચ્યો. હું નદીને નીરખતો બેઠો. પાણી કિનારાને ધોતું હતું. ક્ષણે ક્ષણે કિનારાની ભેખડ થોડી તૂટતી અને થોડી માટી પાણીમાં પડતી. કાદવ, કાદવ! આ રીતે કાદવ બને છે. માટી ધોવાઈને અખાતમાં જાય છે અને ત્યાં ફરીથી ટાપુરૂપે જમીન બને છે. એક પડી ગયેલા ઝાડનું થડ પાણી પર ઝૂકેલું હતું. હું તે પર બેઠો. લાકડાં, ડબ્બા, કપડાંના ટુકડા વગેરે ચીજો એકસરખી નદીમાં ઘસડાતી આવતી હતી . . . સમય વહ્યે જ જતો હતો. નદીના મધ્ય ભાગમાં પ્રવાહ જોરમાં હતો. જો કોઈ ત્યાં સુધી તરી જાય અને પછી વહેણને વશ થઈ જાય તો તે પ્રવાહ અને કાદવની સાથે નદીના મુખ સુધી સમુદ્રના અખાતમાં પહોંચી જઈ શકે. જરા પડતું મૂકવાની જ વાર! . . . કંઈ ગોળગોળ વસ્તુ ઘસડાઈને મારી નજીક આવતી જતી હતી, તે પર મારી નજર ચોંટી. હું તે વરતી શક્યો નહીં. વહેણે તેને કિનારા તરફ ધકેલી. થોડો વખત તે મારા પગ તરફ તરતી આવી. તે ચક્કર ચક્કર લોટાયા જ કરતી હતી. મને ચીતરી આવી. હું એક પગલું પાછળ હટ્યો. ઉંદરોની

મને ચીડ હતી. અને આ એક મૂએલો ઉંદર હતો. મોત બધું ભૂંસી નાંખે છે. શું એ ઝેર દીધેલો હશે? કે નદીના ભમરામાં સપડાઈને ડૂબી મૂઓ હશે? કે ઘરડો થઈ સહેજે મૂઓ હશે? કે કોઈના ફાંદામાં સપડાયો હશે અને કચરા ભેળો ઉકરડા પર ફેંકાયો હશે! કે–કે–કે? વિચારો ચાલતા જ રહ્યા. પવનનું જોર વધતું હતું અને એક મોજું તે ગંધાતી ચીજને ઘસડી ગયું.

ત્યાર પછી ઘણો વખત ચાલ્યો ગયો. ચંદ્ર માથા પર થઈ સામી બાજુ ઝાડોની પાછળ લપાયો. હું હજુ કિનારા પર જ બેઠેલો હતો. નદી ઉંદરની મા છે. તે પહેલો ત્યાં પહોંચ્યો. નદી તેની મા છે, મારી નહીં. . . . હું ત્યાંથી ઊઠ્યો હઈશ. કારણ કે, મને યાદ આવે છે કે તે પછી પાછો હું ઉકરડા પાસે પેટીના ખોખા પર બેઠેલો હતો. મારી ઘૂંટી પર મને કંઈક ચડી આવતું લાગ્યું. ઉંદર! જીવતો ઉંદર! નદીમાં ઘસડાઈ આવેલું ઉંદરનું ખોળિયું નહીં, પણ ભૂખ્યો, જીવતો, ઉકરડાનો ઉંદર! અને આજુબાજુ બીજાયે ઉંદરો! લાત પછાડતો, બરાડા પાડતો હું કૂદીને ઊભો થયો. ચૂં ચૂં કરતા તે નાસવા લાગ્યા. ઉકરડાના ઢગલાઓમાં પોતાનાં દરોમાં મેં તેમને સંતાતા સાંભળ્યા. પૂર્વ તરફથી થોડું થોડું અજવાળું આવતું હતું. તેને આધારે હું કુટી પર જઈ પહોંચ્યો. બારણું ખુલ્લું હતું. હું પહોંચ્યો ત્યારે મેં ત્યાં પગોની સપ્સપ્ સાંભળી. ભૂખરા ઉંદરોનું એ ઝૂંડ બહાર નીકળ્યું ને મને વટાવીને ઉકરડા તરફ દોડ્યું. અંદર કોઈ રહ્યા હોય તો તેને બીવડાવવા મેં ઝૂંપડીની ભીંતોને પગ વતી ઠપકારી, અને પછી અંદર જઈ, બારણાં વાસી આગળો ચડાવ્યો. ઝાંખા અજવાળામાં હું આજુબાજુ નિહાળવા લાગ્યો. દૂર ખૂણામાં એક રહી ગયો હતો. ઘૂસની જાતનો મોટો દૈત હતો, અને ઘરના કબજા માટે મારી જોડે જાણે તકરાર કરવા માગતો હતો. બારણું ઉઘાડવા હું આગળ વધ્યો. ત્યાં તો એકાએક તે મારી પર ધસી આવ્યો અને મારા પગ પર એવા જોરથી કરડ્યો કે પાટલૂનમાં થઈ નેયે તેના દાંત મને બેઠા. હું પાછળ કૂદ્યો અને મારા પગ વડે તેને લાત લગાવી. સામી ભીંત પર તે અફળાયો. તીણી ચિચિયારી પાડી તે પાછો મારી પર ધસ્યો. ત્યાં પડેલી એક ખુરસી મેં

ઉપાડી તેના પર ફેંકી. ખુરસીના કટકા થયા, પણ તે તો વળીને પાછો ચડી આવ્યો. આ વેળાએ તેણે ઊંચો કૂદકો માર્યો અને મારા ડગલાને વળગ્યો. મેં તેને મુક્કો લગાવ્યો. તે જમીન પર પછડાયો. મેં એને લાત લગાવી પણ તે ચૂકી ગઈ. તેણે મારાથી વધારે ચાલાકી દેખાડી. હું ખુરસીનો પગ ઉપાડવા લાગ્યો. ત્યાં તો વીજળીને વેગે તે મારા પહોંચાને વળગ્યો અને ઉપરાઉપરી બચકાં ભરવા લાગ્યો. ગાંડાતૂરની જેમ મેં એને પકડવા પ્રયત્ન કર્યો અને તેનું ગળું ઝાલ્યું. મારાં આંગળાં તળે તેનું ગળું દબાવ્યું. તેણે લોહી થીજી જાય એવી કારમી ચિચિયારી નાંખી. પણ છતાં તે લડતો રહ્યો અને મને નખ મારતો રહ્યો. મારા પંજામાંથી લોહી વહેવા લાગ્યું. પણ એને છોડતાં મને ડર લાગ્યો. એ ઢીલો પડી ગયો. મરી ગયો હોવો જોઈએ. પણ હું એને ઝાલી રહ્યો. પછી હાથ ઘુમાવીને તેને કાચની બારીમાંથી જોરથી બહાર ફગાવ્યો.

કાચ ચરરર થઈને તૂટયો : સાથે જ મારું હૃદય પણ. એકલો ! હા ! હવે સદાયે એકલો ! ઓ બા ! ઓ મેબલ ! ટૉમ ! જૅન ! જૅન ! . . . જૅન . . . મને યાદ છે ત્યારથી જન્મમાં પહેલી જ વાર હું ડૂસકાં લેવા લાગ્યો. લાકડાના બાંક પર ઢળી પડયો અને આંસુ વાટે હૃદય ઠાલવવા લાગ્યો.

## ૫

# લડીને કે પડીને

કોઈક જોરથી બારણું ઠોકતું હતું. સૂર્ય ઊગી ચૂક્યો હતો. અર્ધી ઊંઘમાં જ મેં દરવાજો ઉઘાડ્યો. મેજર હતો. મારાં ફાટેલાં કપડાં અને લોહિયાળા હાથ સામે તે જોઈ રહ્યો. પછી અંદર આવીને બધે નજર નાંખી.

“ શું મોંકાણ બની ? ” — “ ઉંદરો. એકે મારા પર હુમલો કર્યો.”

તેણે મારા ધવાયેલા હાથ તરફ આંગળી કરી પૂછ્યું “ કરડ્યો કે શું ? ”

“ હા, ને ઉઝરડાયે પાડ્યા. આખી જગ્યા તેમનાથી ખદબદે છે.”

“ હં — હં. પેલા ઉકરડાને લીધે. પણ પહેલાં તારા હાથ ઠીક કરી લેવા દે. થોભ, મોટરમાંથી મારી બૅગ લાવું છું. ” એમ કહી બહાર જઈને પોતાનો સામાન લઈ આવ્યો.

“ પાણી ક્યાં છે ? ”— આગલે દહાડે અમે શહેરમાંથી એક દૂધના ડબ્બામાં પાણી આણ્યું હતું તે મેં દેખાડ્યું. કંઈક વાસણો તેણે શોધી કાઢ્યાં, અને તેમાં થોડું પાણી રેડ્યું.

“ આ મારે ઉકાળવું પડશે. પણ, અરે આ રોટી તો જો ! ” ઉંદરોની લૂંટમાંથી બચેલો એક રોટીનો ટુકડો તેણે ઊંચો ધર્યો અને બારણામાંથી બહાર ફેંક્યો. બજારમાંથી આણેલાં પડીકાંઓ પરના કાગળો તેણે ઉખેડ્યા અને ચૂલામાં ઘોંચ્યા. પછી ખુરસીનાં તૂટેલાં લાકડાં લઈ તેને પોતાનાં ઘૂંટણ પર તોડી કાગળો પર ગોઠવ્યાં. ક્ષણવારમાં અગ્નિ ભડભડ્યો. પાણી ઊકળ્યા બાદ તેણે મારા હાથ ઉપચાર્યા.

“ બીજે ક્યાંઈ પણ કરડ્યો છે ? ”

“ હું ધારતો નથી. જુઓને, મેં હાથેથી એને મારેલો. પણ, હા, તે એક વાર મારા પગ પર બાઝ્યો હતો ખરો. ”

“ તો તો એ જોઈ લેવો ઠીક.” પગ પર એક નાનો ઉઝરડો હતો. તે તેણે દવાથી ધોયો.

"કાંઈ ખાધું હતું કે?" — "ના. લગભગ સવાર સુધી હું અંદર જ નહોતો આવ્યો. અહીં ઉંદરો હતા. મેં બારણું બંધ કર્યું ત્યારે એક અંદર પુરાઈ ગયો."

"એ ફસાઈ જાય ત્યારે રાક્ષસના જેવા ઝનૂની થઈ જાય છે. તું છેલ્લો ક્યારે જમેલો?" "મને — યાદ નથી." "કાલે મને મળેલો તે પહેલાં?" — "તે પહેલાં કાફી પીધેલી. જમવાની રુચિ નહોતી."

"ઓહ! ઠીક થયું કે હું ખાવાનું વધારે લાવ્યો છું. અહીં તો ઝાઝું બચ્યું નથી." — આ બધો વખત તે જગ્યા સાફ કર્યા જ કરતો હતો. કચરો ચૂલામાં નાંખતો જતો હતો અને બોલ્યે રાખતો હતો. હું મદદ કરવા ગયો પણ એણે મને બાજુએ ખસેડી મૂક્યો — "જો, હું તારો રસોઇયો છું, અને બીજાની દખલગીરી સહી શકતો નથી. ખસી જા જોઈએ." — એક જૂના ભાંગેલા ટેબલની પીઠ તેણે ધોઈ નાંખી અને ઘણું કરીને આગલે દિવસે આણેલું એક છાપું તે પર પાથર્યું. તેણે આણેલા ડબ્બાઓમાંથી એકમાં મોટી રકાબીઓ અને બે પ્યાલા હતાં. — ઘૂંટણ ટેકવીને એક નાના કબાટમાં અર્ધું માથું નાંખતો તે બોલ્યો: "કાલે થોડું બીજું સીધું વગેરે આણીશ . . . ભગવાન, ભગવાન! આ તો જો!" એમ કહી એણે એક જૂની કટાયેલી કરોળિયાનાં જાળાંથી ભરેલી કીટલી ખેંચી કાઢી. પછી તેને લૂછતાં બોલ્યો:

"આ જંતુઓને કાફી ભાવતી લાગતી નથી. એ જેવી ને તેવી જ અહીં પડી છે. હું થોડાં ઈંડાં, સૂવર-માંસ, અને ઘૂઘરા લાવ્યો છું. સારું થયું ને? નહીં તો, ઉંદરોએ તો તને સાવ જ લૂંટી લીધો છે. — મેં તને અમારી 'યુટાહ લાઈટ બૅટરી'ની* વાત કરેલી કે? હું તેમાં હતો. અમારી સૌથી પહેલી લડાઈ કાલૂકાનમાં થયેલી. ત્યારે બળવો ફાટયે અઠવાડિયુંયે નહોતું થયું. દોસ્ત, તે લડાઈ તો એક ગરમાગરમ ઉકાળો હતી, ઉકાળો."

કાલૂકાન! એ નામ સાંભળતાં વેંત જાણે હું ત્યાં જ પહોંચી ગયો. તે વખતે સાંભળેલો ગોળીઓનો સુસવાટ ફરી કાનમાં જાગ્યો અને ફરી

* એક ઝડપી સૈનિક-ટુકડીનું નામ.

પેલા શબ્દો સંભળાયા — "એ મૂજી! ક્યાં જાય છે! . . . એ તો કોઢઘર છે!"

કાલૂકાન નામ સાંભળતાં હું ચોંક્યો તે તેણે જોયું. છતાં તેણે ચલાવ્યે જ રાખ્યું. જુદી જુદી લડાઈઓની, ઉષ્ણ દેશોના ચોમાસાંમાં વિટંબણાભરી કૂચોની, ફિલિપાઈન સુંદરીઓની વગેરે વગેરે. છોકરીઓ પર તેનું ધ્યાન ખેંચાતું હતું. એટલામાં નાસ્તો તૈયાર થયો.

"ચાલ, બહાદર, આવી જા. જલદી પૂરું કરી નાંખીએ. નહીં તો પેલા રાતના મહેમાનો પાછા આવી લાગશે. મેંયે નાસ્તો કર્યો નથી, તારી જોડે જ લઈશ."

અમે બધું ખાઈ નાંખ્યું.

"રકાબીઓનું શું કરશું?" મેં એને પૂછ્યું. "હું તે ફેંકી દઉં કે શું?"

એક મિનિટ તે કશું બોલ્યો નહીં. પછી ધીમેથી કહ્યું: "એટલી બધી ચિંતા ન કર. બધું ઉકાળી લીધું હોય તો બસ."

એક વિચિત્ર અનુભવ થયો. મને દાક્તરનું નામ જ યાદ ન આવે! છેવટે મેં પૂછ્યું: "મને કહેતાં શરમ લાગે છે. પણ મને તમારું નામ યાદ આવતું નથી."

"કંઈ નવાઈ નથી, દોસ્ત. તને પહોંચેલા આઘાતનું એ પરિણામ છે. મારું નામ બિલ, અટક ટૉમસન."

ત્યારે મને યાદ આવ્યું. મેજર ટૉમસન — બિલ. મારા ગળામાં ડચૂરો આવ્યો: "હાં, ઠીક, બિલ."

"તને હવે રસોડા સફાઈનું કામ સોંપવામાં આવે છે. પણ હમણાં નહીં. મારા ગયા પછી તે કરજે. હમણાં તો ચાલ આપણે બહાર તડકામાં બેસીએ અને થોડી વિચારમસલત કરી લઈએ."

અમે ખુરસી લેખે વાપરેલાં ખોખાં ઉપાડીને બારણાની બહાર માંડ્યાં.

"માનશે, નેડ? પેલા દુષ્ટ ઉંદરડા મેં બહાર ફેંકેલી રોટીનો ટુકડો ઉપાડી ગયા. આપણે અહીં જ હોવા છતાં!"

"હે રામ! મારાથી ઉંદરડા સહન થતા નથી."

"ગભરા નહીં. હું આજે જ બારી અને બારણાં પર જાળીઓ જડાવી દઈશ."

કેટલીક મિનિટ સુધી અમે મૂગા બેસી રહ્યા. હૂંફાળો તડકો નીકળેલો હતો. બિલે મને એક સિગાર આપી અને એક દિવાસળી સળગાવીને મારી આગળ ધરી. પોતે પણ એક સળગાવી.

"તારા કુટુંબ બાબત તું શું કરવા ધારે છે?"

"શું ધારું? મારું શું થવાનું છે તે જ જાણતો નથી. સારા થવાની આશા છે કે નહીં તેનીયે ખબર નથી. મારું કંઈ નક્કી થાય તો મારા ભાઈ ટોમને બોલાવવો પડશે એટલું જ સૂઝે છે. ધંધામાં એ મારો મદદનીશ છે. દાક — બિલ, મને જે સાચેસાચું હોય તે જ કહેજે. ગોળગોળ કહેશો નહીં. મારે કેટલી મુશ્કેલીબતનો સામનો કરવાનો છે તેનો મને સ્પષ્ટ ખ્યાલ જોઈએ છે."

જાણે અર્ધી મીંચતો હોય તેમ આંખનો એક રમૂજી ચાળો તેણે કર્યો. તે જાણે એવું સમજાવતો હતો કે હું માનું છું તેટલી બધી મારી સ્થિતિ ખરાબ નથી. તે બોલ્યો :

"જો નેડ, હું તને કશું જૂઠું કહેવાનો નથી. ખોટી આશાઓથીયે તારું મગજ ભરી દેવાનો નથી. આ રોગ બાબતમાં હું રજ જેટલુંયે જાતે સમજતો નથી. જંતુશાસ્ત્રમાં મને રસ હોવાથી કોઢનાં જંતુ મેં ઢગલાબંધ જોયાં છે. ફિલિપાઈન્સમાં હતો ત્યારે સાન-લાઝારોના કુષ્ટાશ્રમમાં એ વિષયનો અભ્યાસ કરવા હું ગયો હતો. ત્યાં કોઢિયાઓ હતા, પણ તેમના પર મારું ધ્યાન નહોતું. મારો રસ તો કેવળ તેમનાં જંતુઓમાં જ હતો. હેનસન નામના નૉર્વેના એક દાક્તરે લગભગ ચાળીસ વર્ષ પર આ જંતુને ઓળખ્યું હતું. એ કેવું હોય છે તે અમે સમજી ગયા છીએ. દાક્તરી ભાષામાં એ એસિડ-ફાસ્ટ (તેજાબખમ) વર્ગનું એક જંતુ છે. દૂરબીનમાં તે ક્ષયના જંતુ જેવું જ લાગે છે. . . આશાની બાબતમાં, મેં તને કશું ખોટું કહ્યું નથી. એક નવો ઇલાજ શોધાયો છે. ફિલિપાઈન્સમાં તેનો પ્રયોગ ચાલી રહ્યો છે. શું પરિણામ આવ્યાં છે તે હું જાણતો નથી. મને લાગે છે કે બીજા રોગો જેવો જ આ એક રોગ છે. જૂના કાળમાં તે અસાધ્ય લેખાતો હતો. પણ

મારી ખાતરી છે કે હળવા કેસો વગર ઇલાજે જ સાજા થઈ જતા હોવા જોઈએ. તું હજુ સશક્ત અને ધરખમ માણસ છે. તારો ઇલાજ થાય તો સાજા થવાની ઘણી આશા છે, એટલું જ. નક્કીપણે મને આમાં કશી જ ગમ નથી."

"લોકો સાથે ભળવા બાબત શું? તમે તો ડરરાખુ લાગતા નથી!"

"એમ તો નહીં. હું સાવચેતી રાખું છું. પણ કોઢ વિષે એટલું હું સમજી ગયો છું ખરો કે કોઢિયાઓમાં કામ કરનારા દાક્તરો તથા બીજા સેવકોમાંથી ભાગ્યે એકાદને ચેપ લાગ્યો છે. છતાં, બિનઅનુભવી અને અજાણ્યા દાક્તરો તથા સામાન્ય પ્રજાને તેનો ડર લાગે તે સ્વાભાવિક છે. . . .

"હવે, તારા ભાઈ વિષે. તેની તેમ જ બધાંની સાથે વાડવચ વાતો કરવી વધારે ઠીક થશે. પછી કશી જ ધાસ્તી નહીં રહે. મારી વાત જુદી છે. હું તો તારો દાક્તર રહ્યો."

"ધારો કે હું વિચારું કે 'જહાનમમાં જાય બધું!' ને પલાયન કરી જાઉં તો?"

"એમાં કંઈ બહુ ચાલાકી નથી, નેડ. બીજાઓને ચેપ લાગે એવું જોખમ તારાથી ખેડાય જ નહીં. વળી, તેથી તું પછી કશો ઇલાજ કરવાની તક જ ગુમાવી બેસે. માટે આગળનો રસ્તો નક્કી થાય ત્યાં સુધી અહીં જ ચોંટી રહેવામાં ડહાપણ છે. તારા મનમાં કંઈ યોજના ઊઠે તો તેનો આપણે જરૂર વિચાર કરશું. એ મારું વચન છે એમ માનજે."

એનું કહેવું ખરું હતું. મને બિલની મદદ અનિવાર્ય હતી. મૈત્રીયે વિલક્ષણ વસ્તુ છે ને! ગઈ કાલે તો હું એને મારી નાંખવા માગતો હતો!

"બિલ, મને સમજાતું નથી કે દાક્તરો કેમ આ રોગ વિષે કશું જાણતા નથી."

બિલ હસ્યો. "કદાચ આ શહેરમાં તારો કેસ પહેલો જ હશે. અમે દાક્તરો રોગીઓમાં કામ કરીને જ રોગોનું જ્ઞાન મેળવી શકીએ. આપણા દેશમાં કેટલાક કોઢી છે ખરા. પણ તેમની સંખ્યા ઘણી જૂજ છે. કદાચ હજારથીયે ઓછી હશે. બીજા દેશોના જેટલો તે રોગ યુનાઇટેડ

સ્ટેટ્સમાં ફેલાયો નથી. મધ્યયુગમાં યુરોપમાંયે તે ખૂબ જોરમાં હતો. મારો પોતાનો મત એવો છે કે કોઢ વિષેની કેટલીક બીક નિષ્કારણ જ છે. પણ જ્યાં સુધી એક માણસનો ચેપ કઈ રીતે બીજાને પહોંચે છે તે વિષે ચોક્કસ જ્ઞાન ન થાય ત્યાં સુધી એ બીક ટળી શકે નહીં."

"ફિલિપાઈન ગયેલા ઘણા સિપાઈઓને તે થયો છે શું?"

"મને કંઈ ખબર નથી."

"તમે કેટલા જોયા કે સાંભળ્યા છે?" — "ફક્ત તું જ."

આની મને ઝાળ ચડી. હું ગણગણ્યો: "મારો જ બળિ કેમ લેવાયો? કંઈ નહીં તોયે પોણો લાખ જેટલા માણસો ફિલિપાઈન — યુદ્ધમાં ગયેલા. શંકય તેટલી ચોખ્ખી જિંદગી હું ત્યાં ગાળતો હતો. ઘણા કરતાં મારું જીવન શુદ્ધ હતું. પો-ણો લા-ખ, અને તેમાં હું જ એક સપડાયો! આમાં કયો ન્યાય છે? જેટલા દાક્તરોને મળ્યો તેમાંથી તમારા સિવાય બીજા કોઈએ તો કોઢિયાને કદી જોયોયે નથી. હા, વૉટકિન્સે એક જોયેલો ખરો. પણ એક જ. જો કોઈ એનો જાણકાર નહીં મળે તો મારું શું થશે? અરે, અરે, ભગવાન! મારો ચેપ બીજા માણસોનેયે કદાચ મેં લગાડી દીધો હશે તો? કદાચ મારા કુટુંબીઓનેયે — માને, ટૉમને, જૅનને — "

એ કલ્પના એટલી ભયંકર હતી કે મારી વાણી અટકી ગઈ. હું ઊભો થયો અને એક બાજૂ ચાલ્યો ગયો. મારું આખું શરીર ધ્રૂજતું હતું. થોડી વારે હું પાછો જગ્યાએ ગયો.

"માફ કરો, બિલ. આ ધાસ્તી મારા મનમાં હમણાં જ ઊઠી."

"મને લાગે કે એ વિષે તારે ચિંતા કરવાની જરૂર નથી."

થોડી વાર પછી તેણે ફરી બોલવું શરૂ કર્યું.

"તું એક સિપાઈ રહેલો છે, નેડ. હુંયે હતો. તેં એક લડાઈમાં ભાગ લીધો છે. મેંયે કોઈક લડાઈમાં ભાગ ભજવ્યો છે. આપણી બન્નેની લડાઈ કશાક ધ્યેય માટે હતી. આપણો મત હતો કે ક્યૂબા અને ફિલિપાઈન મુક્ત થવા જોઈએ. પણ અમારી લડાઈનું સ્વરૂપ બદલાયું. અમેરિકન લશ્કર ક્યૂબામાં હતું. તેવામાં ત્યાં પીળો તાવ ફાટી નીકળ્યો. તે ભયંકર ભોગ લઈ ગયો. એક લશ્કરી દાક્તર ડૉ. વૉલ્ટર રીડ —

અને તેના સાથીઓએ તે રોગ સામે લડાઈ જાહેર કરી. તે બધા ડા. ફિનલેના અનુયાયી હતા. ફિનલે હવાનાનો એક દાક્તર હતો. તેનું કહેવું હતું કે પીળો તાવ બીજી ગંદકીને લીધે નહીં, પણ એક જાતના મચ્છરના દંશમાંથી થાય છે. એક પછી એક અનેક પ્રયોગો કરવામાં આવ્યા. ખુદ દાક્તરોના ઉપર પણ પ્રયોગો થયા. પણ કશું પરિણામ ન આવ્યું. એક રાત્રે ડા. લેઝાર અને ડા. આગ્રામોન્ટ આ બાબતનો અભ્યાસ કરતા બેઠા હતા. એટલામાં વિલિયમ ડીન નામે એક સામાન્ય સિપાઈ ત્યાં આવ્યો. તેણે પ્રયોગ માટે પોતાનું શરીર સોંપવા ઇચ્છા બતાવી. પાંચ દિવસમાં તેને પીળો તાવ લાગુ પડ્યો. ડીન તો સાજો થયો. પણ આગળ પર લેઝારને પોતાને જંતુવાળા મચ્છર કરડ્યા અને એ મરી ગયો. પણ છેવટે કઈ જાતના મચ્છરો આ રોગના વાહક છે એ નક્કી થયું. એ જાતની માદા તેનાં જંતુઓને પોષે છે. . . . પણ, મારે જે કહેવાનું છે, નેડ, તે તો એ કે ફિનલે અને તેના સાથીઓનો મત બરાબર હતો એની પહેલી સાબિતી એક સામાન્ય સૈનિકના હિંમતભર્યા સ્વાર્પણથી મળી. એને પરિણામે હવે આપણે પીળો તાવ નાબૂદ કરવા પાછળ મંડી શક્યા છીએ. એ જ રીતે આપણે મલેરિયા અને ગળસૂણા (ડિફ્થેરિયા) સામે ઝૂઝવા માંડ્યું છે, અને શીતળાની બાબતમાંયે ઠીક ઠીક પ્રગતિ કરી છે. પણ હજુ તો આપણી શરૂઆત જ છે. એમ આખરે આપણે બધા જ રોગોને જીતવાના છીએ.

"આ કોઢ પણ એવી જ એક વિચિત્ર ચીજ છે. હજારો વર્ષોથી તે દુનિયામાં છે. આજે કેટલા લાખ કે કરોડ લોકો તેથી પીડાતા હશે તેની મને ખબર નથી. પણ દર વર્ષે તે પોતાના ભોગ લેતો જ જાય છે. પણ એક દિવસ તેનેયે આપણે નાબૂદ કરી નાંખશું અને શીતળાની કેજે તેને પહોંચાડશું.

"જે લડાઈમાં આપણે હતા, તેમાં જ રીડ, લેઝાર, કેરોલ, આગ્રામોન્ટ અને સિપાઈ ડીન પણ હતા. તેમણે એક વધારાની લડાઈ પણ ઉપાડી લીધી અને તેમાં વિજય મેળવ્યો. એમ કાં ન હોય, નેડ લૅંગફર્ડ, કે કોઢની સામેની લડાઈમાં તારે જ મહત્ત્વનો ભાગ ભજવવાનો હોય? જુવાન, જો એ લડાઈમાં તને મહત્ત્વનું કામ કરવાનું મળે, તો

તારા-મારા જેવાનાં દસ સામાન્ય જીવન કરતાં તે કેટલું બધું કીમતી જીવન થાય ?"

એ બોલતો બંધ થયો. મારા જવાબની રાહ જોવા લાગ્યો. હું બોલ્યો :

"બિલ, હું વીર છુંયે નહીં અને થવાયે માગતો નથી. જ્યારે હું પેલા કોઢ-ઘરની લગોલગ પહોંચ્યો હતો, ત્યારે ડરથી સડક થઈ ગયો હતો. લડાઈમાં આટલાં વર્ષ ગાળ્યા છતાં બંદૂકની ગોળી ખાવાની લતેય મને લાગી નહીં. અમારા તબેલા સળગ્યા ત્યારે પણ હું સારી પેઠે બાઘો હતો. પણ મારે ઘોડા બચાવ્યે જ છૂટકો હતો. મેં જે કર્યું તે મારે કરવું પડયું માટે જ. તેમ ન હોત તો મારા લોહીમાં સિપાઈગીરી લેશ માત્ર નથી."

બિલની આંખો મારી સામે તાકી રહી. તેમાં જે ધૂર્ત અર્ધ મીંચામણ હતું તે રમૂજ ઉપજાવનારું હતું. થોડી વારે તે બોલ્યો : "તું બીકણ હોય કે બહાદુર હોય, તારે આ કર્યે જ છૂટકો છે, જુવાન ! છાતી કાઢી સામો લડી લે કે જમીન પર પડીને તેનો ભોગ થા. શું ઠીક તેનો નિર્ણય તું જ એક કરી શકે."

વચ્ચે લાંબું મૌન આવ્યું. મારા મનમાં વિચારો ઉથલાવા લાગ્યા. વારંવાર તેમાં તેની ટેક સંભળાવા લાગી : "તારે આ કર્યે જ છૂટકો છે. જુવાન ! આ તારે કર્યે જ છૂટકો છે."

ફરી, ફરી, ફરી એની વાત મેં મનમાં ઘૂંટી. છેવટે મેં તેની સામે નજર માંડી. "હું સમજ્યો, બિલ. મને ભાસે છે કે મારે આ કર્યે જ છૂટકો છે. કહો, શું કરાવવા માગો છો ?"

"તે હજુ હું ઠીક જાણતો નથી. પણ ત્રણ બાબતો મને સૂઝે છે. હું જાઉં તે પછી તે પર તું વાગોળજે. તું અહીં જ રહી શકે એમ કદાચ કરી શકાય. આરોગ્યખાતું તને એક નાનું સગવડભર્યું ઘર બાંધવા દે. પણ તને અહીં ગમશે એમ મને લાગતું નથી. છાપાવાળાઓને ખબર પડી જાય તો તું છાપે ચડી જાય. પછી તને લાંબો વખત સુધી શાંતિ રાખવી કઠણ થઈ પડે.

"બીજો રસ્તો છે. લુઝિયાના સ્ટેટના કારવિલના કુષ્ટાલયમાં દાખલ થવાનો. મને લાગે છે કે તેઓ તને સ્વીકારશે. મેં એની ખ્યાતિ સાંભળી

છે, પણ અંગત માહિતી નથી. સાંભળેલી વાત પરથી ત્યાં દરદીઓની સારી સંભાળ લેવાતી લાગે છે. પણ ત્યાંની મુશ્કેલી એ છે કે તું હજુ મજબૂત શરીરનો અને પ્રવૃત્તિશીલ છે. લાંબો વખત તેવો ટકી રહેશે એમ માની શકાય. માટે તારે કંઈ કામ હોવું જોઈએ અને કારવિલમાં તેવું કંઈ કામ નહીં મળે."

"હું આ ઊંદરો ભેળો તો નહીં જ રહી શકું. તેમ લુઝિયાના પણ નહીં જ જઈ શકું. બંને સ્થાનો મને પોસાય તે કરતાં મારા ઘરની વધારે પાસે છે. મારા ઘરના લોકોને આ વાત હું જણાવવા માગતો નથી. ટૉમને તો જણાવવી જ જોઈશે. પણ મારે તો દૂર દૂર જવું છે."

"તો તો — કૂલિયન વિષે તું જાણે જ છે. ફિલિપાઈન તને ગમેલું છે. કૂલિયન ઠીક મોટો બેટ છે. ત્યાંનો આશ્રમ ફિલિપાઈનના આરોગ્ય ખાતાની દેખરેખ નીચે છે. તેનો અર્થ એ કે ત્યાં હોશિયાર દાક્તરો છે. વળી, કહેવાય છે કે ત્યાં હજારો દર્દીઓ છે. એટલે દાક્તરો ખૂબ અનુભવી પણ હશે જ."

"પણ, ધારો કે હું જવા માગું, તોયે જઈશ શી રીતે? એક સ્ટીમર મને લઈ જવા તૈયાર નહીં થાય!"

"કોઈ સામાન્ય ઉતારુઓની સ્ટીમર લઈ ન જાય એમ બને. પણ લશ્કરી વહાણ કદાચ લઈ જાય . . . ઘણુંખરું તેવી વ્યવસ્થા કરી શકાશે . . . બીજી બાજુએ, યુ. સ્ટે. માં જ ઉપચાર કરાવવામાં કદાચ વધારે સફળતા મળે. મને લાગે છે કે એટલે દૂર જતાં પહેલાં અહીં જ બીજાઓની સલાહ લેવી ઠીક થશે. ન્યૂયૉર્કમાં એક દાક્તરને આ રોગનું જ્ઞાન છે. ત્યાં રહેવા માટે શું કરવું ઘટે તેની એ ચોક્કસ સલાહ આપશે. જો તું ત્યાં રહે તો તારે એકાન્તવાસ તો ખૂબ સહન કરવો પડે, પણ એમ બને કે તારું કૂલિયન જવાનું ટળી જાય."

"પણ ત્યાં જવું કંઈ સહેલું નથી. હું ધારું છું કે તમે મને આગગાડીમાં તો બેસવા જ નહીં દો."

"અલબત, આગગાડી વાટે ન જવું એ જ સારું."

"અમારી પાસે એક જૂની મોટર છે. તેનો અમે ઉપયોગ કરતા નથી. પણ એ કામ આપે એવી છે. ટૉમ તેને અહીં લાવી શકે."

"એ તો બહુ જ સરસ. હું આજે જ તેને લખવા ઇચ્છું."

મેં એને ટૉમનું ઠેકાણું વગેરે નોંધાવ્યાં. તે દિવસે આટલી વાત કરી તે ઘેર ગયો.

હું ખૂબ જ થાકેલો હતો, અને મારા હાથ ઘણા સૂજી ગયા હતા. આથી બધું સાફ કરવું શક્ય નહોતું. પણ મેં રકાબીઓ ઉકાળી લીધી. ગઈ રાતે હું એમનો એમ જ બાંકડા પર પડી રહ્યો હતો. આજે ગાદલું અને ધાબળા બિછાવી મારી પથારી તૈયાર કરી. થોડી વારે કેટલાક માણસો આવ્યા અને બિલ કહી ગયો હતો તે મુજબ જાળીઓ બેસાડી ગયા. તેમના ગયા પછી મેં દવાનો ભાગ પીધો . . . પછી સૂતો. સૂતાં સૂતાં વિચાર આવ્યો કે અરે, મેં બિલનો આભાર સરખો માન્યો નહીં.

# ૬

# ન્યૂયૉર્કની તૈયારી

નાસ્તામાંથી પરવાર્યા બાદ ગઈ કાલે બિલે આરંભેલું સફાઈનું કામ મેં આગળ ચલાવ્યું. જમાનાઓનો કચરો ભેગો થયેલો જણાતો હતો. સાબુ, બ્રશ અને ઝાડુ વડે બે કલાકની સખત મહેનત બાદ જગ્યા મારાથી થઈ શકે તેટલી સાફ થઈ. પછી જગ્યા સુકાય ત્યાં સુધી હું બહાર જઈને સિગાર ફૂંકતો બેઠો. બિલ આવ્યો ત્યારે મેં તેને અંદર જઈ જગ્યા પર નજર નાંખી આવવા કહ્યું. બધું તપાસીને તે ખુશ થયો.

"ત્યારે હવે પાછો દુનિયામાં આવ્યો ખરો! મેં તારા ભાઈને કાલે લખ્યું હતું અને આજે સવારે તેનો તાર આવ્યો છે. તે અહીં પરમ દહાડે આવશે."

"તમે એને શું લખેલું?"

"એટલું જ કે નેડ માંદો છે અને એને લાંબી વિશ્રાંતિની જરૂર પડશે. પણ, નેડ, તે તને અહીં મળવા આવે તે પહેલાં હું તેને વાકેફ કરવા ઇચ્છું છું."

આ તો મારી વહાર જ હતી. મેં કહ્યું:

"બિલ, મેં હજુ સુધી તમારો આભાર પણ માન્યો નથી. કાલે રાત્રે સૂતી વખતે મને એ જ ખ્યાલ આવ્યો કે તમારો આભાર માનવો તો રહી જ ગયો. મારો હાથ પકડવામાં તમારી શી ભાવના છે તે તો હું જાણુતો નથી, પણ હું એક કૃતઘ્ન ભેરુ છું એટલું માનજો."

"હવે ગાંડો ન થા. તું મને ગમે છે."

"બે દહાડા પર મને તમારું ખૂન કરવા ઇચ્છા થયેલી."

"હા. મારા ખ્યાલમાં એ વાત આવી હતી. તેમાં તારો વાંક નહોતો. તે દહાડે મારા જ વર્તનમાં ખામી હતી. ચાલ હવે બહાર ગાડી આગળ. હું કેટલીક નાની નાની ચીજો લાવ્યો છું."

તે વાડની બહાર ગાડી પાસે ગયો. હું વાડની આ બાજૂ રહ્યો અને વાડની ઉપરથી તેની પાસેથી એકેક પોટલું લેતો ગયો. ચોપડીઓ, માસિકો અને છાપાંઓનાં એ પોટલાં હતાં. પછી તે એક મોટું ચોરસ બંડલ હાથમાં લઈને અંદર આવ્યો અને તેને ટેબલ પર મૂક્યું.

"આ ઉઘાડ. હું ધારું છું કે એ તને ગમશે." મેં વીંટાળેલા કાગળ ફાડ્યા. અંદરથી એક નાનો ફોનોગ્રાફ અને ડઝન રેકર્ડો નીકળી.

"આ તો ભારે કરી, બિલ! પણ, આમ તમારે તમારાં દોઢિયાં મારે માટે ખરચવાં ન જોઈએ. જે તમે કરો છો તે જ કેટલું બધું છે."

"છટ્! મને ભાગ્યે જ કંઈ ખર્ચ કરવો પડ્યો છે. મારો એક મિત્ર આનો ધંધો કરે છે. અને લગભગ મફતમાં જ મને આવી ચીજો આપે છે. . . . ઉંદરોની શું ખબર છે? જાળીઓથી કંઈક લાભ તો થયો હશે. . . . .એકે નહોતો આવ્યો? વાહ એટલી બધી મને આશા નહોતી."

બિલ લગભગ કલાક રહ્યો. બધોયે વખત એક સરખી જીભ ચલાવ્યે રાખી. છેવટે કહ્યું: "મારે એક ઑપરેશન કરવાનું છે. હવે કાલે મળીશ. સાથે ખોરાકીનો સામાન પણ લેતો આવીશ."

બિલ ગયો કે તુરત જ મેં છાપાંનું બંડલ ખોલ્યું. મારે વિષે તેમાં કશું નહોતું. માસિકો ઉપર પણ નજર ફેરવી. પછી ફોનો શરૂ કર્યો અને રેકર્ડો સાંભળતો બેઠો. લગભગ સાંજે ચાર વાગ્યે ખ્યાલ આવ્યો

કે જમવાનું રહી જ ગયું. ભૂખ જેવું તો બહુ નહોતું, છતાં કંઈક તૈયાર કર્યું.

*

બે દિવસ બાદ ટૉમ આવ્યો. વાડમાંથી ધોરી રસ્તા સુધી નજર પહોંચી શકતી હતી. બિલની ગાડી પાછળ અમારી જૂની બસ આવતી મેં જોઈ. બિલની ગાડી આગળ ચાલી ગઈ, પણ ટૉમ ગલીમાં વળ્યો. એ નજીક આવ્યો ત્યારે હું ચમક્યો. એ બીમાર દેખાયો. ચેહેરો પૂણી થઈ ગયો હતો. અને આંખો નિસ્તેજ અને ખાડામાં ઊતરી ગઈ હતી.

એ ગાડીમાંથી ઊતર્યો અને વાડ પાસે આવ્યો. અમે એક બીજા સામે ટગર ટગર જોઈ રહ્યા. એનો અવાજ નબળો અને ખોખરો થઈ ગયો હતો.

"નેડ, આ તો હદ થઈ ગઈ. અમે ચિંતા તો કર્યા જ કરતા હતા. પણ, હવે – આ તો ભયંકર છે."

મારે એને હિંમત બંધાવવી જોઈએ. બિલના પેલા હાવકા શબ્દો મારા કાનમાં ગૂંજ્યા જ કરતા હતા: "તારે આ કર્યે જ છૂટકો છે, જુવાન!—"

"બિલ — મેજર ટૉમસન ક્યાં? તે ક્યાં ગયા?"

"એને કંઈક કામ હતું. એણે તને કહેવડાવ્યું છે કે હું જરા મોડો આવીશ."

"ઘેર બધું કેમ છે?"

"ઑફિસમાં બધું બરાબર ચાલી રહ્યું છે. બાની તબિયત જેવી તેવી છે. હું કેટલાક કાગળો લાવ્યો છું — ગજવામાંથી તેણે એક પાકીટ કાઢ્યું. જેનના ત્રણ કાગળો હતા.

"હું જરા વાંચી લઉં. — "હા, હું પણ એ જ કહેવાનો હતો."

મેં કાગળો વાંચ્યા તેટલો વખત ટૉમ વાડ પાસે આંટા મારતો રહ્યો. આ ત્રણ દિવસમાં મેં જેન વિષે વારંવાર વિચાર કર્યો હતો. શું એવું થશે કે હું જેનને કદી જ પરણી નહીં શકું? એને જોવા પણ નહીં પામું? ધારો કે એક વાર મને 'મટી' જાય, તોયે ફરીથી તે

નહીં થાય તેની શી ખાતરી? આ કલ્પના એક પાતાળકૂવો હતી—અથવા, એક એવી પહોળી ખાઈ કે જે ઓળંગી જ ન શકાય.

જૅનના કાગળોએ હૃદય કોતરી નાંખ્યું. બધામાં સુખનાં સ્વપ્નાં હતાં—અમે, અમારું ઘર, જૂન મહિનાની અને લગ્નની રાહનાં! મેં ટૉમને બોલાવ્યો. મને લાગ્યું કે એ રડતો હતો.

"જો, ટૉમ, એક ખોખું લઈ આવ. અને તેના પર બેસી જા." એ ગાડીમાંથી કેટલીક સિગારો પણ લાવ્યો અને એક પોતે લઈ બાકીની મને આપી. વાડની બે બાજુ બન્ને ગોઠવાયા અને ધુમાડા કાઢતા કાઢતા વાતો કરવા લાગ્યા."

"નેડ, તું જાણે છે કે મારાથી જે થઈ શકે એમ હશે તે સઘળું હું કરીશ. ડૉ. ટૉમસન ન્યૂયૉર્ક જવા બાબત કંઈક કહેતા હતા."

"હા, ત્યાં એક દાક્તર છે. તે કદાચ મારો ઇલાજ કરી શકશે. મેં ત્યાં મોટરમાં જવા એટલા માટે વિચાર્યું કે એ વધારે સગવડભર્યું છે. જો ન્યૂ-યૉર્કવાળો કંઈ ન કરી શકે તો મેં પાછું ફિલિપાઈન જવા ઠરાવ્યું છે."

"પણ ટૉમસન કહે છે કે તું કદાચ સાજો થઈ જઈશ—"

"જો, ટૉમ. એમ મનને ફોસલાવ્યે રાખવામાં કશો અર્થ નથી. મહિનાઓ સુધી મેં તેમ કર્યા કીધું. એનું નામ મનમાંયે આવવા ન દીધું. જાણે, તેમ કરવાથી જ સુધરી જવાનું હોય! પણ આ કોઢ છે. . . . આમ ગભરાય છે શું? . . . મને કોઢ નીકળ્યો છે એ વસ્તુસ્થિતિ માન્યે જ છૂટકો છે."

બન્ને હાથમાં મોઢું ઢાંકીને તે કેટલોક વખત બેસી રહ્યો. બાળક બિચારો! એને આ આઘાત પહોંચાડવા મારી ઇચ્છા નહોતી. પણ મારે કોઈકની તો મદદ લીધે જ છૂટકો હતો, અને એના સિવાય બીજું કોઈ નહોતું. આખરે તેણે મારી સામે જોયું. મને એક શિકારનો પ્રસંગ યાદ આવ્યો. અમારાં કૂતરાંઓએ એક નાના હરણની પાછળ પડીને તેને લગભગ પકડી પાડ્યું હતું. તે વખતની તે હરણની મુદ્રા મેં ટૉમની આંખોમાં જોઈ. પછી જે રીતે કાલે બિલે, મને ગમગીન થવાની તક

જ ન આપવા, એક સરખો વાક્પ્રવાહ ચલાવ્યે રાખ્યો હતો, તેને યાદ કરી મેં પણ ઝપાટો લગાવ્યો.

"પણ, હું ન્યૂયૉર્ક જાઉં છું. અને, કદાચ ચમત્કાર બને પણ. ત્રણ દિવસ અને રાત મેં આ પર વિચાર કર્યો છે. તેમાં મને તારી મદદની જરૂર પડશે, ટૉમ."

"પણ, ઘેર જઈ હું એ લોકોને શું કહું? જૈનને શું કહું?"

"કહે જે કે હું મરી ગયો."

"મરી ગયો! એ મારાથી ન બને, નેડ. બાને એમ કહેવા મારી જીભ જ ન ઊપડે. કારણ કે, એ સાચી વાત નથી. જૈનને પણ ન કહી શકું. તું જીવતો બેઠો છે, અને હું જૈનને કહું કે તું મરી ગયો! એ અશક્ય છે."—એનો અવાજ બેસી ગયો.

"પણ એ જ એક માર્ગ છે, ટૉમ. હું ગાંડો નથી થયો. હું જે કહું છું તે સાચું જ છે. હું હવે મરી જ ગયો છું એમ જૈનને સમજ્યે જ છૂટકો છે. તેને, બાને અને તારે માટે મને હંમેશાં બીક રહ્યા કરશે."

હવે ખરું જોખમ એના ખ્યાલમાં આવ્યું. "રામ રામ! તું શું એમ કહેવા માગે છે કે . . . અમને — અમારામાંથી કોઈનેયે — ચેપ —"

"નક્કી તો શું કહેવાય? પણ મને બીક તો રહે જ. બિલ કહે છે કે હજુ સુધી કોઈનેયે ચેપ લગાડ્યો હોય એવો સંભવ નથી. પણ તારા સિવાય બીજા કોઈ એ વાત પણ . . . જૈનના મનમાં જો એવી શંકાયે ઊઠે કે કદાચ તેને . . . મને એ કલ્પનાયે સહન નથી થતી . . . સાચું છે, ટૉમ, કે હું તારા પર બહુ મોટો ભાર નાંખી રહ્યો છું."

"નેડ, મારું મગજ ચાલતું નથી. સાચી વાત એ છે કે મારા મનમાંયે વિચારો ઊઠતા હતા. સાંચો અને કારિટાની વાત તેં કરેલી, ત્યારે જ મારા મનમાં વહેમ ભરાયો હતો. મેં તે કાઢી નાંખવા પ્રયત્ન કર્યા કીધો, પણ તે ફરી ફરી આવ્યા જ કરતો. અને જ્યારે તું એકાએક ઘેરથી ચાલી નીકળ્યો ત્યારે મારા મનમાં ધ્રાસકો પેઠો . . ." એમ

કહી તે વગર સંકોચે મોટાં મોટાં ડૂસકાં લેવા લાગ્યો. મેં એને રડી લેવા દીધું. મારા મનમાં એક અજબ સાહસ ભરી કલ્પના આવી.

"આમ જો, ટૉમ. હું તારું કામ હળવું કરી નાંખીશ. કોઈક ઠેકાણે ઊંડાં પાણીમાં હું ગાડીને છોડી મૂકીશ અને એમાં હું જ હતો એમ લાગે એવી કંઈક નિશાની રાખીશ. મેં આપઘાત કર્યો છે એવા ખબર છાપાંઓમાં આવશે. એટલે, છાપાંઓમાં આવે નહીં ત્યાં સુધી હું મરી ગયો છું એવું તારે કહેવાની કશી જરૂર નથી. સમજ્યો ને?"

"નેડ, તું સાચે જ તો એમ કરવાનો નથી ને? કહી દે કે આપઘાત નહીં કરે!"

"ના—. એવું કદી કરીશ એમ મને લાગતું નથી. બલકે, લગભગ ખાતરી છે કે આપઘાત તો નહીં જ કરું. અહીં આવ્યા પછી પહેલી જ રાત્રે એનો નિર્ણય થઈ ગયો, અને હું ધારું છું કે તે પાકો છે. તે વખતે હું કરવાની અણી પર હતો ખરો. . . . હું તને વચન આપું છું કે હમણાં કે નજીકના ભવિષ્યમાં હું આપઘાત નહીં જ કરું. . . . તું કંઈ પૈસા લાવ્યો છે?"

"હા. ડૉ. ટૉમસને કહ્યું કે મારે તેને જ પૈસા સોંપી દેવા. મેં એને પાંચસો ડૉલર* આપ્યા છે. સાંજે જમીને એ તરત જ અહીં આવશે. અને — નેડ, હું પણ કંઈક ખાવાનું લાવ્યો છું. ગાડીમાં જ છે. હું કાઢી લાવું."

મને ભાવતી કેટલીક સારી સારી વાનીઓ તે લાવ્યો હતો. મૂકવા માટે પૂઠાં (કાર્ડબોર્ડ)ની રકાબીઓ પણ, અને બે દારૂની બાટલીઓ. ખાવાને બે કાંટા અને બે પ્યાલા લાવવાનુંયે તે ભૂલ્યો નહોતો. અમે ખાધું, પીધું અને દુઃખ ભૂલી ઉમંગમાં આવ્યા. ધંધાની અને ખેતીની વાતો કરી. પછી મેં કહ્યું: "ટૉમ, મેં મારું નામ બદલવાનો વિચાર કર્યો છે. હવે પછી મારું નામ નેડ ફરગ્યૂસન. અને — મને બહુ કાગળો ન લખીશ. એથી બન્નેને તાણ લાગશે. મારો બીજો કાગળ તને મળે નહીં ત્યાં સુધી તું બિલને નામે કાગળો લખજે અને તેમાં જ મારો કાગળ બીડજે. હવે એક જ વાત કહેવાની રહે છે—"

* ડૉલર=ભાવની વધઘટ પ્રમાણે લગભગ રૂ. ૩ાાની આસપાસ થાય.

બિલની ગાડી ગલીમાં વળતી હતી. મેં ઉતાવળ કરી:

"જો, આ ગાડી અહીં જે નજીકમાં નજીક તબેલો હોય ત્યાં રાખજે. એ લોકોને કહેજે કે મારો ભાઈ ગાડી લેવા આવશે. ફરગ્યૂસન નામ આપજે. અને ગાડીનું ઠેકાણું આપવા તું જાતે પાછો અહીં ન આવીશ, પણ કોઈ માણસ મારફત ચિઠ્ઠી મોકલજે. હવે તારી પાસે જેટલી રોકડ હોય તેમાંથી આપી શકે તેટલી મને આપી દે."

બિલ મોટરમાંથી ઊતરતો હતો, તેટલામાં ટૉમે મારા હાથમાં સો ડૉલરની નોટો મૂકી.

"એને આપવાનું મને ગમ્યું તો નહીં, પણ શું કરાય?"

"ના, ના. બિલ તો બેંક કરતાંયે સલામત છે. મેં તો કોઈક પ્રસંગ માટે—"

બિલ આજે યે કંઈક સામાન લાવ્યો. ટાઈપરાઈટર!

પોતાની સદાયની જાડી ભાષામાં તે બોલ્યો: "મને લાગ્યું કે તને કંઈ કાગળો આવ્યા જ હશે."—મેં ટાપરાઈટર એક ખોખા પર ગોઠવ્યો.

"હવે, ટૉમ, હું જેનને લખી શકું. તું પેલી બાજુથી અંદર કાગળ ગોઠવી દે." મારે પાટા છોડવા પડયા ખરા, પણ કામ ચલાવી શક્યો. જેનને એક નાનકડી ચિઠ્ઠી લખી કે મારી તબિયત સારી નથી. હાથ પર ઝેરી જખમ થયો છે તેથી ઝાઝું લખી શકાય એમ નથી. અને ઉપચાર માટે ન્યૂયૉર્ક જાઉં છું. મને તે કેટલી યાદ આવે છે અને તેના વિના કેટલું સૂનું લાગે છે એ પણ લખ્યું. અને તે અક્ષરશઃ ખરું હતું.

પછી મેં ટૉમને વિદાય આપી. પગથી માથા સુધી મેં એને જોયો. મારો ભાઈલો હવે બરાબર જવાંમર્દ થયો હતો. અમે બન્ને ઠીકઠીક ઊંચા હતા એ મર્દને શોભે એવો પણ કમરમાંથી પાતળો અને એકવડા બાંધાનો હતો. મને તેને માટે અભિમાન છૂટયું. તે કંઈ કહેવા માગતો હતો, પણ તોતડાવા લાગ્યો.

"કંઈ હરકત નહીં," મેં કહ્યું. "જે કહેવા ઇચ્છે છે તે રાત્રે બિલને કહી જજે." આથી તેને રાહત લાગી. તે ફર્યો. ગાડીને હેંડલ

માર્યું અને ચલાવી ગયો. દેખાતો બંધ થયો ત્યાં સુધી હું તેને જોતો ઊભો રહ્યો.

*

બિલ આવ્યો તેવો જ ઝૂંપડામાં ચાલ્યો ગયો હતો. હવે તે બહાર આવ્યો અને પોતાની રીત મુજબ બોલવાનું શરૂ કરી દીધું. સાંભળવામાં મારું ધ્યાન સ્થિર થયેલું જોયા પછી તેણે મને ખૂબ ઝીણવટથી સૂચનાઓ આપવા માંડી:

"રકાબીઓ, બિસ્તરા અને બીજું પણ જે કાંઈ ગાડીમાં લઈ શકે તે સાથે લઈ લેજે. ત્યાં પહોંચે કે સીધો ટૉડને ત્યાં જજે. મેં ટૉડને ચારસો ડૉલર મોકલી દીધા છે, અને સો તારે માટે રાખ્યા છે. આ લે. પૈસા કે કોઈ પણ ચીજને અડે ત્યારે તારે હાથ મોજાં પહેરી લેવાં. હમણાં ગરમીના દિવસ છે, માટે રાત્રે ગાડીમાં જ કે ખુલ્લામાં સૂવું. તારે મોઢું વગેરે ધોવા માટે પાણી જોઈશે, તે માટે પાણીનું કનસ્તર સાથે રાખજે. રસ્તામાં ઝરા કે પંપ આવે ત્યારે તેમાં તાજું ભરી લેવું. કોઈ ઠેકાણે ઉતાવળે વહેતો ઝરો આવે તો તેમાં નહાવાને હરકત નથી."

"બિલ, ધારો કે હું નાસી જાઉં તો તેથી તમને કંઈ ધોખો પહોંચશે કે?"

બિલ ચમક સાથે હસ્યો. "ધોખો પહોંચશે? ભલા માણસ, તારા કાન જ્યારે અમળાવા માંડે ત્યારે યાદ કરજે કે આ બિલ ટૉમસન મને આરોગ્યખાતાના વડા પાસે ખેંચી જાય છે!"

અમારી વાતો આગળ ચાલી.

"બિલ, મેં મારું નામ બદલ્યું છે. હવેથી હું નેડ ફરગ્યૂસન છું. ડૉ. ટૉડને લખો ત્યારે આ જણાવી દેશો?"

"અલબત. એ ઠીક વિચાર છે. તારો ભાઈ ક્યાં ગયો?"

"મેં એને ઘેર મોકલી દીધો."

તેણે મારા હાથ જોયા. તે પર મલમપટ્ટીઓ ચોંટાડી. જ્યારે તે પાછો જવા તૈયાર થયો ત્યારે ટૉમને વિદાય આપતાં જેવું વસમું લાગ્યું હતું તેવું જ વસમું લાગ્યું.

"હું પાછો તને મળીશ — આવતી કાલે," એણે કહ્યું.

"જરૂર — આવતી કાલે !" — મેં ત્યાં જ વાત પતાવી.

*

ટૉમની ચિઠ્ઠી સવારે મળી. એક નાનો છોકરો તે લાવ્યો અને વાડ પરથી અંદર નાંખી. ગાડી બપોરે બારે તૈયાર રહેશે. મુખ્ય રસ્તેથી એએક માઇલ પર તે રાખેલી હતી. હું ત્યાં સુધી ગયો અને ઝૂંપડી પર તેને હાંકી લાવ્યો અને સામાનથી ભરી. એક ચકલુંયે ત્યાં ફરક્યું નહીં. ગાડીને હાથો મારી મેં હંકારી મૂકી.

## ૭

# એકાંતવાસ

ન્યૂયોર્ક પહોંચતાં મને દિવસો લાગ્યા. પણ આખરે સુખરૂપ પહોંચ્યો. ટૉડની ઑફિસ આગળ સ્ટૅન્ડ પર મોટર થોભાવી અંદર ગયો. મારા દેદાર જોવા જેવા હતા. નર્સ ફરગ્યૂસન નામ જાણતી હતી. પ્રયોગશાળા જેવા એક ઓરડામાં તે મને લઈ ગઈ. પાંચ મિનિટ પછી એક માણસ આવ્યો.

બિલ કરતાં અને અમારા દક્ષિણ અને પશ્ચિમ યુ. સ્ટે. ના દાક્તરો કરતાં આ સાવ નિરાળો હતો. કાતરેલી મૂછો અને નાનકડી બકરા દાઢીને લીધે તે દાક્તર કરતાં કોઈ કૉલેજના પ્રોફેસર જેવો વધારે લાગતો હતો. પણ પૂરો સેવાભાવી હતો.

"તમે સ્નાન કરવા ઇચ્છતા હશો", તેણે લાગલું જ પૂછ્યું. "પેલા જમણી બાજુના દરવાજામાં થઈને જાઓ." સ્નાન ! એ તો મને દોલત આપ્યા જેવું લાગ્યું.

"હું મારાં ધોયેલાં કપડાં લઈ આવું ?" એણે ડોકું ધુણાવી હા પાડી. હું મોટર પર દોડ્યો અને મારી બૅગ લઈ આવ્યો. ફુવારાનળ હતો. રસ્તે માત્ર અંગલૂછણાં જ કરી શકેલો એટલે આ લ્હાવો લાગ્યો. મારાં મેલાં કપડાં થેલીમાં ખોસ્યાં. દાક્તરે કાળજીપૂર્વક મારું આખું શરીર તપાસ્યું. વાંસા પરથી એક જગ્યા આગળ તે લાંબો વખત થોભ્યો.

"હવે કપડાં પહેરી લો, પછી આપણે વાતો કરીએ.". . . વાત ઉત્સાહપ્રદ નહોતી. એક નવું ચાઠું બનતું હોય એમ એને લાગ્યું. એણે અભિપ્રાય આપ્યો કે મારે અહીં ઓછામાં ઓછા છ મહિના રહેવું, અને શું ફાયદો થાય છે તે જોવું.

"રોગ વધતો જાય છે એ તો દેખીતું છે. રહેવા ઇચ્છા છે?"— મેં હા પાડી.

"ટોમસને પણ મને એમ જ જણાવેલું. એણે મને તમારે માટે બધી વ્યવસ્થા કરવા સૂચવ્યું હતું. તે મુજબ મેં ઑનિચ ગામડામાં, એના લખ્યા પ્રમાણે, નેડ ફરગ્યૂસનને નામે એક નાનકડું ઘર ભાડે રાખ્યું છે. એ જગ્યા તદ્દન એક બાજૂ પર છે. તમારે તમારાં બધાં કામો હાથે કરી લેવાં પડશે. રસોઈ, વાસણ–પાણી, વાસીદું–સફાઈ અને કપડાં ધુલાઈ પણ. એક મોદીને મેં બાંધી લીધો છે. એ બધો ખોરાકીનો સામાન તમારે બારણે મૂકી જશે. તેમાં કાંઈ ફેરફાર કરાવવો હોય તો મને 'ફોન કરવો. નર્સ તેની વ્યવસ્થા કરી દેશે. . . . હા, 'ફોન બેસાડેલો છે. અર્થાત્, એ ખાનગી 'ફોન છે. બગડે તો મને ખબર કરવી. નાણામાં કેવળ સિક્કા જ વાપરવા અને તે આપતાં પહેલાં તેને સ્પિરિટથી ધોઈ નાંખવા. એમ કરતી વખતે હાથમોજા પહેરવા. બહાર નીકળો ત્યારે પણ હમેશાં હાથમોજા વાપરવા. આ તમારું ઠેકાણું, અને આ પાકીટમાં થોડીક ડબ્બાગોળીઓ (કેપસ્યૂલ) છે. એ 'ચોળ મોગરો' છે. રોજ બે ગોળીઓ લેવાની. જીવ ફરવા લાગે અને ખમાય નહીં તો બંધ કરવી. અહીં દર શનિવારે સાંજે પાંચ વાગે આવવા મારી ભલામણ છે. તે વખતે કોઈ બીજા દરદીઓ અહીં નહીં હોય."

એક બાટલીમાંથે તેણે મને એક ઘેરા રંગની દવા આપી.

"તમારે તમારી શક્તિ જાળવી રાખવી જોઈએ. એ મહત્ત્વનું છે. દારૂ લો છો?"—"હા, પણ અતિશય નહીં."

"એ સારું છે. કોઈ પણ જાતની અતિશયતા તમને નુકસાનકારક છે. અલબત, તમારાથી કોઈના સંસર્ગમાં તો ન જ અવાય."

કેવો ભાવનાશૂન્ય માણસ! નર્સ અંદર આવી. — મને લાગે છે કે એણે ઘંટડીનું બટન દાબ્યું હશે — અને મને એક ચાવીનો ઝૂમખો સોંપ્યો. હું જવા માટે ઊભો થયો. તેણે એકાએક કહ્યું :

"મને આશા છે કે એ જગ્યા તમને ગમશે. ઘણી વાર પસંદગી માટે ઝાઝું ક્ષેત્ર જ નથી હોતું. બની શકત તો હું સાથે જ આવત. પણ — હું કલાકેક પછી તમને 'ફોન કરીશ."

*

જગ્યા શોધતાં જરા મુશ્કેલી નડી. પણ જ્યારે મળી ત્યારે તે જોઈને ખુશ થઈ ગયો. હડસન નદીને લગભગ કિનારે કોઈ ગાડી બનાવનાર લુહારનું ત્યાં એક વેળાએ કારખાનું હતું. મોટરો વધવાથી તેને તે બંધ કરવું પડયું. અહીં તે રહેતો હતો. મકાનની પહોળાઈ દશ ફૂટથીયે ઓછી હતી. કારખાનાની ભીંતને આધારે તે ઊભું હતું. જૂની એરણો અને ચાકો હજુ અંદર જ પડ્યાં હતાં. રહેવાનો ભાગ માળવાળો હતો. ભોંયતળિયે રસોડું, એક ઓરડી, અને તે બંનેને જોડનારો એક નાનો ખંડ. એ ખંડમાં જ દાદર હતો. મેડા પર બે ઓરડા અને સ્નાનઘર હતાં. નીચેના ખંડનો બહારનો દરવાજો વાડામાં ખૂલતો હતો. વાડાના ઘણાખરા ભાગમાં લાદી હતી. પણ થોડીક ઈંટબંધી ફૂલક્યારીઓ અને એક શેતૂરનું ઝાડ પણ તેમાં હતાં. બારીઓ બધી એક જ બાજુએ — પૂર્વમાં — હતી. પડોશનું મકાન પણ એક બંધ પડેલું કારખાનું હતું. તે નીચું હોવાથી સવારનો તડકો આવવાને સગવડ હતી. જગ્યા સાફ હતી અને મારાં સીધુંસામાન પગથી પર જ રાખેલાં હતાં. આખું મકાન ફરી વળ્યો. ઘરવખરી ચાલે એવી લાગી. પછી ખોરાકનો સામાન અંદર લીધો. ટાઈપરાઈટર, ગ્રામોફોન, અને કેટલાંક કપડાં મોટરમાંથી કાઢ્યાં. દાક્તરને ત્યાં ઉતારેલાં મેલાં કપડાંની થેલી મોટરમાં જ રહેવા દીધી. ટોમે આણેલા બધા કાગળોમાંથી જેનના ત્રણ કાગળો સિવાય બાકીના તે જ થેલીમાં મૂક્યા. એટલામાં ડૉ. ટૉડનો 'ફોન આવ્યો. જગ્યા સાવ પસંદ છે કહી મેં તેનો આભાર માન્યો.

*

હવે 'આપઘાત' ભજવવાનો હતો. આખું મેનહેટન અને બ્રૂકલિન* મોટરમાં ફરી વળ્યો. મારી ધારણા કરતાં શહેર ઘણું મોટું નીકળ્યું. જ્યાં જાઉં ત્યાં માણસો હાજર. તેથી 'આપઘાત' ભજવવો ધાર્યા જેવો સહેલો નહોતો.

ચોખ્ખા દૂધની એક દુકાનેથી મેં બાટલીમાં દૂધ ભરી લીધું. કાગળમાં વીંટાળેલી બે એક 'સેન્ડવીચ' (કચોરીઓ) પણ ખરીદી. ખાઈ, તાજો થઈ પાછો શોધમાં ઊપડ્યો. છેવટે એક એકાંત સ્થાન મળ્યું. હારલેમ પાસે પૂર્વ નદી પર, એક નાનો ધક્કો હતો. ત્યાં જનારી ગલી બહુ અવરજવર વિનાની હતી. જગ્યા ધ્યાનમાં લઈ હું પાછો મુકામ પર આવ્યો.

રાત્રે બે વાગ્યે પાછો ઊપડ્યો. આજુબાજુ કોઈ નહોતું. રસ્તાઓ, ગલી અને ધક્કા બધાં ખાલી હતાં. ધક્કા પર હું ગાડી હાંકી ગયો અને ઇંજિન ચાલુ રાખ્યું. પછી બ્રેક છોડી, થોડી ગતિ આપી, બહાર કૂદી પડ્યો. ગાડી સીધી પાણીમાં જઈ ઊથલી પડી. એક માણસ મારી દિશામાં દોડતો હતો, પણ તે સોએક ગજ દૂર હતો. હું તેને ચૂકવીને શાંતિથી ઘેર ચાલી આવ્યો. કોઈએ મને જોયો નહીં.

સવારના બહાર જઈ એક છાપું ખરીદી લાવ્યો. મોજાં સાથે ગજવામાંથી સેન્ટ× ખેંચી કાઢવો અગવડભર્યું હતું. ચોદમે પાને મારા 'મરણ'ની ખબર હતી. પોલીસને મારી ગાડી, થેલી અને ઘરનાં ઠેકાણાંવાળા કાગળો સાંપડ્યાં હતાં. શરીરનો પત્તો નહોતો. ગોદીની પોલીસ જાળ નાંખી શોધખોળ ચલાવી રહી હતી. પણ તે દિવસે મોટી ભરતી આવેલી હોવાથી સંભવ હોય કે 'મારું મડદું' દરિયામાં ખેંચાઈ ગયું હોય. 'મારા મડદા'ના વિચારથી મારા મનમાં કંઈ કંઈ થયું.

*

લગભગ એક વર્ષ મેં ન્યૂયોર્કમાં ગાળ્યું. ટોડે જેટલું થઈ શકે તેટલું સઘળું કર્યું. અને દિવસે દિવસે એ મને ગમવા લાગ્યો. બીજા કોઢીઓનોયે તે ઉપચાર કરતો હતો કે કેમ તે તો હું જાણી

* ન્યૂયોર્કના નદી કિનારા પરનાં પરાંઓ.

× ૧૦૦ સેન્ટ=૧ ડોલર, લગભગ અર્ધો આનો.

શકયો નહીં. એટલું જ નહીં, પણ એ વર્ષ આખામાં છાપાં સિવાય બીજી કોઈ રીતે મેં ન કોઈ માણસો જાણ્યા કે ન કોઈ બનાવ. લગભગ પચાસ લાખ માણસ મારી ચારે બાજુ વસતા હતા. પણ હું તો એકલો જ મારું ફાડી લેતો હતો. (જમીનની નીચેથી બનાવેલા) ભોંયરામાર્ગો મારે માટે ગૂઢ જ રહ્યા. ટ્રામ કે ટ્રેનમાં તો બેસાય જ નહીં. 'બેઝ-બૉલ'* જોવાની મને ભારે ધૂન હતી. તેથી દર અઠવાડિયે હું પોલોના મેદાનમાં જતો, અને બધાંથી દૂર એક કોરે મારી સાથે આણેલાં છાપાં પાથરી બેસતો. ઘેરથી ત્યાં સુધી પગે જ જતો-આવતો. તે વર્ષે ઘણી મેચો થયેલી. સાતથી વધારે માઈલ જવું અને તેટલું જ આવવું. પણ એનો બદલો પૂરો મળી જતો.

જ્યારે પણ રાત્રે ઊંઘ ન આવે ત્યારે બાગોમાં, અથવા — મારા સિવાય બધાંને — દિલખુશ કરનાર રોશનીને અજવાળે ધોરી રસ્તાઓ પર ભટકતો. સુંદર પોષાકો સજી સ્ત્રીઓ અને પુરુષો આમથી તેમ જતાં અને હસતાં . . . મને લાગે છે કે એ વર્ષે હસવું તો હું ભૂલી જ ગયેલો.

એક દિવસ મને ખબર પડી કે મેટ્રોપૉલિટન થિયેટરમાં પ્રસિદ્ધ ગવૈયા કારૂસોનો જલસો છે. મને લાગ્યું કે બહુ જ વહેલાં પહોંચી જઈ, ટિકિટ લેવાની હરોળમાં હું પહેલો જઈશ તો કોઈને ચેપ લગાડવાની ધાસ્તી નહીં રહે. તે મુજબ હું ગયો. પણ માણસો તો પાછળ આવતા જ ગયા, આવતા જ ગયા. અંતે મારી પાછળના માણસનો મને ધક્કો લાગ્યો. હું તરત જ હાર બહાર નીકળી ગયો. એ માણસ મારી સામે ટગર ટગર જોઈ રહ્યો.

"એ— ! કોની હજામત કરવા બહાર નીકળી ગયો? હમણાં જ બારી ઊઘડશે."

તે રાત્રે હું ઑપેરા હાઉસ પાસે ગયો. મોડું તો થઈ જ ગયું હતું પણ રસ્તા પર દશબાર માણસોનું ટોળું ઊભું હતું. પોલીસનો સિપાઈ પણ નજર નાંખતો ઊભો હતો. શું હશે તેનો હું વિચાર જ કરતો હતો, એટલામાં એક અદ્દભુત મધુર અવાજ સંભળાયો. ઉનાળાની રાત હોવાથી

* બૉલ-બૅટ જેવી જ એક રમત. ઇંગ્લંડમાં ક્રિકેટની જેવી લોકપ્રિયતા છે, તેવી જ અમેરિકામાં બેઝ-બૉલની છે. ગેડીદડા જેવી એક રમત.

હવા-બારીઓ (ગવાક્ષ, વેન્ટીલેટર) ખુલ્લી હતી. તેમાંથી પેલો વેધક અવાજ અમારી તરફ આવ્યો. છેવટે મેં કારૂસોને સાંભળ્યો ખરો!

બીજે દિવસે ડૉ. ટૉડે મને ફોન કરી મળવા માટે ઑફિસમાં બોલાવ્યો. તેણે કહ્યું, "મિ. ફરગ્યૂસન, તમારી તબિયતમાં હું સુધારો જોતો નથી. આ કહેતાં મને કેટલું દુઃખ થાય છે તે શું કહું?"

મને પોતાને આની અગમચેતી ન હોત તો આ ખબરથી મને ઘણો વધારે આઘાત લાગ્યો હોત. પણ મેં નિર્ણય કરી નાંખેલો હતો. આ મોટા શહેરનું એકાંત સહન કરવું, શહેરમાં રહેતાં છતાં તેમાં ન હોવું મારે માટે હવે વધારે વખત શક્ય નહોતું.

"ડૉક્ટર બિલને તમે ખબર કરશો? હું કૂલિયન જવા ઇચ્છું છું."

તે સંમત થયો. હું મારા એકાંતનિવાસમાં પાછો આવ્યો. બિલે એનું વચન બરાબર પાળ્યું. સાનફ્રાન્સિસકોથી એક લશ્કરી વહાણ થોડા વખતમાં જ ઊપડવાનું હતું. હું તેટલી વારમાં જઈ પહોંચી શકીશ કે કેમ તે તેણે મને પુછાવ્યું. હું તરત જ કબૂલ થયો. પછી ટૉમને મેં નીચે મુજબ એક કાગળ લખ્યો:

**પ્રિય ટૉમ,**

મારી આશાનો હવે છેડો આવ્યો છે. આ મિથ્યાભાસ ચલાવ્યે રાખવાનો પ્રયત્ન કરવો નરી મૂર્ખતા છે. 'હું સાજો થઈશ; મારે સાજા થવું જ જોઈએ'—એ ભાવના હું આજ સુધી મૂઢાગ્રહથી કરતો રહ્યો. પણ ખરેખર સુધરી શકીશ અથવા સુધરી રહ્યો છું, એવું હું દિન પ્રતિદિન કદી ન જોઈ શક્યો.

લગભગ એક વર્ષથી રોજ રોજ આ મુજબ ચાલ્યું છે. પણ ક્ષણે ક્ષણે જાગ્રત અવસ્થાની દરેક અનંત લાગતી પળે, મેં પોતાને એમ મનાવી-મનાવી દિલાસો આપવા પ્રયત્ન કર્યા કર્યો કે, 'ના ના. એમ નહીં થાય. તું, બા, જૅન, કે હોરેસ વિન્ડલ કે બિલ ટૉમસન જેમ રોગી નથી, તેમ હું પણ નહીં રહું.' અહીં જેટલા દિવસ અને જેટલી રાતો, અઠવાડિયાં, પખવાડિયાં, અને મહિનાઓ સુધી, શહેરના જે જે રસ્તાઓ ઉપર હું ફર્યો, તેની લાદીએ લાદી શાખ પૂરશે કે

પગલે પગલે મેં એ ન માનવા જેવી અને પોલી ભાવનાનો જપ કર્યો છે. હવે હું થાક્યો છું.

વહાલા ટૉમ, એ ગયું નથી. માનવું ન ગમે તોયે થવાનું થયું જ છે. હું રગતપીતિયો છું.—રગતપીતિયો છતાં, ‘ સાજો થઈ ને મોડો-વહેલો પાછો ઘેર જઈશ; માને, મેબલને, તને મળીશ; એટલું જ નહીં, જૅનનેયે પાછો મળીશ, અને તે મને પૂછશે શિકે નહીં કે હું આટલા દિવસ ક્યાં ગયો હતો અને કેમ ગયો હતો, અને અમારું અધૂરું રહેલું ઘર પૂરું કરી બંને જણાં પાછું તે માંડીશું ’— આવાં આવાં શેખચલ્લીનાં સ્વપ્નાં એક આખું વર્ષ સેવતો રહ્યો.

પણ, ટૉમ, એ બનવા જોગ જ નથી. મારે માટે હવે કશી આશા મને રહી નથી. રખે તું એમ માનતો કે આ હું પીઠ બતાવી રહ્યો છું અને કંઈ આડુંતેડું કરી બેસવાનો છું. તે તો નથી જ કરવાનો. તારો લાંબો પ્રેમભર્યો પત્ર બે દિવસ પર મળ્યો. હું આત્મહત્યા કરી બેસીશ એવી ચિંતા રાખવાનું કંઈ કારણ નથી. કમમાં કમ, આજે તો એમ કહી શકું છું. પણ તું વચન માગે છે. તે તો આપવું નકામું છે. એ જ એક માર્ગ છે એવો કદી ખ્યાલ આવી શકે જ નહીં એમ માની શકાય ખરું? મારા વિચારો પર હું હંમેશાં કાબૂ રાખી શકીશ એમ કહેવું કઠણ છે. એટલી જ મને શ્રદ્ધા છે કે હજુ સુધી મેં તેમ કર્યું નથી, તેથી જ આગળ ઉપર પણ એમ નહીં કરું. કારણ કે મીસીસીપીના કિનારા પર પહેલી રાત્રે મેં કલાકો સુધી તે વિચારનો સામનો કર્યો હતો, અને આ વર્ષ દરમ્યાન કેટલીયે વાર તેમાંથી સહેજમાં બચ્યા કર્યો છું.

એક વાર બૅટરીપાર્કથી કોની દ્વીપ જતી સ્ટીમરમાં હું બેઠો. મને લાગ્યું કે સાગર સુધીનો પ્રવાસ તથા ગાન–તાન અને આનંદ–પ્રમોદ મને મારા દુ:ખના થોડા કલાક વિસારે પાડશે. પણ તેણે તો, ઊલટું, વધારે તીવ્રપણે તેનું ચિંતન કરાવ્યું. ભીડથી અળગા રહેવાનો મેં કલાક સુધી પ્રયત્ન કર્યો. પરિણામે મારી હાલચાલ પર લોકોનું ધ્યાન ખેંચાયું અને તેઓ વહેમી નજરે મારી તરફ જોવા લાગ્યા. હું મૂંઝાયો. છેવટે નીચેની ડેકના છેક પાછલા ખૂણામાં હું ભરાયો. ત્યાં હું એકલો હતો —

સિવાય કે એક ચોકીદાર વચ્ચે વચ્ચે આંટા મારી જતો. મને લાગે છે કે એ વહેમાયેલો હશે અથવા કોઈ ઉતારુઓએ તેને મારી પર નજર રાખવા ઇશારો કરી રાખ્યો હશે. — ટોમ, એ દિવસે હું આપઘાતની અણી પર હતો. મારી નીચે થોડા ફૂટ પર જ વહાણે ખેંચેલો ધોળો ફીણિયાળો લીટો મને હૂંફ અને શાંતિ આપે એવો લાગતો હતો. પણ ભાઈ, આગળની જેમ આ વખતે એ તારા જ શબ્દોએ મને ઉગાર્યો. તેં વારંવાર કહેલા શબ્દો મને યાદ આવ્યા. " જો જે, પીઠ ન બતાવીશ. "

માટે, ભાઈ, મેં પીઠ બતાવી છે એવો મારે વિષે ખ્યાલ ન બાંધતો. હું વચન તો નથી આપી શકતો, પણ તેમ ન કરવાનો હું સાચે જ પૂરો દિલથી પ્રયત્ન કરતો રહ્યો છું.

તે જ રાત્રે કિનારે ઊતર્યા પછી હું કશામાં ભાગ લઈ શકું એમ ન હતું. કોઈ પણ રમતગમતને સ્થાને જાઓ તો ત્યાં માણસોની ભીડ તો હોવાની જ. કેટલી વાર મેં ક્યાંક દાખલ થવાનો પ્રયત્ન કર્યો. પણ દર વખતે મારે ભીડને કારણે માણસોની હારમાંથી નીકળી જવું પડેલું. મારી રગરગમાં જીવનનો કંટાળો વ્યાપ્યો. હું પાછો પેલા વહાણ પાસે ગયો. તેની તૂતક દીવાઓથી શણગારેલી હતી. તે જોતાં જ મારા પગ ઢીલા થઈ ગયા. મનને સંતાપ ઉપજાવનારો બીજો એક કલાક વહાણ પર વિતાડવો અશક્ય હતો. હું પાછો ફર્યો અને છાંયામાં થઈને ચાલ્યો. પછી જ્યાં દીવાઓ ઓછા હતા ત્યાં રસ્તો ઓળંગી શહેર સુધી ચાલતો આવ્યો. કેટલાયે માઈલ ચાલવું પડ્યું. આખી રાત તે દિવસે મેં ચાલ ચાલ જ કર્યું. ચાલતો હતો, વિચારતો હતો અને દુભાતો હતો. એકલાપણું કેટલું સૂનું છે તેની તું કલ્પના જ નહીં કરી શકે. લાખો માણસો વચ્ચે ફરવું, વસવું, ખાવું, પીવું, જોવું, સાંભળવું છતાં એકેયને અડવા હિંમત ન કરવી, કદાચ પરિચય બંધાઈ જાય એ ધાસ્તીથી એકેય સાથે બોલવા હિંમત ન કરવી, બધાને ટાળવા . . . દૂર–દૂર–સદા દૂર રાખવા. . . . !

હવે એક દિવસ પણ વધુ મારાથી આ સહેવાય એમ નથી. હવે હું એવી જગ્યાએ જવા માગું છું, જ્યાં મારા જેવા જ હજારો રહેતા હોય, જ્યાં જે સામો મળે તેની સાથે વાત કરતાં મને સંકોચ ન થાય

જ્યાં કોઈની સાથે ભટકાતાં જ, માર ખાધેલા કૂતરાની જેમ, દબાઈને નાસવું ન પડે.

મારા મનમાં કોઈ વાર એવી ગાંડી ધૂન ભરાતી કે એક દિવસ યુનિયન સ્કવૅર (ચોક)માં કે બ્રૉડવેની કોઈ નાટકશાળામાં મોડી રાતે પહોંચી જવું, અને ત્યાં હાસ્ય–વિનોદ અને આમોદ–પ્રમોદ કરતાં હજારો બેફિકરાં લોકોની સામે ઓચિંતા ઊભા થઈ ઘાંટો પાડી કહેવું, "જુઓ! જુઓ! લોકો, દરેક જણ મારી સામે જુઓ! મારું નામ નેડ લૅંગફર્ડ છે. હું પણ તમારા જેવો જ લાગણીઓથી ભરેલો એક માનવી છું. એક મારી પ્રેમભાજન યુવતીયે છે. એ મને પરણવાની હતી. પણ હવે હું એક કોઢિયો — રગતપીતિયો — થયો છું."— આ સાંભળતાં જ તેમનો ખડખડાટ–કિલકિલાટ કેવો થીજી જાય, અને કેવા ગભરાટ, ભય અને અક્કલ વિનાની કંપારી તેમના ચહેરાઓ પર ફરી વળે, તથા મારા સ્પર્શના મહાભયથી છૂટવા માટે તેમને કેવા ધક્કામુક્કી કરતાં અને લડતાં ઝઘડતાં હું વિખેરી શકું, તેનું ચિત્ર* પણ મારા મનમાં ખેંચી હસ્યો છું.

પણ છતાં, ટૉમ, શા માટે આમ હોવું જોઈએ? શા માટે કોઢ શબ્દ માટેયે તેમના મનમાં આટલો ભય છે? જો તું આજેયે મને જુએ, તો હું રોગી છું એવું કશું તને માલૂમ નહીં પડે. કશો તને ફરક નહીં દેખાય. નજર પડે એવા ભાગ પર એક પણ ચાઠું નથી. ફરક એટલો જ છે કે વળી એક એવું ચાઠું દેખાતું જાય છે. દાક્તર કહે છે કે કોઈક વાર આ રોગ ઝપાટાબંધ ફેલાય છે, પણ ઘણી વાર એની પ્રગતિ બહુ જ ધીમી હોય છે... વાત એટલી જ છે કે એના જંતુ હજુ શરીરમાં વસે છે અને એક વર્ષની દવા તેને કાઢવા સમર્થ નથી નીવડી. પણ આ સ્થિતિમાં વધારે વખત રહેવું માનવશક્તિની બહાર છે.

લોકો માટે સંભાળીને વર્તવાનો મેં હંમેશાં પ્રયત્ન કર્યો છે. છતાં ક્યારેક હું ભૂલ્યો છું. હું દાક્તરને ત્યાં જતો ત્યારે શરૂઆતમાં કેટલાક દિવસ લિફ્ટ વાપરતો. એક દિવસ નર્સ પણ મારી સાથે થઈ ગઈ. તે દિવસે ડૉ. ટૉડે મને દાદરનો જ ઉપયોગ કરવા ફરમાવ્યું.

ત્યારથી લિફ્ટને બદલે મેં દાદરનો ચડવા–ઊતરવામાં ઉપયોગ કર્યો છે.

એક રાત્રે વૉશિંગ્ટન સ્કવૅરના એક ખાલી બાંક પર બેઠો હતો. ઘણી વાર હું ત્યાં જઈને કોઈક ઝાંખા અજવાળાવાળી જગ્યાએ બેસું છું, અને ત્યાંથી શહેરના રસ્તા સુધી પહોંચતી દીપમાળા નિહાળું છુ. તે દેખાવ રમણીય લાગે છે. ખાસ કરીને વરસાદ પડયો હોય ત્યારે ભીની લાદીઓ પર વિક્ટોરિયા, સિગરામ તથા કદીક મોટરોના દીવાઓનાં હાલતાં પ્રતિબિંબોની બહુરૂપી ભૂંગળી ( કૅલાઈડોસ્કોપ* )ના જેવો દેખાવ મનોહર લાગે છે.

તે રાત્રે કલાકેક સુધી હું ત્યાં બેઠો હતો. ઇસ્ટ રિવર તરફનાં મકાનો ઉપર પૂર્ણ ચંદ્ર પ્રકાશી રહ્યો હતો, મારા બાંકના બીજા છેડા પર એક જુવાન સ્ત્રી આવીને બેઠી. તેના કપડાં બેડોળ હતાં અને તેનું પાતળું મોં પાઉડરના લપેડાથી કુરૂપ લાગતું હતું. થોડી વારે તે મારી નજીક ખસી. "સંધ્યાવંદન, ( ગૂડ ઈવનિંગ ), લાલા," તે બોલી. મેં સામું સંધ્યાવંદન કર્યું. થોડી વાર તે કશું બોલી નહીં. હું શરૂ કરીશ એમ કદાચ આશા રાખી હશે. છેવટે બોલી, "રળિયામણી રાત છે, નહીં ?" — મેં કહ્યું, "છે તો ખરી,"

"નજીકમાં જ રહો છો ?"

"બહુ દૂર તો નહીં, હડસન નદી તરફ."

"સાથે કોણ રહે છે ?"

"કોઈ નહીં," મેં કહ્યું.

"છી ! એ તો વસમું. મને સાથે લઈ જાઓ તો કેમ ?"

---

* દાક્તરની સ્લાઈડ આવે છે તેટલી — આશરે ૩" × ૧"ની ત્રણ કાચની સરખી પટ્ટીઓ લંબાઈની ધારે ત્રિકોણાકાર ગોઠવી, આજુબાજુ કાગળનું ગોળ ખોખું બનાવવું. એક બાજુ બે સાદા ગોળ કાચની વચ્ચે રંગીન સળિયો કે બંગડીઓના ટુકડા અંદર ને અંદર હાલી શકે એવી રીતે નાંખવા, અને બીજી બાજુથી તેને જોવું અને ફેરવતાં જવું. વિચિત્ર પ્રકારની સુંદર ભૂમિતિના જેવી આકૃતિઓ દેખાશે. આ બહુરૂપી ભૂંગળી અથવા કૅલાઈડોસ્કોપ. રમકડાંવાળાની દુકાને કદીક મળે પણ છે.

મેં લાંબો વખત સુધી તેને ધારીને જોઈ. દેખાવમાં તો કશું ન હતું. પણ જીવતી તો હતી! મારી જોડે બોલી હતી!

કેટલાયે વખતથી કોઈ મારી જોડે બોલ્યું નહોતું. આ એક સ્ત્રી હતી. દેખાવડી નહીં, છતાં સ્ત્રી તો ખરી જ. જો મારી જોડે આવે તો મારા ઘરમાં એક સ્ત્રી તો થાય! કદાચ મારી જોડે હસે, તેનો ખડખડાટ — એક સ્ત્રીનો ખડખડાટ હું સાંભળી શકું.

મારી આનાકાનીથી તે ચિડાઈ. "કેમ શું થયું? મારી બીક લાગે છે?" — સવાલ મને વિચિત્ર લાગ્યો. મને બીક લાગે છે?

એક પોલીસનો સિપાઈ ત્યાંથી પસાર થયો. તે મૂગી થઈ ગઈ. તેના ગયા પછી પાછી બોલી: "કોઈ વિચિત્ર માણસ લાગો છો?"

"છું તો ખરો."

"કંઈ હરકત નહીં, જવાન. હું ધારું છું કે માણસમાત્રમાં કંઈક વિચિત્રતા હોવાની જ. મારી વાતનો શો વિચાર કર્યો?"

પેલા પોલીસના આંટાએ મને સાવધ કર્યો. ટોડે મારા પર લગાડેલું છેટે રહેવાનું ફરમાન મને યાદ આવ્યું. મેં કહ્યું, "ના, બાઈ, મારાથી બની શકે એમ નથી."

"શું કહ્યું? બની શકે એમ નથી! કાં? શું થયું છે મને? તારે માટે લાયક નથી, ખરું? વારુ! તું કયો મોટો રૂપાળો છે, તે તો કહે! નથી બને એમ, તો જા જહાનમમાં!" એમ કહી તે ઊઠીને ઉતાવળે પગલે ચાલી ગઈ.

હે ભગવાન! તે મારે લાયક નથી! રસ્તા પરની એ રખડેલ પણ મારે મન સ્વર્ગની અપ્સરા જેવી લાગી. તેયે મારા જેવી સાવ એકલી નહોતી, એને લલાટે મારા જેવો એકાંતવાસ લખેલો નહોતો. એનાથી કોઈ દૂર નાસતું નહોતું. કોઈએ તેના પર છેટે રહેવાનું ફરમાન લગાડેલું નહોતું.

તે રાત્રે ખાલી ઘરમાં હું પાછો ફર્યો ત્યારે જેટલો પહેલી રાત્રે ઉંદરને માર્યા બાદ હતાશ થયો હતો, તેટલો જ હતાશ થયો.

ટૉમ, એક બીજી બાબત તને જણાવવા ઇચ્છું છું. આજ સુધી જૅનને મેં મારી વિચારસૃષ્ટિમાં પકડી રાખી હતી. આ બધું છતાં તે

મને નહીં જ મળે એમ હું માની શકતો નહોતો. પણ હવે એ મોહનેયે છોડવો રહ્યો. મારી જિંદગીના થયેલા ઉકરડામાંથી કશું જ બચાવી શકાય એમ નથી. મારું નામ સુધ્ધાં નહીં. જેનની તું સંભાળ રાખે એમ ઇચ્છું છું. મારી ખાતરી છે કે, એને કદી કાંઈ અડચણ ન પડે તેટલું તું જોઈ લઈશ.

આ કાગળનો તું જવાબ લખે તે પહેલાં જ કદાચ હું ઊપડી ગયો હોઈશ. મનીલા જવાના વહાણ માટે બિલ સગવડ કરી રહ્યો છે. — માટે તું મને ફૂલિયનને સરનામે જ લખજે. અહીં મારી જૂની જિંદગી ખલાસ થાય છે. આવતી કાલે મારી નવી દુનિયામાં પ્રવેશ કરીશ.

એ દુનિયા વિષે હું કશું જાણતો નથી. ત્યાં પહોંચ્યા પછી તને લખીશ. દરમ્યાન એમ ન માનીશ કે હું કંઈ કરી બેઠો હોઈશ. જેટલું અનિવાર્ય હતું તેટલું જ પગલું મેં ભર્યું છે. મારું જીવન ખોવાઈ ગયું છે, તે ફરી મેળવવા મારો પ્રયત્ન છે.

સપ્રેમ
નેડ

કાગળ પૂરો કરી હું નીકળવા તૈયાર થયો. ટૉડની સૂચના મુજબ સઘળી ઘરવખરી ટુકડા ટુકડા કરી મેં મારા નાના ચૂલામાં બાળી દીધી, અને આખા મકાનને જંતુનાશક દવાથી ધોઈ કાઢયું. માત્ર મારી પેટી, ટાઈપરાઈટર અને ગ્રામોફોન રહ્યાં. એ વહાણ પર પહોંચાડવાનું ટૉડે માથે લીધું હતું.

બારણાને તાળું મારી હું બહાર પડયો.

૮

# સ્ટીમર પર

અગિયારમો રસ્તો હું આખો પાર કરી ગયો. એ રસ્તો 'મોતનો રસ્તો'-ને નામે ઓળખાય છે. કારણ કે તે ગાડીઓના પાટાઓથી વ્યાપેલો છે. તક સાધીને હું એક માલડબ્બામાં ચડી ગયો.

ન્યૂયૉર્કથી સાન-ફ્રાન્સિસ્કો ! અમેરિકાના પૂર્વ કિનારાથી પશ્ચિમ કિનારો ! ત્રણ હજાર માઇલ ! એ લાંબી મુસાફરી મારી સ્મૃતિ પર ભૂતાવળના જેવી છાપ નાંખી ગઈ છે. મોડી રાત્રે કોઈ નાના સ્ટેશને પહોંચવું, પાછળ પડનારા ટ્રેનના ગાર્ડથી બચવું, ટાઢથી બચવા માટે કોઈ ખાલી પડેલા કોલસાના ડબ્બામાં ટૂંટિયું વાળી સૂઈ રહેવું, ખેડૂતો પાસે ખોરાક માગવો અને પૈસા આપવા જતાં વહેમના પાત્ર થવું— આ મારી નિત્યચર્યા હતી. ગાડીના સળિયાને વળગી રહ્યો હોઉં, ત્યારે ઘણી વાર મનમાં ઝઘડો ઊઠતો કે ટાઢથી ઠરતા હાથે લટકી રહેવા કરતાં છોડીને પડતું મૂકી જિંદગી સાથે વિટંબણાઓનોયે અંત કાં ન આણું ? કેટલીક વાર દોસ્તી કરવા આવતા ભટકુઓથી બચવાના પ્રસંગ આવતા, અને છેલ્લે સુધી મનમાં ધાસ્તી તો હતી જ કે રખેને વહાણ ચૂકી જાઉં.— અને, આ બધું સારામાં સારી ફાસ્ટ એકસપ્રેસમાં ઊંચામાં ઊંચા વર્ગની ટિકિટ ખરીદી શકું, એટલા પૈસા મારા ગજવામાં હોવા છતાં !— પણ, તે કેમ થાય ? કોઈ બીજાને ચેપ લગાડવાની ધાસ્તી મનમાં લાગ્યા જ કરતી. આ રીતે મુસાફરી કરવામાં, કમમાં કમ, એ પાપ ન કર્યાનો ભાર હૈયા પર ન રહ્યો.

વહાણ ઊપડવાને દિવસે જ હું સાન-ફ્રાન્સિસ્કો પહોંચ્યો. સીધો ધક્કા પર જ ગયો. એક સિપાઈએ મને વહાણ પર ચડવાની સીડી આગળ રોક્યો :

"એ ભામટા ! ક્યાં જાય છે ?" —વહાણ તરફ આંગળી કરી મેં કહ્યું, "આમાં મારે ઊપડવાનું છે."

"એમ !" —

"ખરું કહું છું. મારી વાટ જોવાતી હશે."

"તદ્દન ખરું! 'મટ અને જેફ' (મૂગાભાઈ બહેરાભાઈ)ની યે તેઓ વાટ જોતા હશે! ચાલ ચાલ, હવે રસ્તે પડ, રસ્તે, ભિખારડા! આ તો લશ્કરી વહાણ છે."

"હું જાણું છું કે આ લશ્કરી વહાણ છે. હુંયે એક વાર સિપાઈ હતો."

"હશે; આજે તો નથી!"

હું અકળાયો. હું કેવો છું તે કોઈ જાણે એની હવે મને પરવા રહી નહીં. હું બોલ્યો: "હું કોઢિયો છું."

"તું ગધેડો છે!"

મારો મિજાજ ગયો. "ડૉ. સિડનીને ખબર આપ કે નેડ ફરગ્યુસન આવ્યો છે."

વહાણના દાક્તરનું નામ હું જાણું છું તે જાણી એ મારી તરફ આશ્ચર્યથી જોવા લાગ્યો. મારી વાત માનવી કે નહીં તેનો વિચાર કરવા લાગ્યો. અંતે, થોડાં પગલાં ઊંચે ચડી, સીડીને માથે ઊભેલા ગાર્ડને બોલાવી એને કહ્યું, "ડૉ. સિડનીને જરા બોલાવો તો."

એક મિનિટ થઈ નહીં ત્યાં દાક્તરનો બિલ્લો લગાવેલો એક અમલદાર આવ્યો — "કોણ ફરગ્યુસન?" — "જી, હા." — "ઉપર આવો"

હું ઉપર જવા લાગ્યો, ત્યારે પેલા સિપાઈને ક્રૉસ કરી "જિસસ, મેરી જોસફ'નાં નામ ગણગણતો સાંભળ્યો.*

"સારું થયું કે પહોંચી શક્યા. મને જરા ચિંતા લાગવા માંડી હતી. ચાલો તમારી જગ્યા બતાવું."

તેણે મારી કૅબિન બતાવી. બીજી કૅબિનોથી તે સાવ અલગ પડેલી હતી. ઓરડી નાની પણ સગવડ ભરેલી હતી. તેના નળ સંડાસ સ્વતંત્ર હતા. ઓરડીમાં ટૉમ અને બિલના કાગળો અને પારસલો આવી પડેલાં હતાં. મેં તેને તેમ જ રહેવા દીધાં અને કપડાંની પેટી ખોલી.

* રોમન કૅથલિક સંપ્રદાયના લોકોને દુઃખ, દોષ કે અપશુકન ટાળવા બે આંગળીથી ક્રૉસનું ચિહ્ન કરી આ રીતે નામસ્મરણ કરવાનો સંસ્કાર હોય છે. આપણે જેમ 'રામ, રામ, રામ' વગેરે બોલીએ તેમ.

મારા વાળ તો જંગલ બન્યા હતા. મને ખ્યાલ હતો કે એ જંગલ સાફ કરતાં મારે માથે વીતવાની છે. ન્યૂયૉર્કમાં હું જ મારો વાળંદ હતો. પણ મુસાફરીમાં મેં હજામત માંડી વાળી હતી. સ્ટીમરમાં પહોંચી પહેલું એ જ કામ શરૂ કર્યું.

ભૂંગળું વાગ્યું. ઉપરની ડેક પરથી કૂચ કરતા માણસોના ઠપકારા અને બૅન્ડ સંભળાયાં. મારા હાથમાંથી કાતર પડી ગઈ. પંદર વર્ષ પર મેં આ જ મુસાફરી કરી હતી. ત્યારે હું ડેક પર હતો. તે વખતે અમારી 'ચાઈના' સ્ટીમર પર એક હજાર કરતાં વધુ માણસો હતા. આજેયે આ સ્ટીમર પર એક હજાર — મારી સાથે એક હજાર ને એક — માણસો છે!... સૈનિકોના પગના ઠપકારા ચાલુ રહ્યા તેટલો વખત વાળ કાપી શકું એટલા મારા હાથ સ્થિર રાખી શક્યો નહીં, પણ તે બંધ થયા પછી કામ ઠીક ચાલ્યું. પૂરું કર્યું ત્યાં ઍન્જિન ચાલુ થયાનો અવાજ આવ્યો. હું ઉતાવળે એક નાની ગોખ (ગવાક્ષ) બારી પાસે ગયો અને તેને ઉઘાડી. સાન-ફ્રાન્સિસ્કોનો કિનારો સરતો જતો હતો, એ અદ્ભુત બંદર ગયું–ગયું. ગોલ્ડન-ગેટ (સુવર્ણદ્વાર)માંથી અમે આગળ નીકળવા લાગ્યા. મને લાગતું હતું કે મારી જન્મભૂમિનું આ છેલ્લું દર્શન છે.

કૅબિનનું બારણું ખખડ્યું. ડૉ. સિડની હતો. તે એક ઠીંગણો, જાડો, ચળકતી ટાલવાળો, આંખ-જીભો * ખુશમિજાજ પુરુષ હતો. ચાળીસી લગભગ પસાર કરી હશે. એની ટાપટીપ અણીશુદ્ધ હતી. મને જોઈને હસી પડ્યો:

"ગજબ કર્યો, યાર! માણસના દેખાવમાં આટલો બધો ફેરફાર થઈ જતો મેં કદી જોયો નથી. જાતે વાળ કાપવા પડ્યા! કુશળતા તો સારી મેળવી છે!"

"તમારી મહેરબાની છે. પણ, ડૉ. સિડની, એક વિનંતી માનશો? મને માત્ર 'નેડ' જ કહો."

"વાહ, એ તો મને ગમશે. વારુ, નેડ, હવે તમને તમારી દિનચર્યા સમજાવું. તમારો ખોરાક તમને માણસો બારણાં સુધી પહોંચાડી જશે. તમારાં વાસણો તમારે જાતે સાફ કરી લેવાં પડશે. ટાંકીમાં પાણી

* આંખોના ઇશારાથી ભાવો પ્રગટ કરનારો.

ખૂબ ગરમ હોય છે. તમે એકલા પડી જશો તેની ધાસ્તી છે. કારણ કે હું જ એકલો તમારો મુલાકાતી હોઇશ. કેપ્ટનની ઇચ્છા છે ખરી કે બારણામાં ઊભા રહી તમારી જોડે બે ઘડી વાતો કરી જાય."

"એ આવશે તો મને ગમશે."

ડૉ. સિડનીની મુલાકાતો છતાં મારો દિવસ કેમે કરી પૂરો થતો નહીં. મારા કાગળો અને પારસલો તે વિતાડવામાં મદદ કરતા હતા. મારા ફોનો' અને ટાઇપરાઇટર સલામત આવેલાં જોઈ મને આનંદ થયો. બિલે મને લખ્યું હતું કે એક ફિલિપાઇન દાક્તર — ડૉ. રાવિનો — સાથે એને સારો પરિચય હતો, અને મારે વિષે તેણે એને લખી રાખ્યું છે. ટોમે નવી રેકર્ડો મોકલી હતી. એક ટૂંકો કાગળ પણ હતો. એને બાપડાને — મને જ નહીં — કોઈને કાગળ લખવો પડે એટલે જોગ મળ્યા જેવું લાગતું. માની તબિયત સુધરી હતી. મેબલનાં લગ્ન થઈ ગયાં. એનો ધણી કદાચ અમારા ધંધામાં જોડાય. જેન કલીવલૅન્ડ જઈ એક સંગીત-વિદ્યાલયમાં શિક્ષિકા તરીકે જોડાઈ હતી.

ઘણા દિવસ બાદ કેપ્ટન મળવા આવ્યો. તેના વર્તનમાં માત્ર શિષ્ટાચાર જોયો. મેં ધોળાં કપડાં પહેર્યાં હતાં. મારી સ્વચ્છતા અને ટાપટીપ જોઈ તેને નવાઈ લાગી અને ખુશી થઈ. લાગે છે કે કોઈ કોઢિયા પાસે એણે એટલી આશા રાખી નહોતી.

તે જ બપોરે ગ્રામોફોન સાંભળતાં સાંભળતાં મને એકાએક બેચેની લાગવા માંડી. આજ સુધી મને કદી આવો અનુભવ થયેલો નહીં, ચક્કર અને બળતરા. મગજ ભમતું લાગ્યું. જેમ તેમ કપડાં ઉતારીને જોયું તો મારી જાંઘ પરનું ચાઠું સૂજી ગયેલું હતું. હાથ પરનાં ધાબાં પણ લાલ થઈ ગયાં હતાં. આ નવું શું જાગ્યું હશે તેનો વિચાર કરતો હું બિસ્તરા પર પડ્યો. ડૉ. સિડની પણ પારખી ન શક્યો. તેણે કહ્યું, "તમે રસ્તામાં બહુ હાડમારીઓ વેઠી. આવી મુસાફરીમાં તમારા કરતાં નબળો માણસ તો એકાદ બે દિવસમાં જ ભાંગી પડ્યો હોત. હવે જરા આરામ લેશો તો સુધરી જશે."

એ કંઈક દવા આપી ગયો. દવાએ મને શાંત રાખ્યો. એવો તો ઊંઘ્યો, એવો તો ઊંઘ્યો. થોડા દહાડામાં પહેલાં જેવો થઈ ગયો. ઘણા

મહિના પછી ખબર પડી કે તે 'તીવ્ર રક્તપિત્ત'નો* પહેલો હુમલો હતો. આ રોગની કેટલીક યાતનાઓમાંની આ પણ એક છે.

આરામ દરમ્યાન હું રેકર્ડોનો આનંદ ભોગવતો. એક રેકર્ડનું નામ મને અપરિચિત લાગ્યું. પણ થોડા સૂર સાંભળતાં જ મને એ ઓળખાઈ. એ તો મારું — અમારું — જૈનનું તથા મારું ગીત હતું. એમાં થોડો ફેરફાર કરેલો જણાયો. એક નાની કડી નવી હતી. જૈને તે દાખલ કરી હોવી જોઈએ. ગીતના સૂર સાંભળતાં જ હું પાછો જૂની દુનિયામાં પહોંચી ગયો. જાણે જૈન સાથે ભટકતો, એની સાથે સવારીએ ઊપડતો, એની એ ભૂરી આંખોની મોહક ચળક અને માથું હલાવવાનો લહેકો જોવા લાગ્યો, અને તેની સાથે અમારા ઘરના પ્લાનની ચર્ચા કરતો થયો. એટલામાં ગાયન પૂરું થયું અને ફોનોગ્રાફની સોય ખરખર કરતી તખ્તાનો છેડો ખેડવા લાગી. મેં તરત ફોનો' બંધ કર્યું અને રેકર્ડ ઉતારીને હાથમાં ઝાલીને બેઠો. એટલામાં બારણું ઊઘડ્યું.

"કેમ છે, નેડ? પાછા માંદા પડ્યા શું? તમારો ચહેરો તો જાણે ભૂત જોયું હોય એવો ધોળો ફક પડી ગયો છે ને?"

"એમ જ થયું છે," મેં નબળે અવાજે કહ્યું.

ડૉ. સિડની સમજદાર માણસ હતા. તેમણે કશો ઉત્તર ન વાળ્યો.

હોનોલુલૂ પહોંચતાં લગભગ એક અઠવાડિયું લાગ્યું. કેટલાક માણસો ત્યાં ઊતરવાના હતા. મારી કેબિનમાંથી મને બંદર અને આજુબાજુના બેટોની ઝાંખી થતી હતી. એક દિવસ ત્યાં મુકામ રહ્યો. મનીલા જનારા ઉતારુઓને ગામ જોઈ આવવાની છુટ્ટી મળી હતી. હું તેમને જતાં-આવતાં જોઈ શક્યો.

હજુ યુગો જેવાં લાગતાં ત્રણ અઠવાડિયાં બાકી હતાં. પાંજરામાં પૂરેલા જાનવરની પેઠે હું મારી ઓરડીમાં જ આંટા મારતો. અને પછી કલાકો સુધી હથેલીઓમાં માથું ખોસી વિચાર કરતો બેસી રહેતો. પરિણામે હું ગમગીન અને ત્રાસેલા જેવો બનતો. તેટલામાં ડૉ. સિડની આવતો અને દિવસો દરમ્યાન મારે માટે શોધી રાખેલી નવી નવી મજાકો સંભળાવી, મારી ગમ ઉડાડી જતો.

*

* એટલે કોઢની તીવ્ર વેદનાનો હુમલો. 'લેપર રિએક્શન'

વહાણુ મનીલાના દરિયામાં દાખલ થયું ત્યારે મારી કૅબિન અંદરની બાજુ પર હતી. તે મને ન ગમ્યું. કારે જિડોરનો કિલ્લો અને દરિયો જોવા મળ્યા હોત તો સારું થાત. મારી બાજુએથી બેટનો વાંકોચૂકો કિનારો અને ગાઢી ઝાડીઓ જોઈ શકાતાં હતાં. સ્ટીમરની જમણી બાજુ ધક્કાને અડીને હતી. લશ્કરી બૅન્ડ શરૂ થયું અને માણુસોની કૂચના ટપકારા સંભળાવા લાગ્યા. હું ઊતરવાની રાહ જોવા લાગ્યો.

એ સમય વિતાડવો કઠણુમાં કઠણુ થઈ પડ્યો. કલાકો પર કલાકો ગયા. બપોરે બારથી સાંજ સુધી મારે ઊકળતી ગરમીમાં બેસી રહેવું પડ્યું. ચૌદ વર્ષ પર જ્યારે હું પહેલી વાર અહીં ઊતરેલો તે દિવસ મનમાં પાછો તાજો થયો. ત્યારે હું આશાભર્યો નવજુવાન હતો અને જગતને સુધારવાના કામમાં મારો ફાળો આપવા ઉત્સાહી હતો. આજે હું પાછો એક બીજી લડત માટે અહીં જ આવ્યો છું. પણુ આજે મારે માટે ઢોલ કે ભેરી વાગતાં નથી, અને જે શત્રુ સાથે મારે લડવાનું છે તેને હું આંખે કદી જોવાનોયે નથી.

મોડી સાંજે ડૉ. સિડની આવ્યા. તેણે કહ્યું કે તે એટલા કામમાં પડેલો હતો કે વખત ક્યાં ગયો તેની તેને ખબરે પડી નહીં! મને તેડવા માટે આરોગ્ય ખાતાનો એક અમલદાર આવશે અને આગળથી ગોઠવણુ જણુાવશે, એમ એણે જણાવ્યું. એને વધારે માહિતી નહોતી. "પણુ તમારે માટે મેં વાળુની વ્યવસ્થા કરી છે. એટલું બધું મોડું થયું છે કે ઊતર્યા પછી બહાર તો ભાગ્યે જ ખાઈ શકો. જે વખત જાય છે, તેટલામાં તેઓ આવી પહોંચશે. માટે વાળુ પતાવી લેવું ઠીક છે."

મને ભૂખ તો નહોતી. પણુ વાળુને બહાને એક પ્રવૃત્તિ તો મળી. જ્યારે ડૉ. સિડની એક ફિલિપાઈનને લઈ ને પાછા મારી ઓરડીમાં આવ્યા ત્યારે લગભગ અંધારું થઈ ગયું હતું.

સિડનીએ શિષ્ટાચાર મુજબ અમારો પરસ્પર પરિચય કરાવ્યો: "મિ. ફરગ્યૂસન, આ મેજર ટૉમસનના મિત્ર, ડૉ. રાવિનો. તમારે જ્યાં જવાનું છે, ત્યાંના એ જ મુખ્ય દાક્તર."

ડૉ. રાવિનોએ ખૂબ અદબથી નમસ્કાર કર્યો. તે એક ઠીંગણો પાતળો માણસ હતો. અર્ધસ્પેનિશ* હશે એમ મારી કલ્પના થઈ. એ કેવળ વિનયી જ નહોતો, પણ પાછળ રહેનારો, લગભગ શરમાળ માણસ પણ હતો.

"હું દિલગીર છું, મિ. ફરગ્યૂસન, કે જ્યાં એક વાર તમે તમારા દેશની સેવા કરવા આવેલા તે જ મનીલામાં તમારે આ આપત્તિ લઈને આવવું પડે છે. પણ ખાતરી રાખજો કે તમારે માટે અમે અમારાથી બનતો સઘળો પ્રયત્ન કરીશું."

મેં તેનો ઉપકાર માન્યો. એણે મને કહ્યું કે રાતના ઉપયોગ પૂરતો જ સામાન સાથે લેવો. બીજો સામાન પાછળથી આવશે. પછી અમે ઊપડ્યા. એક ચાલમાં થઈ બે દાક્તરોની પાછળ હું ચાલ્યો. ખુલ્લામાં આવ્યા ત્યારે એક વખારની ભીંત, નીચે ઊતરવાની પાટિયા-સીડી અને વહાણના કઠેડાનો થોડો ભાગ એટલું જ હું જોઈ શકતો હતો. કઠેડાને ટેકીને છએક ખલાસીઓ ઊભેલા હતા. તેમણે પાછળ જોયું ને ચોંક્યા. મેં એકને નિસાસો નાંખીને બોલતાં સાંભળ્યો: "અરે ભગવાન! આ પેલો કોઢી!" બધા એકદમ કઠેડો છોડી નાઠા. ડૉ. રાવિનોએ મારું બાવડું ઝાલી મને એક બાજુ ઘુમાવી દીધો અને કહ્યું: "આ દરિયો યાદ છે? ચાંદનીમાં કેવો સુંદર દેખાય છે!"

એનો ઉદ્દેશ તો મને પેલા ખલાસીઓના ભય અને ઘૃણાભર્યા ચહેરા જોતાં અટકાવવાનો હતો. પણ તેમાં તે ફાવ્યા નહીં. જરા તે મોડા પડ્યા, અને ન જોવાનું જોવાઈ જ ગયું.

ડૉ. સિડની પણ ઉતાવળે બોલ્યા: "એક દિવસ મારે કુલિયન આવવું છે, નેડ, તેથી આજે 'અલ-વિદાય' (ગૂડ બાઈ) નથી કરતો. બિલને હું કાગળ લખવાનો છું."

"હુંયે તમને મળવાની ઉમેદ રાખું છું. મારે માટે તમે ઘણી તકલીફ ઉઠાવી છે. તે માટે તમારો આભારી છું."

છતાં, ધક્કો પસાર કરતાં મને શંકા થઈ કે શું સાચે જ પાછા મળશું?

* એટલે, એંગ્લો-ઇંડિયન પ્રમાણે, સ્પેનિશ-ફિલિપાઈન-મિશ્ર

૯

# બાળસાથી

ડૉ. રાવિનોએ એક એક્કો ગોઠવી રાખ્યો હતો. આ નાની ટટ્ટુગાડી મને પરિચિત હતી. બુઢ્ઢો જુઆન યાદ આવ્યો. દાક્તરે, જાણે હું એક વધારાનો દરદી નહીં, પણ કોઈ આમંત્રેલો મહેમાન હોઉં તેમ, બાજુ પર ખસી જઈ મને ગાડીમાં પહેલો બેસાડ્યો.

"સાન–લાઝારો હૉસ્પિટલ"—એણે એક્કાવાળાને ફરમાવ્યું.

આ તે જ કોઢ-ઘર તો નહીં જ્યાં હું બાળવા વખતે ભૂલમાં જઈ ચડેલો? એ ચાર સવાલો પૂછી જોતાં ખાતરી થઈ કે નક્કી તે જ એ. ગાડીવાળો એના નાનકડા ટટ્ટુ પર પોતાની નાનકડી ચાબુક ચલાવ્યે રાખતો હતો, અને ટટ્ટુ એની થબડક-થબડક ગતિ. મારી આંખે પાટા હોત તોયે મેં જાણ્યું હોત કે હું પાછો મનીલા આવ્યો છું. બીજે ક્યાંયે મેં નાનકડી ખરીઓનો આવો ઝડપી ટપટપારો સાંભળ્યો નહોતો. બાપડાં પ્રાણીઓને પોતાનો જીવ જ તેમના નાનકડા પગો વાટે કાઢી આપવો પડે છે.

હવે સાવ અંધારું થઈ ગયું હતું. પણ ચારે બાજુએ નવું શહેર પેદા થવા માંડ્યાનાં ચિહ્નો દેખાતાં હતાં. કિલ્લાને ફરતી જૂની ખાઈ અને ખાબોચિયાં રહ્યાં નહોતાં. જ્યાં પહેલાં માત્ર ઉકરડા, દુર્ગંધ અને કોહાણ હતાં ત્યાં બાગ બનવા લાગ્યા હતા. પૂરણી કરીને દરિયાનેયે પાછળ ખસેડી નવી જમીન બનાવવાનું શરૂ થયેલું હતું. જૂની ભીંતો અને કિનારાની વચ્ચે રોશનીથી ઝગઝગતી એક સુંદર હોટેલ ઊભી થઈ હતી. પાસિગ નદીના મુખ આગળના કિનારા પાસે નવાં ઘરો અને ઇમારતોની હારની હાર બનવા માંડી હતી. સુંદર જૂના સ્પેનિશ પુલને અમે ઓળંગી ગયા, ત્યારે પાછા ભૂતકાળની દુનિયામાં પેઠા. વળી પાછું જૂના કાળનું મનીલા મારી નજરે પડ્યું. એમાં ચૌદ વર્ષમાં ઝાઝો ફેરફાર પડેલો જણાયો નહીં.

અહીં બહુ શાંતિ હતી . . . . મને વહાણ પર લાંબો વખત ખોટી થઈ રહેવું પડ્યું, તેનો ડૉ. રાવિનોએ ખુલાસો કર્યો: "અમે

વિચારપૂર્વક એમ ગોઠવ્યું હતું. વાત એમ હતી, મિ. ફરગ્યૂસન, કે આજે ઘણા નવા દરદીઓ આવ્યા હતા, અને તે બધાને દાખલ કર્યા પહેલાં તપાસી લેવાના હતા. એમની પહેલી પરીક્ષા થયેલી હોય કે ન હોય અમે દાખલ કરતાં પહેલાં દરેકને ફરીથી તપાસીએ જ છીએ. એનું કારણ એ કે બહારગામોમાં જે દાક્તરો કામ કરતા હોય છે તેમાંથી ઘણા થોડાને આ રોગનો અનુભવ હોય છે. . . આથી, તમને વહેલા ઉતાર્યા હોત તો બધી ગડબડ અને ધમાલમાં તમને જરાયે ગોઠયું ન હોત. હવે નિરાંત રહેશે."

"એટલે, હું એમ સમજું કે તમે આજે રાત્રે જ મને તપાસવાના છો?"

"તમારી વાત જુદી જાતની છે. મેજર ટૉમસને તમારી સ્લાઈડો અમને પહેલાંથી મોકલી છે."

હું સમજ્યો કે ત્યારે બિલે આ બધું આજ સુધી સાચવી જ રાખેલું. કેટલી કાળજી! અને એણે મને આ બધામાંનો એક શબ્દ પણ કહેલો નહીં!

"મેજર ટૉમસન આ ટાપુઓમાં હતા ત્યારે કેટલોક વખત અમારી જોડે કામ કરતા હતા. તેઓ હોશિયાર જંતુશાસ્ત્રી છે અને તેથી તમારી જંતુપરીક્ષા કરવાની અમને જરૂર જણાતી નથી. પણ તમને વાંધો ન હોય તો કેવળ રાબેતા મુજબ તમારી થોડી તપાસણી કરી લેશું.—અમારી નોંધો પૂરી રાખવા માટે જ."

"તમને વાંધો ન હોય તો"! એનેયે ખબર હતી, હુંયે જાણતો હતો કે નિયમ પ્રમાણે મારે હા કહેવી જ રહી. પણ ત્રણે કાળમાં સદાયે વિવેક ન બતાવે તો ફિલિપાઈન શાનો!—"અલબત, જેમ તમને ઠીક લાગે તેમ," મેં હળવેથી કહ્યું.

"સાન-લાઝારોમાં હમણાં તમને ભીડ વધારે માલૂમ પડશે, વાત એમ છે કે અહીંની આસપાસના બધા ટાપુઓમાંથી અમે દરદીઓને પહેલાં અહીં ભેગા કરીએ છીએ. પછી થોડે થોડે ગાળે સરકાર એક વહાણ અમારે માટે મોકલે છે. તેમાં અમે કેટલાક દરદીઓને કુલિયન રવાના કરીએ છીએ. આ મુશ્કેલીને લીધે અમે ઇચ્છીએ છીએ તેટલી તમારી સગવડ નહીં જાળવી શકીએ. હું આશા રાખું છું કે તમે

અમારી અડચણુ સમજી શકશો. બાકી અમારાથી જેટલું થઈ શકે તેટલું સઘળું અમે તમારે માટે કરશું જ એ ખાતરી રાખજો."

"એ ખાતરી હોવાથી જ તો મેં અહીં આવવા ઇચ્છા કરી. પણુ જુઓ, મને બધાના જેવો જ સમજજો અને રાખજો. હું કોઈ પણુ જાતની ખાસ સગવડો અને મહેરબાની ઇચ્છતો નથી."

આથી એ રાજી થયેલો જણાયો. તેણે વાત બદલી.

"તમે વિદ્વાન છો, તેથી તમને સાન-લાઝારોમાં રસ પડે એવું ઘણું મળશે. ત્રણુસો કરતાં વધારે વર્ષથી તે 'દુખિયાનો વિસામો' બનેલું છે."

"દુખિયાનો વિસામો!" - દાક્તર કવિ પણુ લાગે છે!... જૂના સ્પૅનિશ મકાનો પર ચંદ્ર ચડી રહ્યો હતો. તેના રૂપેરી પ્રકાશમાં શહેર રહસ્યભર્યું બની રહ્યું હતું. ગાડીની ગાઢી છાયામાંથી તેની કહાણી નીકળતી હતી. વાતનો પ્રવાહ ધારાની જેમ વહેતો હતો. હું અહીં શું કામ આવ્યો છું તે હું ભૂલી ગયો. ક્યાં જાઉં છું તે પણુ ભૂલી ગયો. દાક્તરના અવાજમાં કાંઈક સુરીલું હતું. અને ટટ્ટુની ખરીઓનો ટપકારો તેને તાલ આપતો હતો. દાક્તરે કહ્યું:

"જે વર્ષે ડ્રેકે દુનિયાની મુસાફરી કરી — ડ્રેક, એટલે સર ફ્રાન્સિસ ડ્રેક* — તે ઈ. સ. ૧૫૭૭ના વર્ષમાં, આ ટાપુમાં સેંટ-ફ્રાન્સિસના× સંઘના કેટલાક માણસો આવ્યા. તે રહેતા હતા તે મઠમાં રોજ ભિખારીઓ આવતા અને ભીંતની બહાર કલાકો સુધી અન્નસત્ર ખૂલવાની તથા તેમના અન્નદાતા પાળા+ ફ્રા જુઆન ક્લેમેન્ટિની રાહ જોતા ખડા રહેતા.

* ઈ. સ. ૧૫૪૦–૧૫૯૬. રાણી ઈલિઝાબેથનો એક મોટો સાહસિક નૌકા સરદાર. લૂંટફાટ તેમ જ શોધખોળ માટે એણે દુનિયાનો ઘણો પ્રવાસ કરેલો.

× રોમન કૅથલિક પંથનો એક મહાન સાધુ, (ઈ. સ. ૧૧૮૨–૧૨૨૬) તેણે અપરિગ્રહી સંન્યાસી સેવકોનો એક સંઘ સ્થાપ્યો છે, તે હજુ સુધી ચાલે છે. વધારે માટે જુઓ શ્રી. મહાદેવભાઈ દેસાઈએ લખેલું નવજીવન કાર્યાલયે પ્રગટ કરેલું તેનું જીવનચરિત્ર.

+ સાધુની પૂરી દીક્ષા ન લીધેલા. પણુ બ્રહ્મચર્ય તથા અસંગ્રહનું વ્રત પાળીને મઠમાં રહેતા પુરુષ. અંગ્રેજીમાં એને 'lay brother' કહે છે. સ્વામીનારાયણુ સંપ્રદાયમાં પાળા અથવા ઓળિયા કહે છે તેવા.

કલેમેન્ટિ અન્નસત્રના વ્યવસ્થાપક હતા. એણે જોયું કે ભિખારીઓમાં કોઢીઓની સંખ્યા ઘણી હતી. કંઈ આધ્યાત્મિક વૃત્તિને પરિણામે કે કેમ, તે તો કોણ જાણે, પણ એક વાર એને પોતાના ઉપરીને એવી વિનંતિ કરવાનું સૂઝ્યું કે આ કમભાગ્ય રોગીઓ માટે એક છાપરું બાંધવા તેને પરવાનગી આપવામાં આવે. એ પર વિચાર થતાં થતાં કેટલેક સમયે ઉપરીએ તેને જણાવ્યું કે મઠની સામેની જમીન તેને આપી શકાશે તે જમીન એટલે પાસિગ નદીના કાંઠા પર એક કળણનો ખાડો જ હતો. પણ તેથી ફ્રા જુઆન કલેમેન્ટિ નાહિંમત થયા નહીં. રગતપિતિયાઓમાંથી તેમણે કેટલાક મજબૂત માણસોને ભેગા કર્યા અને તે સર્વેએ મળી નદીમાંથી રેતી અને માટી આણીને કળણ ભરી કાઢ્યું. કેટલેક સમયે જમીન સખત થઈ. પછી તેમણે નીપાતાડ અને વાંસનાં કેટલાંક મકાનો બાંધ્યાં. ઈશુ ખ્રિસ્તે લાઝારસ નામના માણસને સાજો કરેલો તેની યાદગીરીમાં તેમણે તે જગ્યાનું નામ સાન-લાઝારો પાડ્યું.

"કાળે કરીને જુઆન કલેમેન્ટિ તો મર્ત્યોના ઠરેલ માર્ગે ચાલ્યા ગયા. પણ તેમનો સંકલ્પ ત્યાં અમર વસ્યો. મૂળ સાન-લાઝારો એક વાર આગથી નાશ પામી ગયું. પણ કિલ્લા બહાર તેને ફરીથી ઊભું કરવામાં આવ્યું. પછી એક વાર ચીની ચાંચિયાઓનો હુમલો આવવાની ધાસ્તીએ યુદ્ધની નીતિને અંગે તેનો જાણી જોઈને નાશ કરવો પડ્યો. પરંતુ સ્પેનના રાજાએ આ કામમાં રસ લીધો અને તેની ખાનગી મદદથી એ જ જગ્યા પર એક પથ્થરનું મકાન ઊભું થયું. સેંકડો દરદીઓનો સમાસ થઈ શકે એટલું મોટું તે હતું. એક સદીથી વધારે તે ઇસ્પિતાલ ધીકતી રહી. પછી અંગ્રેજોના આક્રમણની ધાસ્તીથી સ્પેનની સરકારને પાછો તેનો નાશ કરવો પડ્યો. ઈ.સ. ૧૭૮૪માં રાજાના હુકમથી વળી પાછું સાન-લાઝારો બાંધવામાં આવ્યું. તે પછી, જો કે આગ અને મરકીના તે પર હુમલા થઈ ગયા છે છતાં, એ હજુ ટકી રહ્યું છે.* સત્તરમી સદીની શરૂઆતમાં જાપાનમાં સામંતશાહીનું જોર ઘણું વધ્યે જતું હતું. તે વખતે ઘણા ખ્રિસ્તીઓને ત્યાંથી દેશનિકાલ કરવામાં આવેલા. જાપાનના રાજ્યકર્તાઓએ સ્પેનના ખ્રિસ્ત

* છેલ્લી મહાન લડાઈમાં આનો પાછો નાશ થયો હશે એમ સંભવ છે.

ધર્મ પ્રતિપાલક બાદશાહ આગળ પોતાના દેશના ૧૩૪ ખ્રિસ્તી જાપાનીઓને ફિલિપાઈન્સ મોકલી દેવાની તત્પરતા દેખાડી. સ્પેનના ખ્રિસ્તધર્મ પ્રતિપાલક રાજાએ માગણી સ્વીકારી તેઓને આવકાર આપ્યો. તેમના અહીં આવ્યા બાદ થોડા જ મહિનામાં તેમનામાંથી ચાર સિવાય બીજા બધાને સાન-લાઝારોમાં મહારોગીના દરદી તરીકે દાખલ કરવા પડ્યા.''

પથ્થરની ભીંતમાંના પહોળા દરવાજામાં અમારો એક્કો વળ્યો. ત્રણસો વર્ષથી વધારે લાંબો ઇતિહાસ ધરાવનારા આ 'દુખિયાના વિસામા'નો હવે હું એક અંશ બનવાનો હતો. ટટ્ટુ થોભ્યું અને અમે ઊતર્યા. ડૉ. રાવિનોની પાછળ પાછળ હું ચાલ્યો. એક ગલીમાં થઈ તેની ઑફિસમાં અમે દાખલ થયા.

"મિ. ફરગ્યૂસન, કમનસીબે અમારા અમેરિકન ડિરેક્ટર, ડૉ. કેન્ટ, હમણાં દવાખાનાંઓની તપાસણી કરવા માટે ગયા છે. જો તમને વાંધો ન હોય તો હું જાતે તમને તપાસું . . . તમારાં ચાઠાં ક્યાં ક્યાં છે?''

મેં સ્થાનો કહી દેખાડ્યાં.

"તમારું પહેરણ જરા ઉતારશો તો — ''

મારી આંખો બંધ કરાવી કંઈક અણિયાળી ચીજથી તેણે મારું આખું શરીર તપાસ્યું. તે પછી એક પીછું લઈ તે જ રીતે પાછું ફેરવ્યું. પછી બોલ્યો —

"હું દિલગીર છું કે તમારે વિષેનું આગલું નિદાન સાચું છે. પણ નાઉમેદ થવાની જરૂર નથી. અમે એક નવો ઉપચાર શરૂ કર્યો છે, અને સંભવ છે કે તેથી તમને ફાયદો થાય. કદાચ વખત લાગે, પણ થોડાં વર્ષ પર તો આવી સંભવનીય આશા બતાવી શકતા નહીં. હવે, જરા મહેરબાની કરો તો, તમારું રજિસ્ટર ભરું.''

એમાં કેટલોક વખત ગયો. કુટુંબ, ગામ વગેરે બાબતો જણાવવામાં હું ટ–પ–ટ–પ થવા લાગ્યો. આખરે મેં એને સાચી વાત કહી કે મેં બનાવટી નામ ધારણ કરેલું છે અને મારા કુટુંબમાં મારા એક ભાઈ સિવાય બીજા બધાનો ખ્યાલ છે કે હું મરી ગયો છું. એણે કહ્યું, "હું સમજી ગયો . . . ચાલો, તમને ત્યારે તમારી સૂવાની જગ્યા બતાવું.''

એક લાંબા સાંકડા ઓરડામાં અમે પેઠા. બંને ભીંતો તરફ નાના નાના લાકડાના ખાટલાઓ ઢાળેલા હતા. બધા રોકાયેલા હતા. . . . ટાઢો પરસેવો મારા કપાળ પર છૂટ્યો, અને માથાથી કરોડના છેડા સુધી એક સમસમાની લાગણી પસાર થઈ. બે ત્રણ માણસો પોતપોતાની પથારીમાં સળવળ્યા, પણ કોઈ કશું બોલ્યું નહીં. . . . મારી પથારી બારણાની પાસે જ હતી. મેં જોયું કે માત્ર એ જ ખાટલાને મચ્છરદાની લગાડેલી હતી. મેં ડૉ. રાવિનોને કહ્યું, "આ કાંઈ ઠીક ન કહેવાવ. તમારે મારે માટે પક્ષપાત બતાવવો ન જોઈએ. કૃપા કરીને મચ્છરદાની ઉતરાવી નાંખો."

"પણ તમને એના વગર નહીં ચાલે," દાક્તરે ખુલાસો કર્યો. "અમારા લોકો મચ્છરથી ટેવાઈને રીઢા થયેલા છે. હાલમાં બહુ મલેરિયા તો નથી, પણ મચ્છર તમને કરડ્યા વિના નહીં રહે અને તેથી તમે ઊંઘી નહીં શકો. કોઈને ગેરસમજ કે અદેખાઈ નહીં થાય."

મેં ઉપકાર માન્યો અને તેના ગયા પછી મચ્છરદાનીમાં પેઠો. કલાકો નીકળી ગયા. હું મોટી બારીમાંથી બહાર જોતો પડી રહેલો હતો, ઓરડામાંથી ગાઢ ઊંઘમાં પડેલા માણસોનો શ્વાસ સંભળાતો હતો. બેત્રણ જણ કણતા અને પાસાં ફેરવ્યા કરતા હતા. તેથી મને ખલલ પહોંચતી નહોતી, પણ મારે અહીં આવવું જ કેમ પડ્યું, તેનો વિચાર મનને અસ્વસ્થ કરતો હતો. હું, નેડ લેંગફર્ડ, એક કોઢિયો! ઓરડો ભરીને બીજા કોઢિયાઓ વચ્ચે સૂતેલો! મેં મરવાનો ઢોંગ કર્યો ત્યારે સાચે જ કાં ન મૂઓ? પણ હજીયે મરી શકાશે. તક મળશે. દરિયો, હા ઠીક, દરિયો તો છે જ!

કોઈ ડૂસકાં ખાતું હતું. બાળકના જેવો અવાજ હતો. કોણી ટેકવીને હું ઊંચો થયો. પડોસના ખાટલા પર એક નાની મૂર્તિ દેખાઈ. થોડી વારમાં ડૂસકાં બંધ થશે એમ ધારી હું પાછો પડ્યો. પણ તે તો ચાલુ જ રહ્યાં: ધીમાં, પણ સતત.

મારાથી સહન ન થયું. મચ્છરદાનીમાંથી નીકળી તેની પથારી આગળ ગયો. ઊંધું મોં નાંખી પડેલો અને હાથમાં માથું નાંખી ડૂસકાંને દાબવા પ્રયત્ન કરતો તે એક નાનો છોકરો હતો. એ બીહી ન જાય એ

રીતે મારો હાથ એને અડાડી હું તેના ખાટલાની ઈસ પર બેઠો. તેનું શરીર અક્કડાયું. એના ખભાને હું થાબડવા લાગ્યો. ધીમે ધીમે તેનાં ડૂસકાં શાંત પડવા લાગ્યાં. મારી તરફ જોતાં તેણે પોતાનું પાસું ફેરવ્યું. ચાંદની સાફ હતી. હું તેને સ્પષ્ટપણે જોઈ શક્યો. એક દેખાવડો છોકરો હતો. મને તેના પર ભાવ આવ્યો.

"તારું નામ શું, બચ્ચા?"—મેં પૂછ્યું.

"મને ટોમસ કહે છે, સાહેબ,—ટોમસ આગ્રિલાર."

"તારી ઉંમર શું, ટોમસ?"

"લગભગ દસ. નવ ક્યારનાં પૂરાં થઈ ગયાં, સાહેબ."

"તારું ઘર ક્યાં છે?"

"બહુ દૂર છે. પચાસ કિલોમીટરથીયે* વધારે અમારું ફેરેમાન+ અહીં સુધી આવી જ ન શકે."

"તું ક્યારે અહીં આવ્યો?"

"સાહેબ, દાક્તર—આજે જ દાક્તર મારે ઘેરથી લઈ આવ્યા."

ધીમાં પડતાં ડૂસકાંઓની વચ્ચે વચ્ચે તેણે આ બધી વાતો સંભળાવી. પહેલી જ વાર તે ઘરથી વિખૂટો પડ્યો હતો. એનાં માબાપ જીવતાં હતાં. બે મોટા ભાઈઓ અને એક નાનકડી બહેન પણ હતી. મા તથા એ બહેનનો વિયોગ એને ઘણો સાલતો હતો.

અજવાળું થતાં સુધી હું ત્યાં જ બેઠો રહ્યો. એ મારી પાસે ખસીને આવ્યો અને મારા ખભાની ઓથ લઈ ઘસઘસાટ ઊંઘી ગયો.

---

* લગભગ ૩૧ માઈલ. ૮ કિલોમી.—લગભગ ૫ માઈલ

+ સાબર (રેનડિયર)ના કે ગેંડાના જેવું જાનવર જણાય છે. બળદની જેમ ખેતી અને વાહનમાં જોડવામાં આવે છે.

૧૦

# કુલિયનને રસ્તે

મગરકે આવી ગયેલા ઝોકામાંથી હું જાગ્યો ત્યારે પૂરેપૂરું અજવાળું થઈ ગયું હતું. આંખો ખૂલતાં એક માણસ મારાં સામે એકીટશે જોઈ રહેલો જણાયો. હું ભીંતને અઢેલીને બેઠેલો હતો અને પેલો છોકરો હજુ મને વળગીને જ સૂતો હતો. હું પૂરો જાગ્રત થયો ત્યારે પેલા માણસની સ્થિર દૃષ્ટિ નિખાલસ સ્મિતમાં ફેરવાઈ ગઈ.

"મંગળ પ્રભાત,* સાહેબ. આપ જ મિ. ફરગ્યૂસન?"

"મંગળ પ્રભાત, ભાઈ. તમે મારે વિષે જાણતા લાગો છો?"

"હા, સાહેબ. ડૉ. રાવિનોએ અમને કહેલું કે આપ મોડા આવશો. પાસો! એ પાસો!" – પાસેના ખાટલા પર જાગૃતિમાં આવતા એક માણસને તેણે સાદ કર્યો. "પાસો, આ મિ. ફરગ્યૂસન. . . . મારું નામ મેન્યુઅલ" – બોલતાં બોલતાં તે પથારીમાંથી ઊભો થયો અને હાથ લંબાવતો મારી પાસે આવ્યો. એક વર્ષથી કોઈને શેક હેન્ડ કરી નહોતી આથી, પહેલાં હું ખમચાયો પછી ખ્યાલ આવ્યો કે મારી જોડે શેક હેન્ડ કરવાથી એને નુકસાન થઈ શકે એમ નથી. તેથી ખુશી થઈ હાથ મેળવ્યા. હાશની એક લાગણી મારા શરીરમાંથી પસાર થઈ.

લાગલી આખા ખંડમાં હાલચાલ શરૂ થઈ. બધા ભાઈઓ એક પછી એક બેઠા થઈ ગયા. અહીં કોઈ ગંભીર કેસ હોય એમ જણાતું નહોતું. નજીકના માણસોમાંથી ઘણાએ મારા ખાટલા પાસે આવી મને આવકાર આપ્યો.

"મુસાફરી સુખરૂપ તો થઈ હતી ને, મિ. ફરગ્યૂસન?"

"આ છોકરાએ તમને હેરાન કર્યા, ખરું? એ બહુ ખોટું થયું."

"ના, ના" મેં ઉતાવળે કહ્યું. "અમે બંને જાગતા જ હતા, તેથી અમે ઓળખાણ કરી લીધી. પછી અહીં બેઠાં બેઠાં જ મને ઊંઘ

---

* ગુડમૉર્નિંગ

આવી ગઈ." પણ ત્યાં તો ટૉમસ જાગી ઊઠ્યો અને તરત જ તેણે મારી વાત તોડી.

"માફ કરો, મહેરબાન સાહેબ. મેં સાચે જ એમને હેરાન કરેલા. એમણે મારા પર ખૂબ માયા બતાવી. હું રડતો હતો ત્યારે એ પાસે આવ્યા અને મારી જોડે વાતો કરી અને મને સુહાણ આવ્યું અને હું તેમને ઝાલીને ઊંઘી ગયો. હું તમારો ઘણો ગંભીર આભાર માનું છું, સાહેબ." *

આમ કહી ટૉમસ એની પથારીમાંથી ઘૂંટણભર થયો. એની મોટી ઘેરી આંખોમાં એટલી બધી કૃતજ્ઞતા ભરી હતી કે હું સ્તબ્ધ થઈ ગયો. મેં જે કર્યું હતું તે સાવ નજીવું હતું. પણ ફિલિપાઈન લોકો એટલા બધા કુટુંબવત્સલ હોય છે કે આ છોકરાને મેં થોડા કલાક પિતાની હૂંફ આપી એટલી બીના તે લોકોનાં હૃદય જીતવા અને મિત્રતા બાંધવા બસ થઈ. હું ઊંઘતો નહોતો એ મારો ખુલાસો તેમણે હસી કાઢ્યો.

"સાચે જ આ તમારી મહેરબાની છે, સાહેબ," મેન્યુઅલે કહ્યું. "અમારે સૌએ તમારી આગળ શરમાવું જોઈએ કે જે કામ અમારે કરવું જોઈતું હતું તે અમે તમારી પર નાંખ્યું."

અમારી વચ્ચેનો પડદો ઠીક ઠીક તૂટી ગયો. રગતપિત્તીઓની જોડે ભળવાના પહેલા પ્રસંગની મને ધાસ્તી લાગતી હતી, તે નીકળી ગઈ. હવે અમે પરાયા ન રહ્યા. એકબીજાના સગા બન્યા. ભોજનશાળામાં જતાં મેં જોયું કે અમારા ખંડના બધા માણસો મારી આસપાસ જ જમતા. મારી પર એમ છાપ પડી કે બહુ આગળ વધી ગયેલા દરદીઓ મારી નજરે ન પડે એટલા ખાતર તેઓ મને ઘેરીને બચાવતા હતા. અહીં કેટલાક સાવ કદરૂપા થઈ ગયેલા માણસો પણ હતા. . . નાસ્તા માટે મને રુચિ નહોતી. નાસ્તામાં ફળ, ભાત અને કોરી બાફેલી માછલી હતી. "તમને ઈંડાં ગમશે?" એમ પૂછી ફરી તેમણે પોતાનો સદ્‌ભાવ પ્રગટ કર્યો. મેં કહ્યું કે, મેં ફિલિપાઈન ખોરાક ખાધેલો છે અને તે મને ભાવે છે; જે બધાને માટે રાંધ્યું હશે તે જ લઈશ.

* ટૉમસની ભાષામાં કેટલાક રમુજી પ્રયોગો આવે છે. પરભાષા બોલતાં એવા થાય જ. એને ગુજરાતીમાં એવા જ ઘટાવવા પ્રયત્ન કર્યો છે.

દરદીઓ કાંઈક ધમાલમાં હોય એમ લાગ્યું. મારી પાસે બેઠેલા મૅન્યુઅલે ખુલાસો કર્યો: "એનું કારણ એ છે કે કુલિયનનું વહાણ જલદી આવવાની વકી છે. હું પોતે કુલિયન જવા ઇચ્છું છું. એ સારો ટાપુ છે અને ત્યાં ઘણાં કામો કરી શકાશે. છતાં, અહીંના કેટલાક માણસોને ત્યાં જવું ગમતું નથી. તેમને ડર છે કે પાછા તે ઘરભેગા થશે જ નહીં."

મનેયે ઘર તથા માનો મધુર ચહેરો યાદ આવ્યાં. હું જરા બેચેન થઈ ગયો. પણ જેમ તેમ કરી જવાબ આપ્યો: "હું તો ત્યાં અબઘડી પહોંચી જવા રાજી થાઉં."

*

ત્રીજે દિવસે નાસ્તા વખતે અમને દરેકને એક એક કાપલી મળી. તેમાં અમારે જવાનું છે કે રહેવાનું છે તે લખેલું હતું. સ્ટીમર આવી પહોંચેલી હતી અને બીજે દિવસે ઊપડવાની હતી. આશરે બસ્સો માણસ જનાર હતા. મારુંયે તેમાં નામ હતું.

રોગીઓનાં સગાંવહાલાંને ખબર પહોંચાડી દીધેલી હતી. બપોર સુધીમાં તો ઇસ્પિતાલની વાડની બહાર મુલાકાતીઓની ઠઠ જામી ગઈ. મારાથી તે દેખાવ જોઈ શકાયો નહીં. મા-બાપ, પતિ-પત્ની કલાકો સુધી બેબાકળાં જેવાં વાતો કર્યા કરતાં હતાં અને જે થોડો વખત રહ્યો હતો તેમાં આખા જીવન દરમ્યાન કરવાની વાતોને ઠાંસી દેવાનો પ્રયત્ન કરતાં હતાં. રાત પડી અને છૂટા થવાનો વખત આવ્યો ત્યારે તેમની કરુણાજનક રડારોળ મારા કાનમાં ચચણવા લાગી. પૂરું થયું ત્યારે મને નિરાંત વળી. પણ તે આખી રાત મને ઊંઘ ન આવી.

પણ બધું પૂરું થયું નહોતું. બીજે દિવસે જ્યારે અમે વહાણ પર ચડ્યા, ત્યારે ધક્કો માણસોથી ઊભરાઈ ગયેલો હતો. તેઓ તૂતક પર ભીડ કરીને ઊભેલાં પોતાનાં દરદી સગાંઓને સાથ દેતા હતા. કેટલાક દરદીઓને મૂર્છા આવી ગઈ. બહુ જ અપંગ અને તદ્દન કુરૂપ થઈ ગયેલી એક ડોશીને સેવકો સીડીપર ચડાવવા મથી રહ્યા હતા. તે ધક્કા પર જ બેસી ગઈ. એક નાની બાળા — બેશક, તેની છોકરી જ

હશે — નીરોગી માણસોની ભીડમાંથી તેની મદદે ધસી આવી. પોલીસે તેને તેમ કરતાં નરમાશથી રોકી. તેટલામાં એક દરદી સીડી પરથી નીચે ઊતરી પડયો અને બંને હાથે ડોશીને ઉપાડી ઉપર લઈ ગયો.

જ્યારે દોરડાં ખેંચી લેવામાં આવ્યાં અને અમે દૂર ખસવા લાગ્યાં ત્યારે ડેક તેમ જ ધક્કા રડારોળથી ગાજી ઊઠયાં. ઘણાં શોકથી વિહ્વળ થઈ ગયાં. ધક્કા પરના કેટલાક માણસ એવા શોકઘેલા થઈ ગયા હતા કે પોલીસ તેમને બળ કરી રોકી ન રાખતી હોત તો તેઓ દરિયામાં પડતું મૂકી અમારી પાછળ તરીને આવવા પ્રયત્ન કરત. એ જ રીતે તૂતક પરના કેટલાક રોગી પણ પાણીમાં પડતું મૂકવા પ્રયત્ન કરતા હતા. તેમને તેમ કરતાં અટકાવતાં દાક્તરો તથા નર્સોને ભારે વીતતી હતી. . . . વહાણ એક પાગલખાનું બન્યું હતું.

મારે પડખે ટૉમસ ધ્રૂજતો હતો. એ રડયો તો નહીં, પણ તેનો ડૂમો ભરાયેલો હતો અને બળે કરીને તેને રોકતો હતો. બાપડું બાળક! બહુ ખંતપૂર્વક તેણે મને સમજાવ્યું કે એનાં સગાંવહાલાં એને મળવા આવી શકે એમ નહોતું. એ બહુ દૂર રહેનાં હતાં. એમના ફેરેબાવ માટે આટલી મજલ બહુ લાંબી થાય. કહેતાં કહેતાં તે મારા મોઢા સામું જોતો અને હું તેની વાત માનું છું કે નહીં તે તપાસતો. રખેને મારા મનમાં એનાં સગાંવહાલાં વિષે એવો ખ્યાલ બંધાય કે તેમને એને માટે પરવા નહીં હોય. મેં એને ખાતરી આપી કે હું એની પરિસ્થિતિ બરાબર સમજ્યો છું.

*

કુલિયન મનીલાની દક્ષિણે બસો માઈલ જેટલુંયે દૂર નથી. તેથી, સગાંવહાલાંના વિયોગના દુઃખને હું સમજી શકતો હતો, પણ બહુ દૂર જઈએ છીએ એ ખ્યાલથી ઉમેરાયેલી ભયભીત દશા મારા સમજવામાં આવતી નહોતી. પણ આગળ જતાં માલૂમ પડયું કે આ ભાગમાં વહાણની આવજા બહુ જ ઓછી છે. વળી, જે થોડાં આવેજાય છે તે રસ્તે પડતાં દરેક નાના નાના બંદર કરતાં હોવાથી મુસાફરીમાં વખત પણ વધારે લાગે છે. ઉપરાંત, ટિકિટનાં જે થોડાં નાણાં બેસે છે,

તેટલું ખરચવાનુંયે ઘણાંનું ગજું હોતું નથી. આથી, સગાંવહાલાંનો ફરીથી મેળાપ થવાનો ભાગ્યે જ સંભવ છે એ તેમની ધાસ્તી સાચી હતી.

ક્યાંય પણ વચ્ચે થોભ્યા વિના મુકામે પહોંચવા અમારી સ્ટીમરને માટે ચોવીસ કલાકનો રસ્તો હતો. તે દરમ્યાન કેટલીયે વાર લોકો મને કહેતા, "હવે હું કદી ઘરભેળો નહીં થાઉં! કદી સગાંવહાલાંને નહીં જોઉં!" પહોંચ્યા પછી પોતાનું શું થશે તેનો કેટલાકને ડર લાગતો હતો. કુલિયનને કોટીસ્તાન કર્યાને હજુ દશ વર્ષ થયાં નહોતાં. તેની સ્થાપના પહેલાં પાંચ-સાતસો બહુ આગળ વધી ગયેલા રોગીઓને પોતપોતાનાં ગામ પાસેની ઇસ્પતાલોમાં જ રાખવામાં આવતા. નવા દરદીઓ પોતાને ઘેર જ રહેતા. પછાત પ્રાંતોમાં રોગી–અરોગીને જુદા રાખવાની કોઈ વ્યવસ્થા નહોતી. જ્યારે કુલિયનની સ્થાપના થઈ અને ફિલિપાઈનના આરોગ્યખાતાએ રોગીઓને ત્યાં જઈ વસવું ફરજિયાત કર્યું, ત્યારે લોકોમાં ભારે ખળભળાટ થયો. રોગીઓ ઉપર થતા જુલમ અને ખરાબ વર્તનની ભયંકર અફવાઓ ફેલાઈ. અમે ગયા તે દરમ્યાનમાં ધીમે ધીમે સાચી હકીકત સમજાવા લાગી હતી. છતાં ઘણા લોકોના મનમાં હજુ ખૂબ ભય વસેલો હતો.

કહેવાય છે—અને હું માનું છું—કે આ ભાગ જેવા સુંદર પ્રદેશ દુનિયામાં બહુ થોડા છે. ઘેરી લીલી ચાદર ઓઢેલા ચિત્રવિચિત્ર આકારના પરવાળાના હજારો બેટો ફિલિપાઈન દ્વીપમંડળના મોટા બેટોની દક્ષિણ દિશામાં સેંકડો માઈલ સુધી સુંદર ભૂરા રંગના સમુદ્રમાં પથરાયેલા છે. કિનારાઓ પાસેની જાડો અને મૂળિયાંથી ભરેલી પોચી જમીન ક્રમેક્રમે નારિયેળીઓના વનોમાં બદલાઈ જાય છે, અને તે પછી વળી આગળ ઊંચાણમાં ગાઢાં જંગલોને જઈ મળે છે.

ટોમસ અને હું ડેક પર નિહાળતા બેઠા હતા. એ નાના વહાણમાં કૅબિનો ઘણી હતી. બધા દરદીઓ તૂતકો પર ગોઠવાઈ ગયા હતા. નીચેની ડેક સાંકડી અને પાણીની નજીક હતી. ઉપરની ઘણી મોટી અને ગરમ હતી. ધગતા તાપથી રક્ષણ કરવા માટે તે ઉપર એક ઘસાઈ ગયેલી અને મેલી તાડપતરી ઢાંકેલી હતી. અમે આ ડેક પર જ ખાતા, સૂતા અને માર્ગ મળે ત્યારે આંટા મારતા.

સ્ટીમર ઉપસાગરમાંથી બહાર પડ્યા બાદ એક લાંબો અમેરિકન ડાક્તર મારી પાસે આવ્યો. એ જ અમેરિકન સરકારનો ફિલિપાઈન એરોના આરોગ્યખાતાનો વડો અધિકારી છે એ જાણી મને આશ્ચર્ય થયું. પોતાના દરજ્જાનો કંઈ પણ ભાર દેખાડ્યા વિના એણે પોતાનું નામ જેમ્સ માર્શલ છે એમ જણાવી મારી જોડે બોલવાનું શરૂ કર્યું. એ ચાલીસની આ પારનો, પણ એક ખેલાડીના જેટલી સ્ફૂર્તિવાળો પુરુષ હતો. તેણે પામ-બીચના કોટ-પાટલૂન અને ઉનાળાનો ટોપો (હૅટ) પહેર્યાં હતાં. જીવન જાણે એક સતત નાચકૂદની ગમ્મત હોય તેમ તેની આંખો નાચ્યા કરતી અને જરાજરામાં મોઢા પર હાસ્ય પ્રગટતું. પોતાના કામની ધૂનમાં મચ્યા રહેવામાં એનાથી ચડી જાય એવો કોઈ બીજો માણસ મારા જોવામાં આવ્યો નથી. આ બેટમાં આવ્યે એને આ આઠમું વર્ષ હતું. એ અમારી પાસે બેઠો અને તૂતક પરના દરદીઓ પર નજર નાંખી.

"જ્યારે પણ બની શકે ત્યારે આ વહાણ સાથે જવાનો હું આગ્રહ રાખું છું. આ અમારો નવો 'ફ્રન્ટ' (મોરચો) છે. તમે જાણતા હશો કે અમે કેટલાક રોગચાળાને અહીંથી નાબૂદ કર્યા છે. કૉલેરા અને શીતળા લગભગ નાશ પામ્યા છે. આ મહારોગે અમને ઘણી તકલીફ આપી છે. અમેરિકનો અહીં આવ્યા ત્યારે કોઢથી પીડાતા રોગીઓ અહીંની ગલીઓમાં સેંકડો કે કદાચ હજારોનીયે સંખ્યામાં ભટકતા હતા. ઉપરાંત ચારસો જેટલા તો ઇસ્પિતાલો અને આશ્રમોમાં હતા. તેમને ક્યુલિયન જવા તૈયાર કરવામાં મુશ્કેલીઓ નડે છે. પણ ત્યાં તેમને કોઢમુક્ત કરવાની આશા છે."

"કોઢમુક્ત કરવાની?" – મેં આશ્ચર્યથી પૂછ્યું.

"હા, મિ. ફરગ્યૂસન, કાઢમુક્ત કરવાની."

મારી કમ્મર ટટાર થતી લાગી. એ એટલા તો વિશ્વાસથી બોલતા હતા કે મને લાગ્યું કે ત્યારે મનેયે આશા તો ખરી. એ તો ગયા. પણ મેં આશા રાખી કે વળી પાછા મળશે. એટલું નક્કી કે એનામાં હિંમત બંધાવવાની એક ખાસ કળા હતી. દરદીઓનાં વહાણો જોડે તે જાતે આવતા. આરોગ્યના વડા અધિકારીની એમ કરવાની ફરજ છે

એમ ભાગ્યે જ કોઈ ધારે, પણ આથી, એ મોટું જોખમ ખેડતા હતા તેનું શું? . . . મારાથી એ કોકડું ઊકલે એમ નહોતું.

વાળુટાણા પહેલાં વહાણ કાલેવાઈટની સામુદ્રધુનીમાં દાખલ થયું. એ મિન્ડોરો અને લુબાંગ બેટોની વચ્ચે આવેલી છે. દરિયો તોફાની હતો. વહાણ જેમ જેમ ઝોકાં ખાવા લાગ્યું, તેમ તેમ ઉતારુઓ એક પછી એક કઠેડા પાસે જવા લાગ્યા. નાળીઓમાંથી ઊલટીની દુર્ગંધ આવવા લાગી અને તેથી સ્થિતિ હતી તેથી વધારે વસમી થઈ.

ડૉ. માર્શલ પાછા ત્યાં આવ્યા. સ્મિત કરી તે બોલ્યા, "ચાલો, આપણે ઓછી ભીડવાળું સ્થાન શોધીએ. આ તો રોજનો બનાવ છે. નીચેની ડેકને આગળને છેડે જઈએ તો કેમ?"

મેં ટોમસ તરફ નજર નાંખી. તે એક ખૂણામાં ટૂંટિયું વાળીને ઘસઘસાટ ઊંઘતો હતો. અમે નજીકને દાદરેથી નીચે ઊતર્યા અને પછી વચલી તથા મોખરાની ડેકો વચ્ચેના કઠેડા સુધી આગળ ચાલ્યા. એ કઠેડો ઓળંગીને આગળ જવાની દરદીઓને બંધી હતી, તેથી હું ત્યાં જ અટક્યો. પણ દાક્તરે કઠેરાનું લાકડાનું આડું ઊંચું કર્યું.

"મારી સાથે ચાલો. આપણે પેલા અજવાળિયા પર બેસશું. સાધારણ રીતે હું કૅપ્ટન સાથે જમું છું. પણ કોઈક વાર મારી થાળી અહીં મંગાવું છું. થોડી વારમાં તે આવી જશે."

અજવાળિયા પર નાંખેલી તાડપતરીના એક છેડા પર હું બેઠો. એણે મારી પાડોશમાં જ પલાંઠી મારી. મારાથી વેગળા બેસવાની એણે જરાયે પરવા કરી નહીં.

ડાબી તરફ હાથ કરી તેણે કહ્યું, "પેલો બેટ જુઓ છો ને? એ મિન્ડોરો — ફિલિપાઈનના મોટા ટાપુઓમાંનો એક. એ લગભગ કુલિયન સુધી દક્ષિણમાં પથરાયેલો છે. તેનો અંદરનો ઘણોખરો ભાગ હજુ અજાણ્યો પ્રદેશ છે. તેમાં ટામારાઉ (tamarau) નામનું એક જંગલી ગાયના જેવું પ્રાણી વસે છે. દુનિયામાં બીજે ક્યાંય તે જોવામાં નથી. શિકારીઓ તેના શિકાર માટે તે ભાગમાં જઈ ચડે છે. એ પ્રાણી ખૂની અને ભયંકર છે. કશી છંછેડણી વિના પણ હુમલો કરે છે. એનો શિકાર બહુ જ આકરો છે. બહુ જ થોડા

માણસો તેનો શિકાર કરવામાં ફાવ્યા છે અને ઘણાએ તે પ્રયત્નમાં પોતાના પ્રાણ ખોયા છે."

આમ એ વાત પર વાત કરતા રહ્યા. હું તે સાંભળવામાં તલ્લીન થઈ ગયો. પોતાના કામને અંગે એણે બેટોના એક છેડાથી બીજા છેડા સુધી કેટલીયે વાર મુસાફરી કરી હતી. મારી નજર આગળ ફિલિપાઈન બેટો કુદરતના ખજાનારૂપે ખડા થયા. ઇમારતી લાકડું, ખનીજ પદાર્થો, શણ, ચોખા, નારિયેળ અને માછલીના વેપાર માટે તેમાં પુષ્કળ ક્ષેત્ર હતું. દાક્તરને ફિલિપી પ્રજા પર પ્રેમ હતો અને તે પ્રજાના ભાવિ વિષે એને મોટી આશાઓ હતી. એક છોકરો તાસકોમાં અમારે માટે ખાવાનું લઈ આવ્યો. બધો અમેરિકન ખોરાક હતો. મોટે ભાગે પૅકબંધ ડબાનો. કેટલાક દિવસથી અહીંનો જ ખોરાક મળેલો હોવાથી દેશના ખોરાકનો સ્વાદ મળ્યો તે ગમ્યો. મને અહીંનો ખોરાક ભાવે તો છે, પણ માત્ર તે જ મળે તો સંતોષ થતો નથી.

મારા જીવનની કેટલીક વાતો મેં એને કહી. પાછા અમે ખુલ્લા દરિયામાં પેઠા હતા, તેથી વહાણની ડામાડોળ બંધ થઈ હતી અને મોજાં વહાણની બાજુઓને થાબડતાં હોય તેમ તે પર ભટકાતાં હતાં. છેલ્લી કેટલીક રાતો મને એમ લાગ્યા કર્યું હતું કે સમુદ્ર જાણે મને પોતાના ખોળામાં આવી જવાનું આજ્ઞાસમું આગ્રહભર્યું કહેણ મોકલી રહ્યો હતો. પણ આજે સમુદ્ર શાંત હતો અને તેમાં દાક્તરના આશાપ્રેરક ઉત્સાહે મારામાં ફરીથી જીવન વિષે શ્રદ્ધા જાગી. આથી, દરિયાના કહેણની અસર ચાલી ગઈ અને પાછી હિંમત દિલ પર સવાર થઈ. તે બોલ્યો, "અમારી દૃષ્ટિએ સૌથી મહત્ત્વની વસ્તુ દરદીનો સ્થિર અને સતત સહયોગ છે. તે વિના અમે એને સાજો ન કરી શકીએ."

મારો સહયોગ એને મળશે જ એવી મેં એને વગર બોલ્યે ખાતરી આપી. પછી તેણે બીજા દરદીઓની વાત કાઢી. ત્યારે મેં એને ટોમસની વાત થોડાકમાં કહી. જે છોકરો અમારો ખોરાક લાવ્યો હતો તેને બોલાવી માર્શલે તેને ટોમસને શોધી લાવવા કહ્યું. થોડી વારમાં આગલી કેબિનો આગળ ટોમસનું શરમાળ માથું દેખાયું, અને અમારો ઇશારો સમજી તે અમારી પાસે આવીને બેઠો.

ધીમે ધીમે ખૂબ અંધારું થયું. તારા એટલા નીચે ઊતરેલા લાગ્યા કે જાણે બંદૂક મારીને વીંધી શકાય. અમે ત્રણે જણ તાડપતરી પર લાંબા થયા અને ઊંઘવા પ્રયત્ન કર્યો. દાક્તર તો તરત જ ઊંઘી ગયા. ટોમસ અને હું કેટલાક કલાક જાગતા પડ્યા. છેવટે ટોમસ પણ ઊંઘને શરણે ગયો, પણ મને ઊંઘ આવી નહીં. ઊંઘ વિનાની આ બીજી રાત હતી. પણ તોયે હું ઢીલો પડ્યો નહોતો. એ પરથી મને વિચાર આવ્યો કે હજુ મારું શરીર દૃઢ અને મજબૂત છે; સારો થાઉં એમ બને. . . વહાણના ઊંચા કૂવાથંભની ટોચ આમથી તેમ અને તેમથી આમ ધીરા ધીરા હીંચકા લેતી હતી. મને થયું કે વહાણ ઉપર બરાબર માથે આવેલા પેલા ઊજળા તારાને તે ભોંકશે તો નહીં? . . . મને માર્શલના વિચારો આવવા લાગ્યા. એના જેવા માણસે દુનિયામાં કેટલી નામના મેળવી હોત! પણ તે બધું છોડીને તે અહીં આટલે દૂર આવી પડ્યો છે. . . . આમ વિચારોમાં સુસ્ત પડ્યો રહ્યો. ઊંઘ તો ન આવી છતાં વર્ષ દરમ્યાન પહેલી વાર મનની તાણ ઓછી થયાનો અનુભવ થયો. મારા ભાવિનો પાસો પડી ચૂક્યો.

પ્હો ફાટતાં દાક્તર જાગ્યા. એને કેટલાક માણસોને મળવું હતું. તેથી નાસ્તા પહેલાં આવી પહોંચવાનું અને એની વાટ ત્યાં જ જોતાં રહેવાનું કહી ચાલ્યા ગયા. પાછા આવ્યા ત્યારે પાણીનો એક ઘડો અને એક કટોરો લેતા આવ્યા.

તે બોલ્યા, "નળ પર બહુ ભીડ છે. અહીં જ હાથ મોં ધોઈ લેવાં ઠીક થશે." એ પોતે તો પરવારીને જ આવ્યા હતા. ટોમસે અને મેં એના પાણીનો ઉપયોગ કર્યો. . . વહાણની જમણી બાજુએ જમીન દેખાતી હતી, અને તેના નાક સામે વાદળાંથી અડધીપડધી ઢંકાયેલી એક લીલીછમ ભૂશિર હતી.

"આ તમારી જમણી બાજુનો બેટ તે બુસવાંગા છે, અને પેલી ભૂશિર કોરન ટાપુની ઉત્તરની અણી છે. એ લગભગ ફૂલિયન સુધી ફેલાયેલો છે. અને એક અજાણ્યા પ્રદેશ જેવો જ કહી શકાય. ઘણો ભાગ દુર્ગમ છે. આ ટાપુઓની વચ્ચેના સાંકડા દરિયામાં થઈ આપણે જઈ રહ્યા છીએ. જુઓ, આપણે સીધા પશ્ચિમ તરફ વળ્યા. ત્યાર

પછી આપણે કોરન ફરતો વાંક લેશું. કોરન લગભગ દક્ષિણ અમેરિકાની જેમ છેડા પર અણીયાળો બને છે. તે પછી કૂલિયન દેખાવા માંડશે.

કઠેડા આગળ અમે ઊભા. વહાણ કિનારાની નજીકમાં જ હતું. આજુબાજુ વહાણના કૂવાથંભ કરતાં ખૂબ ઊંચા ખડકો પાણીની બહાર ડોક ઊંચી કરીને ઊભા હતા. બે ટાપુઓની વચ્ચેના દરિયામાં પાણી ઘૂમરી ખાતાં હતાં અને ખડકો સાથે અફળાઈ ફીણ ફીણ થતાં હતાં. પછી કૂલિયનનું પૂરું બંદર દેખાવા લાગ્યું.

ક્ષણભર હું ભૂલી ગયો કે આ તો મારું 'કાળાપાણી'. મારી આંખો ઠરી ગઈ. માઈલો સુધી ફેલાયેલું આવું સુંદર બંદર મેં કદી જોયું નહોતું. એ લગભગ બધી બાજુએથી જમીનથી ઘેરાયેલું હતું. બરાબર સીધાણમાં કૂલિયનની ઝાંખી ઝાંખી કોર દેખાતી હતી. ડાબી બાજુએ કોરન લાંબો લાંબો પથરાયેલો હતો. ઉત્તર અને પશ્ચિમ તરફ બાસવાંગા લગભગ કૂલિયન સુધી પહોંચતો હતો. ચીનાઈ સમુદ્ર અને કૂલિયનના બંદરની વચ્ચે સેંકડો નાના ટાપુઓ આવેલા હતા, અને તે બંદરની વચ્ચે વચ્ચેથી તૂટેલી વંડી જેવા માલૂમ પડતા હતા. પરવાળાના તળિયા પર આવેલો સમુદ્ર લીલાછમ ટાપુઓને લીધે પન્નાની કણીઓ વચ્ચે બેસાડેલા નીલમણિ જેવો દેખાતો હતો. બંદર કેટલું વિશાળ ! જાણે આખી દુનિયાનાં આરમારોને લંગરવાની જગ્યા આપી શકે.

"હવે મારે દરદીઓ પાસે જ પહોંચી જવું જોઈએ. બેટની નજીક આવી લાગતાં તેમની નજીકમાં રહેવું ઠીક સમજું છું. કૂલિયન વિષે લોકોમાં વિચિત્ર અફવાઓ પસરેલી છે. અમે તે રોકવા પ્રયત્ન કરીએ છીએ, છતાં તેને પરિણામે દરદીઓમાંના કેટલાક ગભરાટથી ગાંડા થાય છે જ. કદી કદી પાણીમાં પડતું મૂકવાનો પ્રયત્ન કરે છે. તમને ગમે તો તમે અહીં જ રહી શકો છો."

તે નીકળી ગયા. તૂતક પરથી અમે પાણીની બહાર સીધી ડોક કાઢીને ઊભેલી એક ઊંચી લગભગ ગોળ ટેકરી જોઈ. એક ફૂટ જેટલી પણ તે પર સપાટ જમીન દેખાતી નહોતી. તેને પૂર્વને છેડે એક ઊંચી ભેખડ મેં વરતી. તેની ટોચ પર પ્રકાશ હતો અને તે કોઈક જૂના કિલ્લાની દીવાલો પરથી આવતો હોય એમ લાગતું હતું. દીવાલોની

અંદરની બાજુએ આવેલું, પણ દીવાલોથી ઊંચું એક મોટું પથ્થરનું દેવળ દેખી શકાતું હતું. જ્યારે નજીક આવ્યું ત્યારે માલૂમ પડ્યું કે પર્વતની બાજુઓમાં જુદી જુદી ઊંચાઈએ એક પર એક સપાટ વિશાળ પગથી આકારની ભૂમિઓ હતી, અને તેના પર ટેકરીની પીઠ કરીને બાંધેલાં સેંકડો નીપાતાડથી છાયેલાં મકાનો આવેલાં હતાં. વચ્ચે વચ્ચે પથ્થર કે છોબંધ મોટાં મકાનો પણ હતાં. કદાચ ઇસ્પિતાલો અને કાર્યાલયો હશે.

બારામાંના પાણીમાં અમને જ્યાં ત્યાં કાળા કાળા પદાર્થો તરતા જણાયા. નજીક આવતાં માલૂમ પડ્યું કે એ સેંકડો નાની નાની હોડી, હોડકાં, મછવા અને વાંસના જેમતેમ બાંધેલા તરાપા હતા. આ તરાપાઓ પર બે કે ત્રણ માણસો બેસી હલેસાં મારતા હતા. થોડે દૂરથી એવું લાગતું હતું કે જાણે તે સીધા પાણી પર જ બેઠેલા છે. દરેક હોડી પર કંઈ ને કંઈ રંગબેરંગી શણગાર હતો. તે સીધી લાકડીની આસપાસ લપેટેલા રંગીન ચળકતા કાગળોના બનાવેલા, મેલા થયેલા યુ. સ્ટે. તથા ફિલિપાઈનના વાવટાઓ વગેરે હતા. કિનારા પર એક મોટા ધ્વજથંભની ટોચ પર મેં એક પર એક બે મોટા વાવટા પારખ્યા. ઉપરનો વાવટો મારા દેશનો હતો.

એંજિનનો ઘંટ ગૂંજ્યો. ગતિ અડધી અને પછી ધીમી થઈ ગઈ. પછી અમે હોડકાંઓના કૂંડાળામાં ઘૂસ્યા. એ તો અમારા સ્વાગત માટે આવેલો કોઢિસ્તાનનો કાફલો હતો. લંગર નંખાયું ત્યારે સાંકળો ખખડી. અમે ધીરે ધીરે પચાસેક વાર દૂર રહેલા કિનારા તરફ સરવા લાગ્યાં. હળવેથી કોઈ કે મારો હાથ ઝાલ્યો. મેં નીચું જોયું. ટોમસને હું ભૂલી જ ગયો હતો. કોઈ બાળકની નજરમાં મેં કદી આવો ભાવ જોયો નહોતો. એની ઘેરી આંખો કિનારા પર ચોંટેલી હતી. તેમાં ગભરાટ હતો. એકલાપણાની ચિંતા હતી અને ભય હતો. મેં એનો હાથ દાબ્યો. તેણે તુરત જ વિસ્મય ભરી નજરે ઊંચું જોયું.

એ કૂમળા હાથના સ્પર્શથી મને પ્રસન્નતા લાગી. મને થયું કે હું યે અહીં સાવ એકલો નથી, બે તો ખરા જ !

## ૧૧

# નવે ઘેર

આગબોટ લંગર નાંખતાં જ એક સપાટ તળિયાનો છીછરો મછવો મોટર-લોંચની મદદથી અમારા વહાણની લગોલગ આણવામાં આવ્યો. વહાણ સાથે તેને બાંધીને તે પર પાટિયા—સીડી ઉતારવામાં આવી. અમારી સામે બાલાલા આવેલું હતું. એ કોઢિસ્તાનના તે પરાનું નામ છે જે દાક્તરો, નર્સો તથા અધિકારીઓના અ-કોઢી વર્ગને રહેવા માટે જુદો રાખવામાં આવ્યો છે. દરેક મછવો કેટલાક રોગી ઉતારુઓને બેસાડી જૂના કિલ્લાની પાછળ થઈ કોઢીવાસ પાસેના ધક્કા પર પહોંચાડી આવતો. સ્ટીમરને માટે ભર દરિયા સિવાય બીજે ક્યાંય સહી-સલામતપણે લંગર નાંખવાની જગ્યા નહોતી. ઉતારુઓ પોતપોતાના સામાન સાથે ઊતરવા લાગ્યા ત્યારે માર્શલે મારી પાસે આવી કહ્યું, "તમારી જગ્યાએ હું હોઉં તો છેલ્લી હોડીમાં જવાનું પસંદ કરું. એમાં ઝાઝી ભીડ નહીં હોય. હું તેમાં જ જવાનો છું એટલે આપણે સાથે જઈ શકીશું. ટૉમસને તમારી પાસે જ રોકજો."

આટલું કહી તે પાછા ચાલ્યા ગયા. દરદીઓને મદદ કરતી અને હિંમત આપતી તેમની હાલચાલ અને અવાજ હું વરતી શકતો હતો.

પહેલી ટુકડી સીડી પરથી ઊતરવા માંડતાં જ પાણીમાં તરતી હોડીઓમાંના લોકોએ હાથ હલાવી અને પોકારો કરીને તેમનું સ્વાગત કર્યું. ચોખ્ખું દેખાઈ આવતું હતું કે અમારામાંના કેટલાકના ઓળખીતાઓ આ બેટમાં હતા. હોડી, હોડકાં તથા તરાપા મછવાની સમીપ આવી લાગ્યા, અને કેટલાક લોકો તો એમાં ચડવાનોયે પ્રયત્ન કરવા લાગ્યા. પરસ્પર મળવા તેઓ અધીરા થયેલા હતા. મછવો ઊપડતાં જ સ્વાગતની હોડીઓ, જાણે મછવાના પાળિયા હોય તેમ, લાગલી જ તેમની પાછળ પાછળ હલેસવા લાગી. પૂર્વ તરફની ઊંચી ભેખડની ટોચ પરથી જે

પ્રકાશ મેં જોયો હતો, તે હવે હું વરતી શકયો કે એક ઊંચા થાંભલા પર ચડાવેલું રસ્તાઓ પર બાળે છે તેવું કંદીલ હતું. પેલો મછવો એ જ બાજુ હંકારાયો અને તેની પાસે પહોંચતાં વળાંક લઈને ભૂશિરની પાછળ અદશ્ય થયો. દરદીઓ ભરી ભરીને એક પછી એક મછવા ઊપડતા ગયા. ડૉ. માર્શલ પાછા મારી પાસે આવ્યા.—

"હવે પછી જશે તે છેલ્લો મછવો."

"ઘણા ઉતારુઓ અહીંના જૂના રહીશોને ઓળખતા જણાય છે, એ કેવું!" મેં આશ્ચર્ય પ્રગટ કર્યું.

"હા. પણ મહારોગ બાબતમાં આપણી અત્યારની માહિતી મુજબ એ નવાઈ જેવું નથી. જ્યાં જ્યાં પણ એ દુષ્ટ રોગ દેખાય છે, ત્યાં ત્યાં જાણે એનાં નક્કી થાણાં હોય તે રીતે માલૂમ પડે છે. શા કારણથી એમ છે તે હજુ સમજાયું નથી. સંભવ છે કે એક વાર એક જગ્યાએ એનો પગ જામ્યો તો ત્યાં જ એનો ચેપ ફેલાવાનો સંભવ વધી જાય છે. પણ અમુક જ સ્થાનને એ શું કામ પસંદગી આપે છે તે ગૂઢ હજુ ઉકેલાયું નથી. આ બેટોમાં કેટલાક પ્રાંતો એવા છે કે જ્યાં રોગ ખૂબ જ ફેલાયેલો છે પણ તેની નજીકના જ પ્રાંતમાં નથી. બે નજીક નજીકનાં પરાંઓ વચ્ચે પણ આવું બને છે. યુ. સ્ટે.માં માત્ર ચારેક સંસ્થાનોમાં રક્તપિત્તનો કાયમ ઉપદ્રવ છે, અને ત્યાંયે તે સંસ્થાનોનાં અમુક અમુક ક્ષેત્રોમાં જ એ મુખ્યત્વે વસે છે. હું જાવાનો એક એવો જિલ્લો જાણું છું કે જ્યાં રોગનું પ્રમાણ ભારે છે, પણ તેની પડોશનો જિલ્લો લગભગ મુક્ત છે. પ્યુઅરટો-રિકોમાં કોઢીઓનો મોટો ભાગ થોડાક કસબાઓમાં જ છે, અને તેના એક કસબાની તો અમુક બે શેરીઓમાં જ એ મુખ્યત્વે છે. આથી તમે સમજી શકશો કે દરેક સ્ટીમરમાં જે માણસો આવે તેમના કોઈ ને કોઈ ઓળખીતા અહીં રહેતા હોય એ સ્વાભાવિક છે. એમ છે તે જ સારું છે. એથી નવા આવનારાઓને અહીં રહેવું સુકર થાય છે, અને જૂનાઓને ઘરના કાંઈક સમાચાર મળતા રહે છે."

એ મારી જોડે એવી રીતે વાતો કરતા હતા કે, જાણે હું કોઈ સારી પેઠે રોગથી ઘેરાયેલો દરદી નહીં પણ મુલાકાતે આવેલો એકાદ

દાક્તર હોઉં. અંગત રીતે તેણે મને છેટો રાખ્યો નહોતો. અમને કોઈને છેટા રાખ્યા નહોતા. કોઈ જાતની જુદાઈ બતાવી નહોતી. આ કામઢો માણસ, જેના હાથમાં લાખોના હિતની દોરી હતી, સમગ્ર માનવોની એક જ જ્ઞાતિ સમજતો હતો. એના રોગીઓને પણ તે એ એક જ માનવજાતિનું અંગ માનતો અને, દરેક માનવ જાણે તેનો અંગત મિત્ર હોય તેમ, તેનો સમભાવ દરેક પ્રત્યે જીવતોજાગતો હતો. એણે જે કહ્યું કે, "એમ છે તે જ સારું છે," તે પર મારી શ્રદ્ધા બેઠી.

કિનારે કિનારે મછવો ચાલ્યો. બાજુ પર નીપાતાડનાં નાનાં નાનાં ઝૂંપડાં આવેલાં હતાં. દાક્તરે કહ્યું કે એ દરદીઓનાં ઝૂંપડાં હતા. નારિયેળી અને અમરાઈમાં થઈને એક વાંકોચૂંકો રસ્તો ગયો હતો. રસ્તાની એક બાજુએ સીધો ડુંગર હતો. દાક્તરે કહ્યું કે, ડુંગર પર ખૂબ ઊંચેથી એક બીજો રસ્તો પણ જાય છે. તે રસ્તો દેખાતો નહોતો, પણ બંને રસ્તા પર આવેલાં મકાનો તેણે બતાવ્યાં. ઊંચી ટોચ આગળથી વાંક લઈને અમે એક નાનકડા બંદરના બારામાં આવ્યા. તેના મધ્યભાગમાં જમણી બાજુએ પાણીમાં ખડો કરેલો એક ધક્કો હતો. ત્યાં માણસોની મેદની હતી. સાફ હતું કે અમારી આ છેલ્લી ટુકડીની જ તે વાટ જોતી હતી.

"આ ટાપુઓમાં તમે રહી ચૂકચા છો એટલે અહીંની પ્રજા કેટલી મહેમાની સ્વભાવની છે તેનો તમને ખ્યાલ છે જ. આથી આપણે ઊતરીએ ત્યારે સ્વાગતની ગોઠવણ તો હશે જ."—દાક્તરે કહ્યું.

આ મને વિચિત્ર લાગ્યું. એક દેશનિકાલ થયેલાઓનું બીજા દેશનિકાલ થયેલા સ્વાગત કરવાના! આ પ્રસંગ શી રીતે આનંદનો ગણાય તે મને સમજાયું નહીં. પણ કૂલિયનના લોકોનો અભિપ્રાય જુદો લાગતો હતો. લાકડાના ધક્કાની લગોલગ મછવો પહોંચ્યો ત્યારે વરદી પહેરેલા કેટલાક માણસો ટોળાને પાછળ હઠાડી એક બાજુ પર કરતા હતા. અમે ઉતારુઓ ડાબી બાજુએ હારમાં ગોઠવાઈ ગયા.

"આ પોલીસ પણ રોગીઓ જ છે," માર્શલે કહ્યું. "વાત એ છે કે નવા દરદીઓને અમે કેટલાક દિવસ જુદા સૂતકઘર (ક્વૉરંટીન)માં રાખીએ છીએ."

"કોઢ માટે?" મેં પૂછ્યું.

"ના, ના. બીજા ચેપી રોગો માટે. તમે જાણતા નહીં હો કે કોઢ ભાગ્યે જ તુરત જીવલેણ થાય છે. લગભગ દરેક કેસમાં મરણનું કારણ કોઈ બીજો જ મંદવાડ હોય છે. કોઢિયાને બીજો ચેપ કે મંદવાડ પણ હોઈ શકે. જો બીજો કોઈ મંદવાડ ન આવે તો કોઢિયો પોતાનું પૂરું આવરદા જીવી શકે. ખાસ કરીને આવી જગ્યામાં, જ્યાં એમની સરસ સંભાળ લેવાતી હોય."

મછવાવાળાઓએ હોડીઓની ભીડમાંથી જેમતેમ કરીને ધક્કા સુધી માર્ગ કર્યો અને મછવો ધક્કા સાથે બાંધી દીધો.

ડૉ. માર્શલને ઊતરવા માટે માર્ગ આપવા મછવા પરના દરદીઓ બાજુ પર થયા, પણ તેમણે ઇશારાથી તેમને આગળ જવા કહ્યું. બધા ઊતર્યા પછી ટૉમસને અને મને ઊતરવા ઇશારો કર્યો. પોતે ધક્કા પર છેલ્લો પગ મૂક્યો. તે જ ક્ષણે એક ફિડલ-બૅન્ડે ઉમદા રાગ છેડ્યો. અમે બીજાઓની પાછળ હતા તે ધીમે ધીમે હારમાં ભળી ગયા. મને જાણીને આશ્ચર્ય થયું કે અમને આવકાર આપવા એક સ્વાગતમંડળ આવેલું હતું. મોખરે કોઢિસ્તાનનું આરોગ્યમંડળ હતું. સૌથી આગળ મુખ્ય દાક્તર — એક અમેરિકન; તેની પછી કેટલાક ફિલિપાઈન દાક્તરો (બધા દાક્તરો ઇસ્પિતાલના ધોળા ઝબ્બાઓમાં); તેની પાછળ નર્સો; અને તે પછી બીજા કેટલાક માણસો જેમને હું પિછાણી શક્યો નહીં. એક રોમન કૅથલિક પાદરી પણ તેના લાંબા ઝબ્બામાં હતા. નર્સોના બે પ્રકાર હતા: એક સૅન્ટ પૉલ દ ચારટ્રીઝ (સૅન્ટ પૉલ ચારટ્રીઝવાળા)ના ભગિની સંઘના પોષાકમાં અને બીજો ફિલિપાઈનના આરોગ્યખાતાની સરકારી વરદીમાં. પહેલું તેમણે ડૉ. માર્શલનું સ્વાગત કર્યું. પછી તે સઘળાં દરદીઓની લાંબી હારમાં ફર્યાં અને દરેક દરદી સાથે સૌએ કંઈ ને કંઈ વાત કરી. દરેક દાક્તર દરેક દરદીને આવકાર આપતો જોઈ મને અજાયબી લાગી. મુખ્ય દાક્તર — ડૉ. વિન્ટન — કદાવર બાંધાનો માણસ હતો. ઉઘાડે માથે સફેદ ઝબ્બામાં તે આવેલો હતો. ઘણી મિનિટ સુધી તે મારી જોડે વાતો કરતો ઊભો.

"તમે હૃષ્ટપુષ્ટ દેખાઓ છો. અહીંની જિંદગી એક કસોટી તો છે જ. પણ અહીં કંઈ જુઓ-કરો તેથી હિંમત ન હારતા. મારે તમને સૂતકઘરમાં ન રાખવા પડે તો ઠીક. બનતાં સુધી બપોર પહેલાં હું તમને પાછો મળીશ. તમારા રહેઠાણ બાબત મારા મનમાં એક યોજના છે તે બતાવીશ. આ બધાંને મારે હજુ જોઈ વળવાનાં છે, માટે હમણાં માફ કરશો."

હું આભારના બે શબ્દો બોલ્યો. માર્શલના જેવો જ તે ઉત્સાહી ને ચપળ હતો. તેની ઘેરી આંખો સોંસરી બીજામાં પેસી જતી હતી. હતો તદ્દન જુવાન. મારા કરતાંયે વયે નાનો.—એક તરુણને માટે આ કેવો કઠણ ધંધો!

તે પછી પાદરી પણ મારી પાસે થોડી વાર થોભ્યા: "મારું નામ મારેલ્લો, મિ. ફરગ્યૂસન. તમનેયે અહીં આવવું પડે છે તેથી ખેદ થાય છે. પણ અમે આશા રાખીએ છીએ કે તમે કંઈક સુખ તો અનુભવશો જ."

મને ખ્યાલ આવ્યો કે એ કૅથલિક હોવાથી કદાચ સાંચોને વિષે જાણતા હશે.

"સાંચો નોલાસ્કો નામે એક ભાઈ અહીં છે શું?" મેં પૂછ્યું.

"હા, હા. તે તો ઇસ્પિતાલમાં છે. તમે તેને ક્યાંથી ઓળખો?"

"હું લશ્કરમાં હતો ત્યારે તેના કુટુંબ સાથે મને ઓળખાણ થઈ હતી. આપ એને મારો એક સંદેશો પહોંચાડશો?"

"જરૂર, બેટા."

"એને કહેજો, ફાધર, કે સારજંટ નેડ અહીં આવ્યો છે અને સગવડ થતાં જ તમને મળવા આવશે."

ત્યાર પછી થોડાં ભાષણો અને ઘણાં સંગીતનો એક કાર્યક્રમ કરી લોકોએ અમારું ખૂબ મનોરંજન કર્યું. કમમાં કમ એવી છાપ તો, અમારા પર તેમણે પાડી જ કે અમારું આવવું બધાને ગમે છે. ફૂલિયન વિષે તરેહવાર અફવાઓ ફેલાવનારા કેટલાક વહેમીદાસો ઉપર હું નજર ફેરવી ગયો. તેઓ 'અમૂઝ'માં પડેલા જેવા જણાયા.

કદાચ તેમને લાગ્યું હોય કે આ પણ એક 'ચાલ' જ છે — જેવી બલિદાનમાં આપવાના મેંઢાને ખવડાવી પિવડાવી લઈ કરે છે તેવી!

બધો વિધિ પૂરો થયા પછી અમને એક મોટા મકાનમાં કૂચ કરાવી ગયા. એ જ સૂતકઘર. તેમાં વચ્ચોવચ્ચ એક લાંબો આંતરો ભરેલો હતો. એક ભાગ પુરુષો માટે અને બીજો સ્ત્રીઓ માટે મુકરર કરેલો હતો. કંતાનના હારબંધ ખાટલા અને નાહવાધોવાનાં થોડાં વાસણો તેમાં હતાં. સામાન્ય રસોડામાંથી દરેકને માટે કેળના પાંદડામાં સારી રીતે વીંટેલો ખોરાક આવ્યો હતો. ટૉમસે અને મેં અમારો ભાગ ઉપાડ્યો અને પાસેના એક ટેકરા પર ચડી ગયા. પપૈયાની એક વાડીમાં બેસી વનભોજનની જેમ અમે તે ખાવા માંડ્યો. હજુ ખાતા હતા ત્યાં જ કોઈકે ઉપરથી પૂછ્યું.

"કેમ ચાલે છે? પૂરતું મળ્યું તો છે ને?"

મેં ઊંચું જોયું. મુખ્ય દાક્તર — ડૉ. વિન્ટન! એ સરતો સરતો અમારી પાસે નીચે આવી રહ્યો હતો. એણે હવે સફેદ ઝભ્ભો કાઢી નાંખ્યો હતો અને એક ખુલ્લા ગળાનું પહેરણ તથા પીળા રંગનો સવારીનો પાયજામો તથા બૂટ પહેરેલાં હતાં.

"માફ કરજો વહેલો ન આવી શક્યો. આટલાં બધાં માણસોને લઈને વહાણ આવે ત્યારે કામ ઘણું વધી જાય છે. મારે તમારી જોડે તમારે રહેવાની જગ્યા બાબત વાત કરવી હતી. વાત એ છે કે અહીં ભીડ તો હંમેશાં જ ખૂબ હોય છે, અને દરેકની ક્યાં સગવડ કરવી તે એક સવાલ થઈ પડે છે. થોડી સામાન્ય ધર્મશાળાઓ અમે બાંધેલી છે ખરી. પણ ઘણા ખરા દરદીઓ પોતાનાં જ નાનાં નાનાં મકાન બાંધી લે છે. કુટુંબી હોય તો તેમ નહીં તો ચારપાંચ મિત્રો સાથે મળીને એક મજાનું ઘર ઊભું કરે છે. સંસ્થાન તેને સરસામાન અને ઓજાર પૂરાં પાડે છે અને મજૂરી તેઓ જાતે કરે છે. એક આગબોટ આવે એટલે બસો માણસ માટે નવાં મકાનની જોગવાઈ કરવાની. એ પરથી તમે તેની જહેમત સમજી શકશો.

"હવે તમારો સવાલ. અહીં એક અમેરિકન રહેતો હતો. એની વાત હું તમને કોઈક દિવસ કહીશ. થોડા મહિના પર એ ક્ષયથી મરી

ગયો. મરતી વખતે એણે મને કહી રાખેલું કે એનું ઘર કોઈ અમેરિકનને જ મારે આપવું. એ તેણે પોતાને ખરચે બાંધેલું હોવાથી મેં વચન આપ્યું. તેના મરણ પછી ખાલી જ પડેલું છે. જો તમને ગમે તો એ મકાન તમારું જ સમજો. એ સારી જગ્યાએ છે, અને ફિલિપાઈનોના ઘરો કરતાં જુદી ઢબનું છે. એ તમારી સ્વતંત્ર જગ્યા રહેશે."

"પણ બીજાઓનું શું?" મેં પૂછ્યું. "મારે અહીં જ જીવન ગાળવાનું છે. ખાસ સગવડો મેળવી મારે બીજાઓને અદેખા કરવા નથી."

"એ બાબત ધાસ્તી રાખવા જેવું નથી. એ ઘર અમેરિકનો માટે છે એમ બધા જાણે છે, અને તમે તેમાં ન રહો તો જ તેમને આશ્ચર્ય થાય. તમે ત્યાં એકલા જ રહેતા હો તો અદેખાઈને બદલે તેમને તમારી દયા જ આવે. ફિલિપાઈનો જૂથપ્રિય લોકો છે. એમને એકલા રહેવું ગમે જ નહીં. તે લોકો અદેખા નથી. બધા જાણે છે કે આ મકાન વિલકિન્સને બાંધેલું છે, અને પોતાના દેશના જે કોઈ અહીં આવે તેને માટે તે એ મૂકી ગયો છે."

"આ તો લક્ષ્મીજી પ્રસન્ન થયા જેવું લાગે છે!"

એ હસ્યો. "ઉંહું. . . એટલું બધું તો નહીં કહું. જગ્યા ઠીક ઠીક પડતર જેવી થઈ છે. મરણ પૂર્વે એને ઘણા મહિના ઇસ્પિતાલમાં જ રહેવું પડેલું. . . . હું તો કહું છું કે ચાલો હમણાં જ જઈને જોઈ આવીએ. તમને ગમી જાય તો 'ઓકે!' ન ગમે તો વળી બીજો વિચાર કરશું. પણ બીજી જગ્યા તૈયાર કરી શકો ત્યાં સુધી તો તમારે ત્યાં જ રહેવું યોગ્ય થશે."

આ દરમ્યાન ટૉમસ, પોતાની હાજરીથી અમારી વાતોમાં દખલરૂપ ન થવા માટે ફિલિપાઈન લોકોના સંકોચશીલ સ્વભાવ મુજબ દૂર ખસી ગયો હતો. ડૉ. વિન્ટને તેના તરફ વળી કહ્યું, "ટૉમસ, અહીં જ અમારી થોડી વાર રાહ જોજે, હોં. મિ. ફરગ્યૂસન ઘડીભરમાં પાછા આવી જશે."

ટૉમસે અમારી સગવડ ખાતર ટૂંટિયું વાળી થોડી ઊંઘ કાઢી લેવાની તૈયારી કરી. અમે ત્યાંથી જ સીધું ટેકરા પર ચડવા માંડ્યું. ચઢાણ એટલું આકરું હતું કે કેટલીય જગ્યાએ હાથ અને ઘૂંટણભર થઈને

અમારે ચડવું પડ્યું. તરત જ મને માલૂમ પડ્યું કે નજીકનો રસ્તો મળે તો લાંબો કદી ન લેવો એ વિન્ટનની ટેવ જ હતી. એટલા જ માટે પોતાનો પોષાક પણ તેણે કામ-સાજ અને ખમતલ* રાખ્યો હતો. થોડું ચાલ્યા ત્યાં એક રસ્તો લાગ્યો. તેણે કહ્યું કે એ રસ્તો ઇસ્પિતાલ તથા કાર્યાલયના મકાનોના રસ્તાને જઈ મળે છે. અમે ડાબી બાજુએ વળ્યા. ત્યાંથી ટેકરીઓમાં જનારી ઘણી પગદંડીઓ મારી નજરે પડી. વિન્ટને કહ્યું, "અહીં સઘળે પગદંડીઓ છે, પણ રસ્તા નથી. એ પગદંડીઓ બેટના અંદરના ભાગોમાં જાય છે, પણ તે ભાગોમાં હજુ કોઈનો પ્રવેશ થયો નથી."

અમે આસ્તે આસ્તે રસળતા ચાલ્યા. નાળિયેરી તથા કેળનાં ઘાટાં ઝુંડ તથા પૂર બહારમાં ફૂલેલાં જાસવંદીનાં ઝાડ બંને બાજુએથી છાંયડો આપી રહ્યાં હતાં. વચ્ચે વચ્ચે નાની નાની સાફ કરેલી જગ્યા અને તેમાં નીપા અને વાંસનાં ઘર મળતાં. આ ઘરો ઘણુંખરું જમીનથી ખૂબ ઊંચા થાંભલાઓ ઉપર બાંધેલાં હોય છે. એટલે કે એને ભોંયઘર જ નથી હોતું, ઉપલો માળ જ હોય છે. નીસરણી કે દાદર વાટે તે પર જવાય છે. ઘરની નીચે કૂકડા-મરઘાં અને એકાદ બે ગામઠી કૂતરાંની જોગવાઈ હોય છે. અમને ઘણા થોડા માણસો સામા મળ્યા. જે મળતા તે હસીને "જય જય, દાક્તર" કહી, પછી વિનયથી મારા પ્રત્યે માથું નમાવી ચાલ્યા જતા. એક માણસ છાંયડે બેસી ખંતથી એક કૂકડાને યુદ્ધ કળા શીખવતો હતો. કેટલીક નાની દુકાનો પણ આવી. એ ત્યાંનો વેપાર. તેમાં મીઠાઈ, સિગરેટ, ચિરૂટ, બીડી અને સસ્તા દાગીના મળતાં. આ દાગીનાને અહીં ટિએન્ડા કહે છે. દુકાનોના ઝાંપા બધા બંધ હતા.

"લોકોને પડખે થવાની આ વેળા છે," વિન્ટને કહ્યું. "હું બપોરે સૂતો નથી. આવી દુકાનોથી કોઢીવાસ ભરપૂર છે. કોઈ પણ ઝાઝું કમાતું તો નથી, પણ એથી દરદીઓનો વખત કંઈ ને કંઈ કામમાં જાય છે. નિરુદ્યોગિતા એ અહીંનો મોટામાં મોટો કાયડો છે. આ બાબતમાં ચીનાઓ સૌથી વધારે ઉદ્યોગી હોય છે. તેમણે તો ગળથૂથીમાં જ ઉદ્યોગ ચાખેલો હોય છે."

* કામ પર ચડવા માટે તૈયાર અને ઘસારો સહી શકે એવો.

મેં પૂછ્યું, "દરદીઓ કામ કરવાને લાયક હોય છે ખરા?"

"મોટો ભાગ કામ કરવાને ઠીક ઠીક લાયક ગણાય. અલબત, જબરદસ્તી તળે નહીં કરે."

ન્યુયોર્કમાં ગાળેલા એક વર્ષનો કડવો અનુભવ મને યાદ આવ્યો. થોડાક કલાકમાં હું મારું રોજનું કામ પરવારી જતો. પછી ફરવા, વાંચવા, બેઝબૉલ જોવા ઇત્યાદિમાં વખત ગાળવા છતાં દિવસ ખૂટતો નહીં! મેં કહ્યું, "હું તો જેટલું કામ મળી શકે તેટલું કરવા ઇચ્છું છું. મારા શરીરમાં શક્તિ પણ છે.

"તમે કામના ભૂખ્યા હો તો તે તમને પુષ્કળ મળશે તેની ખાતરી આપું છું. પણ તે તમારે જ ખોળી લેવું પડશે. ખોરાકની ચિઠ્ઠી સાથે કામની ચિઠ્ઠી આપવાનો અહીં રિવાજ નથી. શું કામ નથી એ વિચારવા જેવું છે ખરું. એ કલ્પના સારીયે નીવડે . . . આ લો, તમારી જગ્યા આવી. ચાલો, બધી જોઈ વળીએ."

વાંસની કામડીઓની એક લગભગ ભાંગી ગયેલી વાડમાં ગોઠવેલો એવો જ એક ખડખડ પાંચમ થયેલો લાકડાનો દરવાજો તેણે ધકેલ્યો. ઝાડઝાંખરાંથી ઘર સંપૂર્ણ ઢંકાઈ ગયેલું હતું. અમે તેમાંથી રસ્તો કાપ્યો. મકાન રસ્તાથી લગભગ પચાસ ફૂટ અંદરવળ હતું.

"માણસોને આગળથી મોકલી તમારે માટે મકાન જરા સાફ ન કરાવી રાખ્યું એ મારી ભૂલ થઈ. પણ શું કહું, તમને અજાયબી લાગશે! હું અહીંના કામને પહોંચી શકતો નથી."

"ઊલટું, તમે આટલો વખત મારી પાછળ ખરચી રહ્યા છો તેની જ મને અજાયબી લાગે છે. મેં સાંભળ્યું છે કે તમારી દેખરેખ તળે અહીં અઢી હજાર માણસો છે. એટલા તો દરદીઓ. ઉપરાંત, સાજા લોકો વધારામાં."

"હા, એટલા હતા ખરા. હવે તમે નવાં પંખીઓએ સત્તાવીસ સો કર્યા."

હું સમજી ગયો કે એણે વાત ઉડાવી. માટી બહુ સારો લાગ્યો. મને એ ગમ્યો.

• ઓટલાની પગથીઓ પાસે અમે આવી પહોંચ્યા. એણે ચડવા માંડયું. બીજી પગથી પર પગ મૂકતાં જ તે ભાંગી અને એ બૂરી રીતે પછડાયો. હું એને ઝાલવા જાઉં તે પહેલાં તો એ ઊભો થઈ ગયો.

"ક્યાંઈ ઘવાયા તો નથી?" મેં પૂછ્યું.

"હા, મારું અભિમાન ખૂબ ઘવાયું છે. આ હું, અહીંનો મોટો દાક્તર, હું જગ્યા બતાવવા આવું, ને આ ઘર મને દગો દઈ પાડી નાંખે! આ ખંડિયેર તમે લેશો તો તમને ખૂબ કામ મળી રહેશે, મિ. ફર . . . હું તમને નેડ કહું તો કેમ?"

"તે મને બહુ ગમશે."

મેં દરિયાની ચોપાટી જોઈ ને મારા મોંમાં પાણી છૂટયું. ભલેને બધો વાસ ખંડિયેર જેવો હોય, પણ મને તો આ જ જોઈએ. મકાન પાછળની જમીન છેક દરિયા સુધી પહોંચતી હતી. એ બધી જમીન મકાન ખાતે ન હોય, તોયે ડૉ. વિન્ટનના કહેવા પરથી, હું માગું તો તે મને મળી શકે એમ હતું. પહેલો માલિક મંદવાડને લીધે એની બધી કડાકૂટ કરી શકતો નહોતો. ઘર સાદું વાંસ-તાડનું જ હતું. ૪૦ ફૂટ લાંબુ અને ૨૦ ફૂટ પહોળું, ચોખુણિયું. રસ્તાની તરફનો ઘરની પૂરી પહોળાઈ જેટલો ભાગ ઊઠવા બેસવા તથા જમવાનો ખંડ હતો. તેને જ વરંડો પણ કહી શકાય, કારણ કે સામેનો ભાગ ગૂંથેલી ઝાવલીના પડદાઓથી ઢાંકેલો હતો, અને તેની ઉપરની બાજુએ મિજાગરાં હતાં. આથી, પડદા વાંસના ટેકા આપી ઊંચા ચડાવી દેવામાં આવે તો ખંડ ખુલ્લો ઓટલો બની જાય. તેની પાછળ, બે છેડે બે નાની સૂવાની ઓરડીઓ અને વચ્ચે એક જોડખંડ હતો. જોડખંડમાં થઈ દીવાનખાનામાં જવાતું. તે પણ ઘરની પહોળાઈ જેટલું લાંબું હતું. એની પેલી ગમ રસોડું અને એક ઓરડી હતાં. ઓરડી કદાચ કોઠાર માટે હશે. નાહવાનો ઓરડો ન દેખાયો. મેં દાક્તરને પૂછ્યું કે વિલકિન્સન ક્યાં નાહતા, ત્યારે તેણે દરિયા તરફ આંગળી કરી.

અંદર બે લોઢાના ખાટલા તથા કેટલાક સરસામાન મૂકવાના ઘોડા, ટેબલ, ખુરસી અને બાંકડા હતા. રસોડામાં તેલનો એક કાટ

ખાધેલો સ્ટવ, તેવાં જ કટાયેલાં વાડકા-તપેલાં, અને ભાંગેલાં-તરડાયેલાં ચીની વાસણોનો એક ઢગલો પડ્યો હતો.

"મેં ધાર્યા કરતાં અહીંની દુર્દશા વધારે છે," દાક્તરે કહ્યું. "થોડા દહાડા દેખરેખ ન રહે તો બધું કેટલું રગદોળાઈ જાય છે તે જુઓ."

"આ બધું અમે સહેલાઇથી સાફ કરી લઈ શકશું."

"તો તો સરસ. ઠીક, ત્યારે જો તમને આ જગ્યા ઘણી ગમી ગઈ છે, તો તમારું નીરખ-સૂતક (ક્વૉરંટીન) પણ અહીં જ પાળો. એની મુદત પૂરી થતાં સુધી અંદર જ — એટલે આ જમીનની ચારસીમમાં જ — રહેવું. હોડીમાંનો તમારો બધો સામાન હું અહીં જ મોકલાવી દઈશ. ઉપરાંત થોડી નવી પથારીઓ, ચાદર વગેરે અને સીધું-સામાન પણ મોકલીશ."

"એટલે અબઘડીથી જ અહીં રહું, એમ ને?" મેં પૂછ્યું. સૂતક-ઘરમાં પાછા જવાનો વિચાર મને ગમતો નહોતો.

"જરૂર," દાક્તરે કહ્યું. "હવે એક બીજી વાત. પેલો છોકરો ટોમસ. ડૉ. માર્શલ કહે છે કે એ છોકરામાં તમે રસ લઈ રહ્યા છો. તો એને તમારી પાસે જ કાં ન બોલાવી લો? એ તમારું ઘરનું કામકાજ કરશે. તમારી પાસે પૈસા હોય તો તમે એને થોડો પગાર આપજો. મને લાગે છે કે તમે ઇચ્છો તો એ તો આવવા રાજી થશે."

જાણે એ છોકરો હમણાંયે મારો હાથ દાબતો હોય એમ મને લાગ્યું. અમે બે થઈશું.

"એથી મને કેટલો આનંદ થશે તે હું કહી શકતો નથી. ટોમસ બહુ સરસ છોકરો છે, અને એ બટુકડા પ્રત્યે મને ભાવ ઉત્પન્ન થયો છે."

"ત્યારે એનું પણ પત્યું. હું એને અહીં રવાના કરી દઈશ."

એ ગયો. મારા નવા ઘરમાં હું એકલો પડ્યો. પાછો બધે ફરી વળ્યો. ચોપાટી પરથી પાછો આવ્યો ત્યારે ટોમસ આવી પહોંચેલો હતો અને મારી રાહ જોતો હતો.

"એ — મોટા સાહેબ — ડૉ. વિન્ટન કહે છે કે મારે તમારી જોડે રહેવાનું છે. સાચું?"

"હા," મેં કહ્યું. "જો ટોમસ, આ ઘર તો આપણને મળ્યું છે. પણ એ બધું ખોખરું થયેલું છે. ક્યાં જાય છે? સંભાળીને ચાલજે. ડૉ. વિન્ટન સીધું-સામાન મોકલશે. તે આવે તે પહેલાં આપણે પેલું પગથિયું સમું કરી લઈએ, જેથી સામાન અંદર લઈ જતાં ફાવે. પણ, પહેલાં, તું જરા જોઈ વળ કે પીવાનું પાણી ક્યાંથી મળી શકે એમ છે."

તેણે એક પતરાની ડોલ શોધી કાઢી અને ઊપડચો. અમારો સામાન ન ધારેલી શીઘ્રતાથી આવી પહોંચ્યો. તેથી બાકીનો દિવસ અમારે માટે પુષ્કળ કામ હતું. રાત સુધીમાં અમે ઠીક ગોઠવાઈ ગયા. એક તો ત્રણ રાત હું ભાગ્યે જ ઊંઘ્યો હતો, અને આજે ખૂબ મહેનત કરેલી. તેથી હું સાવ થાકી ગયો હતો. અમે બંનેએ મળીને વાળુ તૈયાર કર્યું. પણ એ મારી જોડે બેસીને જમે નહીં. એણે મારી થાળી એક નાનકડા બાજઠ (સ્ટૂલ) પર મૂકી અને પોતે રસોડામાં જઈને જમવા બેઠો.

હું બીડી ફૂંકતો બેઠો. ચોમેર ઉષ્ણ પ્રદેશની ઠંડક ભરી રાત છાયેલી હતી. ચોપાટીના શાંત પાણીમાં તારાઓનાં પ્રતિબિંબ દેખાતાં હતાં. દૂંફ રહે તેટલી જ ગરમી હતી. મને બગાસાં આવ્યાં. હું ઊઠીને ખાટલામાં પડચો અને ઊંઘને શરણે ગયો.

# ૧૨

## વિષાદના ખાડામાં

કદી ન સાંભળેલા એવા એક વિલક્ષણ કૂકરાણે મને ઊંઘમાંથી જગાડી મૂક્યો. તે વખતે જોયું તો બારીના અવકાશનો રંગ કાળો મટી ધૂંધળો થવા લાગ્યો હતો. ઘણાં વર્ષો પૂર્વે આ બેટોનાં ગામડાંઓમાં સંભળાતી આ ખાસ પ્રકારની પ્રભાતની નેકીથી હું પરિચિત થયો હતો. પણ ક્યાંય પણ આજના જેવું કૂકરાણુ મેં સાંભળ્યું નહોતું. અહીંનો દરેક દરદી લડાઉ કૂકડો તો પાળે જ. અને કૂકડાની ન્યાતમાં કોઈક એવી છૂપી સંતલસ રહેલી છે કે તેઓ એકી વખતે સવારના પહોરમાં પોતાનાં ગળાં ખોલી મૂકે છે. તે મળસ્કાની મારી ઊંઘ બગડી. પણ ઘણાં અઠવાડિયાં પછી મેં પૂરા આઠ કલાકનો નિદ્રાનંદ ભોગવ્યો હતો, તેથી ટૉમસની રાત કેવી ગઈ તે જાણવા ખાટલામાંથી હું ઊભો થઈ ગયો. એની ઓરડી ખાલી જણાઈ.

"ટૉમસ! ટૉમસ!" કૂકડાથીયે મોટે સાદે મેં હાક મારી.

"જી, સાહેબ; હું અહીં રસોડામાં છું, સાહેબ." એનો અવાજ નબળો પડી ગયેલો અને ગભરાયેલા જેવો હતો. હું ઉતાવળે તેની પાસે ગયો. પેલા જૂના સ્ટવ આગળ ઘૂંટણભર થઈને તે જ કાંઈક કરી રહ્યો હતો.

"ઓ સાહેબ! હું બહુ દુ:ખી માફી માગું છું, સાહેબ. આ સ્ટવ કેમે કરી સળગતો જ નથી, અને કેટલીયે સારી દીવાસળીઓનું મેં નખોદ વાળ્યું છે."

હું એક ખુરસી પર બેસી ગયો અને પેટ પકડીને હસવા લાગ્યો. ટૉમસ હજુ મારી પાસે જ છે અને સલામત છે એથી લાગેલી નિરાંત પણ કંઈક અંશે મારા આનંદનું કારણ હતું.

"જો, ટૉમસ. પેલી દીવા આગળ લાંબી દાંડી દેખાય છે ને? તેને જમણી બાજુએ ફેરવ. એનો કાકડો નીચે ઊતરી ગયો છે, બીજું કશું નથી. હવે કાકડા પાસે દીવાસળી ધર. જોયું?"

છોકરો ઊભો થયો અને મારી સામે ખિન્ન વદને જોવા લાગ્યો.

"હું બહુ અતિ અજ્ઞાન છું સાહેબ. મને લાગે છે કે તમે મને થોડા જ દિવસમાં રજા આપી દેશો."

"રખે એવું સમજતો, ટૉમસ. જાણતો નથી, તું અને હું તો ભેરુઓ છીએ! ભેરુ એટલે સમજે છે ને?"

"હા, હા, સાહેબ. એ તો હું જાણું છું. ગામડામાં જે ભૂત કાઢે છે તે ભેરુ કહેવાય."

"એને તો ભુવો કે ભૈરવ કહે, ટૉમસ. હું જે ભેરુ કહું છું તે તો મિત્ર, દોસ્ત — આપણી સાથે હરેફરે, મુશ્કેલીમાં આપણી મદદ કરે, આપણી છાની વાતો પણ જાણે, જેના ઉપર આપણને ખૂબ હેત લાગે, જાણે આપણા ઘરનો જ માણસ હોય તેવો લાગે, તે."

એનો ચહેરો ખીલી ઊઠ્યો.

"તમે એમ કહો છો, સાહેબ, કે આપણે એવા થઈશું?"

"અરે, થઈશું શું, થઈ ચૂકયા જ છીએ. સાન-લાઝારોમાંથી જ આપણે ભેરુ બન્યા. અને મોટા સાહેબે કહ્યું છે કે તારી ઇચ્છા હોય ત્યાં સુધી તને મારી જોડે રહેવા છૂટ છે. જરાયે શક નથી, ટૉમસ, કે તું અને હું, તું કહે છે તેમ, બહુ અતિ ભેરુ બનીશું."

"તમે – તમે અતિ માયાળુ છો, સાહેબ —" એનો અવાજ બેસી ગયો. પણ એ ધીર બાળક હતો. વાકય પૂરું કર્યા વિના ન રહ્યો. "તમે ભલા છો, અને હું તમને મારા ઘણા આભારો કહું છું." એની વિશાળ આંખોમાં અણપડચાં ટીપાં તરી રહ્યાં હતાં. "હું – હું, સાહેબ, પાણીનું તો ભૂલી જ ગયો," એમ કહી એક ડબ્બો ઉપાડી દોડી ગયો.

બાપડું અબૂઝ વાછડું! મા અને નાની બેબી બહેનના વિયોગથી ઝૂરતું હતું. એમની જગ્યા તો હું શી રીતે લઈ શકું, પણ એના મિત્ર બનવાની મારી સંમતિને એણે ઉત્સુકતાથી વધાવી. પાણી લઈને એ પાછો આવ્યો ત્યારે અમેરિકન નાસ્તો કેમ કરાય તે મેં એને સમજાવ્યું.

ન્યૂયૉર્કમાં એક વર્ષ ગાળવાને પરિણામે હું સારો રસોઇયો બન્યો હતો. પણ બીજાને કેળવવાનો પ્રસંગ પડેલો નહીં તેથી મારી સૂચનાઓ અસ્પષ્ટ નીવડી. નજર તળે કરાવવા હું રોકાયો નહીં. થોડું પાણી લઈ હું દાઢી કરવા ચાલ્યો ગયો.

આગળના ખંડમાં એક નાના બાજઠ પર તેણે મારું ખાવાનું આણ્યું. એક મોટી તાસક ભરીને ફળો — પીળી જર્દ કેરી, પપૈયાં અને લીલી છાલનાં કેળાં હતાં. આ એણે ક્યાંથી પેદા કર્યાં તેની ખણખોદમાં હું પડ્યો નહીં. કંઈક તો જરૂર, અમારાં ઝાડોનાં જ હશે. બીજાં કદાચ, કોણ જાણે . . . પછી ઈંડાં લાવ્યો. એ પાછો રસોડામાં ગયો ત્યાર પછી મેં એક ઈંડું ઉપાડ્યું. એ લાલ અને સીસા જેવું સખત થયેલું હતું. તે દિવસે ટૉમસે અપ્રતિમ (!) નાસ્તાનો નમૂનો મારી આગળ મૂક્યો ગણાય. એક ભટકતું કૂતરું ત્યાં આવી ચડ્યું હતું. મેં તે ઈંડું તેના પર તાકીને ફેંક્યું. તે કેં–કેં કરતું નાઠું અને ઈંડું ઝાંખરાંમાં ગબડી ગયું. બીજું મેં ખાવા માટે ઉપાડ્યું, પણ દાંત બેસે એમ નથી એમ જાણી ગજવામાં મૂકી દીધું. ટૉમસ પાછો આવ્યો ત્યારે ઈંડાં ખલાસ થયેલાં જોયાં. ઉપરનાં ફોતરાંયે તેણે ન જોયાં. એ ખુશ થઈને હસ્યો અને કૉફી સામે મૂકી.

"તમને ઈંડાં ભાવ્યાં, સાહેબ! ત્યારે તો હું ક્યારેક હોશિયાર રસોઇયો બનવાની આશા રાખી શકું." મને એટલું હસવું છૂટ્યું કે મારા મોંમાંની કૉફી ગળામાં અટકી ગઈ. અને લગભગ અંતરાસ ગઈ. કૉફીમાં ભૂકીનો પુષ્કળ ગાળ હતો. ટૉમસ આતુરતાથી જોઈ રહ્યો.

"એ ઓ-કે નથી, સાહેબ?"

ઉધરસ ખાતાં ખાતાં મેં કહ્યું, "ના, ના, છે તો બરાબર, ટૉમસ. પણ મારો કૉફી વિષેનો શોખ જરા જુદો છે. મને તદ્દન ગાળેલી કૉફી ગમે છે. ચાલ, એ તને બતાવું." પછી બાકીની કૉફીમાં થોડું ટાઢું પાણી ભેળવી, તેના કણ નીચે બેસી ગયા પછી જ હું તે પી શક્યો.

પછી લગભગ દશ વાગ્યા સુધી અમે પગથીઓ ઠીક કરવામાં રોકાયા. એટલામાં ઝાડીઓમાં થઈને ડૉ. માર્શલ આવી પહોંચ્યા.

"હલ્લો! તમે તો કામ શરૂયે કરી દીધું! મને ખબર પડી કે તમને આ જગ્યા ગમી ગઈ છે." મારી જીભ ઊઘડવાને આટલું નિમિત્ત બસ હતું. હું મોટેથી પ્લાન ઘડવા લાગ્યો. અહીં આ કરીશ, ત્યાં પેલું વગેરે. એ તેમાં રસ લેતા જણાયા.

"મનીલામાં તમે ઇચ્છો તે મળી શકે છે. કાંઈ મુશ્કેલી પડે તો ડૉ. વિન્ટનને કહેજો કે મને લખે. હું મોકલવાની ગોઠવણ કરીશ. હું પાછો આવીશ ત્યારે તો તમે આ જગ્યાને અજબ ફેરવી નાંખી હશે. એ જોવાને હું બહુ ઉત્સુક રહીશ."

ટૉમસની ભાષામાં કહું તો એમણે મારા પર 'બહુ અતિ' માયા બતાવી હતી. હું દુઃખ સાથે એમને જતાં જોતો રહ્યો. એમની ટટાર પીઠ અને વિશાળ ખભા, તથા, રસ્તાને નાકે વળતાં મને ઊભેલો જોઈ, એમણે સલામ માટે ઊંચો કરેલો એમનો બળવાન બાહુ એ બધું તે કેટલા પ્રાણવાન છે એ સિદ્ધ કરતાં હતાં.

સાંજ ટાણે વળી બીજા મુલાકાતી આવ્યા: ડૉ. વિન્ટન. ઘરની બાજુમાંથી એ આવ્યા અને સાથે એક ખુરસી ઘસડી લાવ્યા.

"હં. ખૂબ પ્રગતિ કરી! સરસ કામ થયું. ભૂલી ન જવાય માટે પહેલાં જ કહી નાંખું. આ ખુરસી હું લાવ્યો તે અહીંનો અમારો રિવાજ છે. તમે જોયું હશે કે મુલાકાતીઓને તમારી પાસે આવવાની તો છૂટ છે; પણ ચેપનું જોખમ અમે ઓછામાં ઓછું ખેડવા ઇચ્છીએ છીએ. તેથી મળવા આવનારાઓને તમારાથી કંઈ પણ ખાનપાન અપાય નહીં. તેમને ખાવું હોય તો પોતાની સાથે લેતા આવે. પાછળ જે નાની છાપરી છે, તેમાંથી આ ખુરસી હું ખેંચી લાવ્યો. તમે એ છાપરી જોઈ?"

"જાળિયાંમાંથી ટૉમસે અને મેં અંદર નજર નાંખી હતી. બારણું બંધ હોવાથી અમે અંદર ગયા નહોતા."

"એ છાપરીમાંની બધી ચીજો અમે પૂરી પાડીએ છીએ. કોઈ મહેમાન આવે તો અંદરથી પોતાને હાથે ખુરસી લાવે અને જાય ત્યારે પોતાને હાથે ત્યાં મૂકી દે. હું જાતે એ નિયમ પાળું છું, અને બીજા દાક્તરો પણ પાળે છે. મતલબ કે રોગીઓ કદી આ ખુરસીઓને અડતા નથી. એ ચીજો બદલવી કે સમી કરવી હોય તો મને ખબર કરી દેવી.

"હવે બીજી વાતો. નેડ, તમારા ખોરાકનો હું વિચાર કરું છું. સંસ્થાન ખોરાકની ચિઠ્ઠીઓ આપે છે, પણ અહીંના દેશી ખોરાક પર જ નભવું તમને ગમશે નહીં. એથી તમે ટેવાયેલા નથી. અને, તમારી તબિયત જાળવવા, કમમાં કમ કેટલોક વખત સુધી તો, તમારે અમેરિકન ખોરાક લેવો ઠીક થશે. તમારી આર્થિક સ્થિતિ કેવી છે તે હું જાણતો નથી. પણ તમારી જરૂરિયાતોનું ખર્ચ બહુ ભારે નહીં આવે. ટોમસને તો સંસ્થાન તરફથી એનો ખોરાક મળશે જ. પૂછું, તમને પેન્શન મળે છે?"

"ના. મેં કદી માગ્યું જ નથી. એની જરૂર પડી નથી. પણ — ટોમસને કંઈ થાય . . . અરજી કરવી સારી તો ખરી. પણ મેં અહીં ખોટું નામ ધારણ કરેલું છે, અને એ મુશ્કેલી કેમ વટાવી શકાય તેનો મને જરાયે ખ્યાલ નથી."

"ઊંહ! એનું તો અમે જોઈ લઈ શકશું. કશું જાહેર કરવાની જરૂર નહીં પડે. તમારે લગતી અમારી નોંધો બધી બરાબર છે. મને લાગે છે કે તમને માસિક પંચોતેર ડૉલર — એટલે અહીંના દોઢસો પેસો — મળી શકે, એ રકમ તમને ઘર સજવામાં, ટોમસનો પગાર આપવામાં અને તમારો પોતાનો ખર્ચ કાઢવામાં ઘણી મદદગાર થશે."

"ડૉ. વિન્ટન, તમને મારે માટે ઘણી તકલીફ ઉઠાવવી પડે છે. પણ પેન્શનની રકમ મળે તો આવકારલાયક તો ખરી જ. મારો ભાઈ હમણાં ખર્ચ મોકલે છે. પણ તે હું બંધ કરવા ચાહું ખરો. મારી પાસે પાંચ-સાતસો તો છે. એ પૂરા થાય તેટલામાં કદાચ પેન્શન ચાલુ થઈ જાય."

"ત્યારે, એ અરજીના કામ પર હું લાગીશ. વારુ, આ કોઢિસ્તાનના નાણાંચલણ વિષે તમે જાણો છો? નહીં! સમજાવું. અમે અહીં અમારા પોતાના સિક્કા ચલાવીએ છીએ. તમારાં અમેરિકન નાણાં તમારે અહીંના સિક્કામાં વટાવી લેવાં પડશે. અમારું બધું નાણું ધાતુનું જ છે. નોટ બિલકુલ નહીં. સંસ્થાન કચેરીમાં નાણાવટ છે. કોઈ પણ તમને તે બતાવશે . . . હવે સીધાં-સામાન વગેરેનો વિચાર કરીએ. તમારી જરૂરિયાતો મને કહો."

બંનેએ મળીને એક લાંબી યાદી બનાવી. તે જ દહાડે વહાણુ પાછું ફરવાનું હોવાથી, તે ભેળો ઑર્ડર જઈ શકે તે માટે તે તરત નીકળી ગયા. "તમારો સામાન આવે નહીં ત્યાં સુધી હું તમને મારે ત્યાંથી સામાન મોકલી દઈશ — હા, એક વાત ભૂલી ગયો. ફાધર મારેલ્લોએ કહેવડાવ્યું છે કે, તમારા સૂતકની મુદત ઊતરતાં જ તે તમને મળવા આવશે."

મેં એનો આભાર માન્યો. એ ત્વરાથી ચાલ્યા ગયા. આ દાક્તરોની ચાલ કેવી તેજ હોય છે, અને કેટલા તાપમાં!

બીજે દિવસે સવારે એણે મને કેટલાંક ઓજાર મોકલ્યાં. એટલે હવે અમે કમ્મર કસીને કામે વળગ્યા. બારીબારણાં કર્યાં. ઘરવખરી દુરસ્ત કરી. જગ્યા સાફ કરી અને રસ્તા બનાવ્યા. કેટલાયે દિવસ અમે તે પર નિયમસર મંડ્યા રહ્યા. મારી સાથે જે બધો સામાન આવ્યો હતો, તેમાં ટૉમે મને ઘણી ચોપડીઓ પણ મોકલી હતી. મેં હજુ તે બધી વાંચી કાઢી નહોતી. કામ કરતાં થાકું ત્યારે હું બીડી સળગાવીને ઓટલા પર વાંચતો કે 'ફ્રેનો' સાંભળતો બેસતો. ચોપડીઓની દુનિયાથી મારો રસ ઊડી ગયેલો જોઈ મને આશ્ચર્ય થયું. 'સિસ્ટર કૅરી' નામની નવલકથા હું વાંચતો બેઠો હતો. એ ચોપડી અમેરિકાની બત્રીશીએ ચડેલી હતી. પણ મને તો કૅરી કે એનાં બીજાં પાત્રોમાં રતીભાર પણ રસ પડ્યો નહીં. કોઈકનો અવાજ સાંભળીને મેં ચોપડી બાજુ પર મૂકી દીધી. ફાધર મારેલ્લો ઝાંપો ખોલી દાખલ થયા હતા અને સાફ કરેલા માર્ગ પર ખડા હતા. "સલામ, ભાઈ, આવું કે?"

"અલબત," મેં ઉમંગભેર કહ્યું. "તમને મળવાની હું ક્યારથી આશા રાખતો હતો."

એ ઘરની પાછળ ગયા અને એક ખુરસી લઈ આવ્યા. ઓટલા પર તેને ગોઠવી, પોતાની ટોપી ઉતારી બેઠા. ગરમી ખૂબ હતી, પણ મારાથી તો એમની આગળ પાણીયે ધરી શકાય નહીં!

"હું અહીંનો ભોમિયો છું," તેમણે સ્મિત કરીને કહ્યું. "વિલ્કિન્સન અમારા પંથનો અનુયાયી હતો. આ બેટ પર તમારું આ સ્થાન ઠંડામાં ઠંડી જગ્યા છે. અને"— આજુબાજુ નજર નાખીને બોલ્યા: "વાહ!

તમે તો તેને ખૂબ સુધારી મૂક્યું છે ને! આ તો જાણે, બધું નવું જ બનાવ્યા જેવું લાગે છે!"

"આ તો શરૂઆત છે, ફાધર. હજુ તો ઘણું કરવાનું રહ્યું છે."

એમણે મારી સામે કુતૂહલથી જોયું. પછી બોલ્યા, "તમારી આ પ્રવૃત્તિ માટે મારે ભગવાનની દુઆ માગવી જોઈશે. ઓછામાં ઓછું, તમારો ટૉમસ તો રાજી થશે જ."

આટલો વખત હું ટૉમસને ભૂલ્યો તેથી મને પોતા પર જ ખીજ ચડી.

"ફાધર, ટૉમસે તો કેરખાવની જેમ વૈતરું કર્યું છે." અમેરિકામાં 'બીવર*ની જેમ વૈતરું કર્યું' એમ કહેવાની રીત છે. તેને ઠેકાણે મેં અહીંના આ મહેનતુ પ્રાણીનું નામ દેવાથી તે હસ્યા.

"ફાધર, તમે ટૉમસને મળવા જરૂર ઇચ્છતા હશો. હું એને બોલાવું છું. અને જ્યારે તમે દુઆ માગશો ત્યારે હુંયે હાજર રહેવા ઇચ્છું છું."

"એને બોલાવશો મા. હું જ એને ગોતી કાઢીશ. ભિન્ન સંપ્રદાયના છતાં તમે આ નાનકડી પ્રાર્થનામાં હાજરી આપશો એ તમારી ઉદારતા છે."

પોતાની ખુરસી સાથે ઉપાડી તે નીકળી ગયા. થોડી વારે ટૉમસ મોટી મોટી પ્રફુલ્લિત આંખે મને તેડવા આવ્યો. અમે દરિયા કિનારે ગયા. ત્યાં ફાધર મારેલ્લોએ પ્રાર્થના કરીને ઈશ્વર પાસે દુઆ માગી કે સાગર કદી પોતાની મર્યાદા ઓળંગી અમને કષ્ટ ન આપે, જમીન સદાયે અમને ફળફૂલ આપે, અને અમારું ઘર તથા તેમાં રહેનારા અમે સુખશાંતિ પામીએ. પ્રાર્થના બહુ ઉદાત્ત તથા વ્યાપક હતી, અને તેની ટૉમસ તથા મારા પર ભારે અસર થઈ. અમે ધન્યતા અનુભવી. પછી ફાધર અને હું પાછા અમારા ઘરના પોર્ચ × માં આવ્યા. તેમની બોલવાની ઢબ બદલાઈ ગઈ.

---

* નોળિયાના જેવું, પણ તેથી વધારે મોટું કાદવમાં રહેતું એક ભારે મહેનતુ પ્રાણી.

× ઘરને લાગીને છાપરાવાળો ઓટલો અથવા જમીનસરસું આંગણ; એક જાતનું ડેલું.

"કાલે ઇસ્પિતાલમાં મારી સાથે સાંચોને મળવા આવવું છે? ડૉ. વિન્ટને કહ્યું છે કે મુલાકાતના વખત પહેલાં જ જલદી જઈ આવવું ઠીક થશે. નહીં તો ભીડ થઈ જશે."

"અલબત, આવીશ. હું એને મળવા ઇંતેજાર છું. એને કેમ છે?"

"હું કહેતાં દિલગીર છું કે તે એક બહુ વધી ગયેલો કેસ છે. જુઓને, એને ક્ષય પણ છે. કદાચ એ જ કારણથી એનો કેસ ઘણો ઝપાટાબંધ વધી ગયો હોય. રોગ સામે ટક્કર લેવાની એનામાં શક્તિ બચી નથી. મને ડર છે કે આ મુલાકાતથી તમને સુખ નહીં થાય. એ માને છે કે એનો જ ચેપ તમને લાગ્યો."

"પણ એ તો વહેમ છે, ફાધર. અમે અહીંના કેટલાયે બેટોમાં કેટલીયે જગ્યાએ રહ્યા. એના જ ઘરમાં મને ચેપ લાગ્યો હશે એમ માનવાને કશો આધાર નથી. આ વિષે સાંચો સાથે વાતો કરી તેનો વહેમ કાઢયે જ છૂટકો."—મારે એક બીજી વાત પણ જાણવી હતી. "ફાધર, સાંચોને એક બહેન હતી—કારિટા—"

"હા, બેટા. એને પણ રગતપીત છે. એની પહેલી સુવાવડ વખતે એ રોગ એને વધી ગયો. આવું ઘણી વાર બને છે."

"ના, ના! કારિટાને ન હોય! નહીં, એવું ન બોલો! . . . એ–એ ક્યાં છે? એનેયે કોઢ હોય તો કેમ તે અહીં નથી?"

"એ એક ગામડાના આશ્રમમાં ભણાવતી હતી. તેથી, ત્યાંના લોકોએ તેને સેબુના મહારોગી આરોગ્ય ભુવનમાં મોકલી છે."

"એની—એની સ્થિતિયે શું સાંચોના જેવી છે?"

"ના, બેટા. સાંચોમાં અને એનામાં કશું સરખાપણું નથી. બહુ દુઃખ ન લગાડો. પ્રમાણમાં એની સ્થિતિ સારી છે. એથી વધારે ન બગડી એનો જ પાડ માનવો જોઈએ."

હું હસ્યો. પણ એ હસવામાં આનંદ નહીં પરંતુ વિષાદ હતો.

"વધારે ન બગડી! એ કોઢી થઈ છે, છતાં તમે કહો છો કે હજુ વધારે બગડવાપણું છે! એ મધુર, સુકુમાર બાળા, એ ભલી બાળા—ક્યાં ગયો'તો તમારો ભગવાન, જે એટલુંયે ન જાણી શક્યો કે તે કેટલી ભલી બાળા છે?"

"ભગવાનના હેતુઓ આપણે સમજી શકતા નથી, બેટા— "

"ભગવાનના હેતુઓ !" હું બરાડી ઊઠ્યો. "એ તે કેવો ભગવાન, જે સાંચો અને કારિટા જેવાં બાળકો પ્રતિ વિમુખ થાય! આવા ભગવાનનો મને ઉપદેશ ન દો!"

એ શાંત બેસી રહ્યા. . . . હું એકદમ શરમાયો અને ચૂપ થઈ ગયો. એ કશું બોલ્યા નહીં. છેવટે મેં જ હળવેથી કહ્યું :

"મને શરમ લાગે છે. તમે મારા ઘરમાં મહેમાન છો."

એ હસ્યા. પણ એ ફીકું, ગ્લાનિભર્યું હાસ્ય હતું. છતાં એમાં ધીરજ હતી.

"હું તમારા ઘરમાં મહેમાન છું એટલું જ નહીં, પણ હમણાં જ મારા ભગવાનને નામે તમારા ઘર પર મેં દુઆ માગી છે: એ દુઆ હજુ કાયમ જ છે. ચિડાઈને મેં તમારું ઘર છોડ્યું પણ નથી. મેં અપમાન જેવું માન્યું જ નથી. હૈયાનો દાઝ્યો માણસ આવું બોલે."

મારાથી સહેવાયું નહીં. હું ઊભો થઈ બારી તરફ ચાલ્યો ગયો અને અમારા અવાવરા બગીચા તરફ જોઈ રહ્યો. બહુ વખત સુધી તે બેસી રહ્યા. ક્યારે ઊઠ્યા તેનીયે મને ખબર ન પડી. પણ તેમનો હાથ મારે ખભે અડ્યો ત્યારે મેં જાણ્યું.

"બેટા, ક્યારેક ક્યારેક તમારી ભારે કસોટી થશે. મને લાગ્યું કે આપણે કાલે જઈએ તે પહેલાં જ તમને પરિસ્થિતિથી વાકેફ કરેલા સારા. શિવરાત્રિ!* પ્રભુ તમને શાંતિ આપો."

હું રસોડામાં ચાલ્યો ગયો અને અભરાઈ પરથી એક દારૂની બાટલી લીધી. અહીંનો નિયમ ગમે તે હોય મેં આજે પીધે જ છૂટકો માન્યો. બાટલી લઈ હું બહાર આવ્યો. ટોમસ વાળુની થાળી લઈ આવ્યો, પણ તેની સાથે હું વાતો કરી શક્યો નહીં. એણે બાટલી જોઈ અને એની આંખમાં સમજણ ઝબકી. એ હળવેથી ચાલ્યો ગયો. બહાર કોઈકના ગળાનો અવાજ આવ્યા કરતો હતો. તે મને બોલાવ બોલાવ કરતો હતો. હું જવાબ આપવા ઊભો થયો, અને પછી હસવા લાગ્યો. એ તો 'જેકો'— અહીંનાં ઘરોમાં ફરતો એક જાતનો મોટો કાકીડો હતો.

---

* ગૂડ નાઈટ.

ગોરજ વખતે રીત મુજબ કૂતરાં ભસવાં લાગ્યાં. તે સાંભળી બહારના જંગલનાં કૂતરાં પણ ભસી કાન ફાડવા લાગ્યાં. આ જંગલી કૂતરાં ડુંગરો અને કોતરોમાં રહે છે અને કબરસ્તાન આગળ ખોરાક શોધવા આવે છે. મેં બાટલી ઉપાડીને મોંએ લગાડી. આ ભયંકર વિટંબણામાંથી હું સહેલે માર્ગે છૂટવા માગતો હતો. મને ઊંઘ આવી તે પહેલાં હું સારી પેઠે પીધેલો હતો.

## ૧૩

## સાંચોની મુલાકાતે

બીજે દિવસે સવારે મને તાજોતર જેવો ઊઠેલો જોઈ ટોમસ ખુશ થયો. પાદરીની વાટ જોતો હું ઓટલા પર બેઠો. ઝાડોની વચ્ચે એમનો ધોળો ઝબ્બો જોતાં જ હું ઊઠીને એમની પાસે પહોંચી ગયો.

આ વખતે મધ્યાહ્ન પહેલાં રસ્તા પર સારી પેઠે અવરજવર હોય છે. વાત કરવા વૃત્તિ ન હોવાથી મેં આંખો વાપરવા માંડી. જે જે સામે મળતા તે અમારા પ્રત્યે સદ્‌ભાવ દેખાડતા હતા. કોઇ 'મંગળપ્રભાત' ઇચ્છતા, તો કોઈ સંકોચથી કેવળ માથું નમાવી મલકાતા. તરેહ તરેહના લોકો હતા. અહીંના પુરુષો પાઇના નામના અનનાસના શણનાં સફેદ પહેરણ અને સુતરાઉ સફેદ પાયજામા પહેરે છે. તેઓ પહેરણને પાયજામામાં દાબતા નથી, પણ બહાર લટકતાં રાખે છે. કેટલાકનાં પહેરણ રંગીન પણ હતાં. ઘણા રબ્બરના તળિયાના ધોળા જોડા પહેરે છે; કેટલાક ઘાસની ચંપલો. કોઇક ઉઘાડે પગે પણ ફરે છે. સ્ત્રીઓના રંગબેરંગી પાઇના શણના દેશી પોષાક આંખને વળગે એવા હોય છે. એમનાં પોલકાંની કાંજી પાયેલી મોટી મોટી બાંયો પતંગિયાની પાંખો જેવી લાગે છે. તરેહ તરેહનાં ઝગઝગતાં એરિંગ, છેડે ક્રૉસ લટકતી કંઠીઓ, બંગડીઓ, વીંટીઓ વગેરે દાગીનાઓનો તેઓ શણગાર કરે છે. પગમાં મોટે ભાગે ભડકતા લાલ કે ભૂરા રંગની

તેમની દેખાવડી સપાટો હોય છે. તેની ટોચો રૂપાનાં, ગિલેટનાં કે રંગીન કાચનાં કીડિયાં (મોતી)થી ભરેલી હોય છે. બધીયે ઉંમરનાં બાળકો પણ દેખાતાં હતાં. આટલાં બધાં નાનાં બાળકોને કોઢગ્રસ્ત જોઈ મારું મન ખિન્ન થયું.

એક વાંકેચૂંકે રસ્તે થઈ અમે ડાબી બાજુએ ગયા. થોડે ગયા પછી એક ટેકરી પર અમે આવ્યા. ત્યાંથી આજુબાજુનો દેખાવ જોવા હું થોડી વાર અટક્યો. અમારી બરાબર નીચે એક મોટું ચોગાન — બજાર — હતું. એની બે બાજુએ પથ્થરનાં મકાનોની હાર હતી.

"પ્લાઝા લિબરટાડ," (આઝાદ ચોક)— ફાધર મારેલ્લો બોલ્યા. "આ પથ્થરનાં મકાનો અહીંનાં શરૂઆતનાં વસતિગૃહો. જોકે હવે એમાં અહીંની વસ્તીનો થોડો ભાગ જ રહે છે, છતાં એમાં ખૂબ ભીડ રહે છે."

ચોક ઠીક ઠીક માણસોથી ભરેલો હતો. ખાસ કરીને વસતિગૃહો પાસે વધારે ભીડ હતી. પાછલી બાજુની નાની નાની છાપરીઓમાં માણસોની આવજા એક સરખી હતી. ફાધરે કહ્યું કે એ છાપરાંઓ રસોડાં છે. અમે આગળ ચાલ્યા. હવે સીધો ઉતાર આવ્યો. જમણે હાથે એક મકાન પસાર કર્યું; પછી એક બીજું મોટું. તે ઇસ્પિતાલનું સામાન્ય રસોડું હતું. રસ્તો વળતાં, ડાબી બાજુએ એક સુંદર માળવાળું મકાન આવેલું હતું. એ સ્પેનિશ ઢબનું હતું. એની આખી લંબાઈમાં થાંભલાઓવાળો એક મોટો ઓટલો હતો.

"આ જ કોલોની હોલ," (કોઢિસ્તાન કચેરી) પાદરીએ સમજાવ્યું. "ટપાલ ઑફિસ અને વસ્તુભંડાર પણ આમાં જ છે. કેટલીક ખોરાકની વહેંચણી પણ અહીં જ થાય છે. ઉપરના માળ પર અદાલત બેસે છે. એકાદ દિવસ અદાલત જોવા જજો. અહીંના દરદી-રહીશોમાંથી જ આરોપીઓ પોતાના વકીલો નીમે છે. વડો અધિકારી મૅજિસ્ટ્રેટ થઈ ફેંસલો આપે છે."

અમે એક પહોળા રસ્તા પર આવ્યા. આ જ મુખ્ય રસ્તો હોવો જોઈએ. ડાબી બાજુએ તે નીરોગી માણસોના પરામાં પહોંચતો હતો, અને જમણી બાજુએ રોમન કૅથલિક દેવળ અને દીવાદાંડી પ્રત્યે વાંક

લઈ નીચે ઊતરતો હતો, અને હોડીમાંથી અમે જે નીચેનો રસ્તો જોયેલો તેને જઈ મળતો હતો.

અમારા નાક સામે મેં એક લાંબી લાંબી લાકડાની સીડી જોઈ. તેને સેંકડો પગથીઓ હશે. ઝાડ અને કરમદાં વગેરેની ઝાડીઓની વચ્ચે તે હતી. બે રસ્તાઓને જોડનારા ત્રણ ટૂંકા માર્ગો પૈકી આ એક હતો. મહેનતુ સ્ત્રીઓ અને પુરુષો તે પર ચડ-ઊતર કરી રહ્યાં હતાં. ઘણાં મોટા મોટા ભાર વહેતાં હતાં. પુરુષો વાંસના બાંગા (કાવડો) ખભાઓ પર ગોઠવી બે છેડે બે ભાર સમતોલ રાખી લઈ જતા, અને સ્ત્રીઓ ગાંસડીઓ કરી પોતાના માથા પર ઊંચકી જતી હતી.

રસ્તા પર તાપ વધતો જતો હતો. પગથીઓનો માર્ગ લગભગ ઝાડોની વચ્ચેથી કાઢેલો હોવાથી તે શીતળ અને આકર્ષક લાગતો હતો. ઘણાંખરાં માણસોને મેં પહેલાં કદી જોયાં નહોતાં, છતાં અહીં પણ —અલબત્ત પાદરીના કારણે— બધાં મને આવકાર આપતાં હતાં. સંભવ છે કે એમને લીધે તે આવકારમાં વધારે ઉમળકો હોય, પણ મારા તરફ જોઈને જ તે આપેલો હોવાથી તે મારે માટે હોવામાં શંકા નહોતી. એમના હસતા ચહેરા જોઈ મને આશ્ચર્ય થયું. આજે સવારે મને લાગતું હતું કે જીવનમાં હર્ષ લાગવા જેવું ભાગ્યે જ કાંઈ છે. થોડી વારે મેં થોભીને દીર્ઘ શ્વાસ લીધો. ઝાડોની પંક્તિમાં વચ્ચે થોડું ભંગાણ આવ્યું. ત્યાંથી ત્યાંનું ભવ્ય બંદર ખૂબ દૂર સુધી દેખાતું હતું.

ચોમાસાના પવનને લીધે તેનું ભૂરું જળ ક્ષુબ્ધ થયેલું હતું. મોજાંઓ નાની નાની ભેખડોમાં અથડાઈ ફીણ ફીણ થતાં હતાં. દૂર સામી બાજુએ બાસવાંગાની કોર, અને પૂર્વ તરફ રળિયામણા કોરનની ભેખડો દેખાતી હતી.

જરા આગળ જતાં અમે કેટલીક સ્ત્રીઓને કપડાં ધોતી જોઈ. ફિલિપાઈનો સ્વચ્છતાપ્રિય છે. પતિને, બાળકોને તેમ જ પોતાને એમના પ્રિય સ્વચ્છ પોષાકમાં સદા શણગારેલા દેખાડવા માટે ફિલિપાઈન સ્ત્રીઓને દિવસનો ઠીક ઠીક ભાગ ધોબીકામ માટે આપવો પડે છે. આ કામનેયે તેઓ નાનાં નાનાં જૂથો બનાવી જાણે ઊજવવા નીકળે છે. પથ્થરની લાદીઓ પર કપડાં મૂકી ધોનારીઓ પલાંઠી વાળી સામે બેસે

છે, અને વજનદાર, ટૂંકા અને સુંવાળા લાકડાના ઘોકાથી ધીમા નિયમિત તાલે એક એક કપડું ટીપે છે. જરા આગળ જતાં અમે એક સાંકડા રસ્તા પર આવ્યા. એક લાંબું વગર માળનું મકાન આવ્યું.

"આ જ સામાન્ય હૉસ્પિતાલ," પાદરીએ કહ્યું.

મારા ઘૂંટણુ ઢીલા પડી ગયા. માથું ભમાવનારી એક ગળચટી ગંધ તેના ખુલ્લા દરવાજામાંથી આવતી હતી. રગતપીત કેટલો કેર વરતાવી શકે છે તેનો દેખાવ આજે હું પહેલી વાર જોવાનો હતો. અહીં વધી ગયેલા કેસો જ રાખે છે તેથી આજ સુધી મેં જે લોકોને જોયા હતા, તેમાંના કોઈ આટલી હદ સુધીના ન જ હોઈ શકે. દરવાજામાંથી અમે એક ચાલમાં થઈ એક ખંડ (વૉર્ડ)માં પેઠા. તે એક લાંબો સાંકડો ઓરડો હતો. લગભગ સાનલાઝારોના વૉર્ડ જેવો જ. બન્ને બાજુએ માછલાંનાં ભિંગડાં બેસાડેલી બારીઓ હતી. સમુદ્ર તરફની બારીઓમાંથી ઝાડોના ગાળાઓની વચ્ચે વચ્ચેથી દરિયાની ઝાંખી થતી હતી.

હું પાદરીની પાછળ પાછળ ચાલ્યો. મારી આંખો મેં મક્કમપણે તેમના ધોળા ઝભ્ભા પર ચોંટાડી રાખી. એક લોઢાના ખાટલા પાસે અમે આવીને ઊભા ત્યાં સુધી મેં તે બિલકુલ ખસેડી નહીં તથા આજુબાજુ ક્યાંય જોયું નહીં. ખાટલા પર પડેલા એક શરીર-પિંડ પર ગળા સુધી ચાદર ઓઢાડેલી હતી.

"એ લગભગ આંધળો બન્યો છે." પાદરીના આ શબ્દો હું મનમાં વારંવાર રટતો હતો. જાણે કે તેથી મારીયે આંખો જે પ્રત્યક્ષ દેખાતું હતું, તે જોતી અટકવાની હોય.

મારી ભયંકરમાં ભયંકર કલ્પનામાંયે મેં આવું કષ્ટદાયક દૃશ્ય જોયું નહોતું. આ — આ સડતા માંસનો પિંડ — આ સાંચો ન હોઈ શકે. જે સાંચોને મેં જોયેલો તે તો એક દેખાવડો છોકરો હતો; તે રોજ પાડા પર બેસી તેને નવડાવવા ધરા પર લઈ જતો; તેના બાપના કૂકડાઓને લડવાની કળા શીખવતો, અને બીજા બાળકો જોડે આનંદથી ખેલતો . . .

તે મુદ્દલ હાલ્યો નહીં. તે પડ્યો હતો, હું જોતો હતો. તેની પાંપણો અને ભવાંના વાળ ખરી પડ્યા હતા. એના કપાળ પર ચકચકતાં લાલાશ પડતાં ચાંઠાં હતાં. તેમાંનાં કેટલાંક તો ખુલ્લાં ધારાં જ હતાં અને કોહાણ પર ચડેલાં હતાં. એના નાકની દાંડી બેસી જઈને અંદર ઊતરી ગઈ હતી. નસકોરાં ખૂબ પહોળાં અને દાણા જેવી ઝીણી ઝીણી સડતી ગાંઠોથી ભયંકર સૂજેલાં હતાં. એ ધારાંવાળાં છિદ્રો વાટે તે સાંભળી શકાય એવા અવાજથી શ્વાસ લેતો હતો. નસકોરાંની જેમ જ તેના હોઠ પણ જાડા અને સૂજેલા હતા. એના મોઢા પર લકવાની અસર શરૂ થઈ હતી. તેથી તે હાલચાલ વિનાનું લંબગોળ દર જેવું થઈ પડ્યું હતું.

પાદરી મારી પર નજર રાખી બોલ્યા, "સાંચો, બેટા, હું એક ભાઈને તને મળવા માટે લાવ્યો છું."

સાંચોનો પિંડ હાલ્યો. આંખો ખૂલી ને મારી તરફ વળી. તે કાંઈ બોલ્યો, પણ હું સમજી ન શક્યો. તેનો અવાજ નબળો પડી ગયો હતો અને તેમાં એક વિચિત્ર બિહામણું ઘોઘરાપણું હતું. જાણે એ અવાજ ઘોરમાંથી નીકળતો હોય . . . એક પ્રેત મારી જોડે બોલતું હતું. મેં પાદરી તરફ જોયું.

"કોણ, સાર્જંટ કે? આવ્યા?"

મારે વાત કરવી હોય તો ઉતાવળે જ કરવી જોઈએ.

"હા, સાંચો. હું બને તેટલો વહેલો આવ્યો. અત્યાર સુધી હું સૂતકમાં હતો, ભાઈ!"

એણે માથું હલાવ્યું. હું બોલતો રહ્યો. તેમ કર્યે જ છૂટકો હતો. મેં એને કહ્યું કે મેં સાંભળ્યું છે કે મને એનો ચેપ લાગ્યો હોય એવો એવા મનમાં વહેમ છે. મેં એને ખાતરી આપી કે એ વહેમ ખોટો છે. એમ બને જ નહીં. બે ત્રણ વાર મેં એ જ વાત કહી

એ બોલવા પ્રયત્ન કરતો હતો. હું સાંભળવા થોભ્યો. એણે મારો આભાર માનવા અને હસવા પ્રયત્ન કર્યો. એ તો સૌથી વસમું દૃશ્ય હતું. પછી એના શરીરમાં એકદમ ફેરફાર થયો. એ અંકડાવા લાગ્યું.

મને ભાસ્યું કે એ રડતો હતો અને કારિટાને તો એનો જ ચેપ લાગ્યો એમ ગણગણતો હતો.

પાદરીએ મારો હાથ પકડ્યો ને કહ્યું, "હવે ચાલો."

અમે ખસ્યા કે તરત એક નર્સ તેના ખાટલા પાસે આવી. એના આશ્વાસન આપનારા શબ્દોની વચ્ચે વચ્ચે હું સાંચોના દયાજનક, દુર્બળ, નિરાધારપણા અને નિરાશાના ભાવોથી ભરેલા દુઃખધ્વનિ સાંભળતો હતો:

"કારિટા — કારિટા — કારિટા —"

મારી આંખોમાંથી આંસુના રેલા ઊતર્યા. એ ઠીક જ થયું. કારણ, તેથી દરેક ખાટલા પર પડેલા માનવપિંડોને હું બરાબર જોઈ લેતો અટક્યો. છતાં, જે જોયું તે ઓછું નહોતું. દરવાજા આગળના ખાટલા પર એક માણસ બેઠેલો હતો. એને હાથ નહોતા. ઠૂંઠા છેડાઓ પર પાટા બાંધેલા હતા. એક પગ ખુલ્લો હતો. તે પર હજુ પાટો બાંધવાનો હતો. આખું શરીર કોહતા માંસનો ગોળો હતું. એની નજીક એક ધોળાં વસ્ત્ર પહેરેલી આકૃતિ ઘૂંટણીએ બેઠેલી હતી. અમને જોઈ તે ઊભી થઈ. તે એક બાઈ હતાં — સિસ્ટર વિક્ટરી, મુખ્ય સેવિકા. તે અમને જોઈ મધુરું હસ્યાં. તેમનો ચહેરો એક સાધ્વીનો હતો.

"મંગળપ્રભાત, ફાધર . . . મંગળપ્રભાત, મિ. ફરગ્યૂસન."

એ પેલા કહેવાતા પગની મલમત કરશે! પાદરીને વટાવીને હું ઉતાવળે પગલે એક ઝાડની ઘટામાં પેઠો. ત્યાં મને સખત ઊલટી થઈ.

હું કેવી રીતે ઘેર પહોંચ્યો તે યાદ આવતું નથી. પણ પહોંચ્યો એ નક્કી, કારણ કે પછીનું મને ભાન છે તે એ કે હું મારા ઓટલા પર દારૂની બાટલી સાથે એકલો બેઠેલો હતો. મેં પીધો અને વળી ઊલટી થઈ. તે અભાગિયો દિવસ આખો એવો જ ગયો. પીધો, ઊલટી થઈ, વળી પાછો પીધો. થોડી વારે દરિયા તરફ જોયું. તે મને પાછો બોલાવી રહ્યો હતો. ફરી સારી પેઠ ઢીંચી તે તરફ લથડતે પગે ચાલવા લાગ્યો. પણ ચાલી શક્યો નહીં, ને એક ખુરસીમાં ફસકાયો. ટોમસ મારે પડખે ઊભો રહી એકસરખો મને બોલાવ્યા કરતો હતો.

"તમે માંદા છો, સાહેબ. હું તમને બોલાવ-બોલાવ કરું છું. મને મોટી બીક લાગે છે. હું તમને બોલાવું છું, કેટલીયે વાર બોલાવું છું, કેટલીયે વાર બોલાવું છું, પણ તમે જવાબ જ આપતા નથી. મને અતિ બહુ બીક લાગે છે કે તમે મરી જશો. તેમ થાય તો હુંયે મરી જઇશ, સાહેબ. મેં મા ખોઈ, બાપ ખોયા, મારા ભાઈઓ ખોયા, મારી નાની બેબી-બોઈ, તમે જ મારું સર્વ કાંઈ છો. ને તમે મરી જાઓ તો હુંયે મરી જઈશ."

છેલ્લા પ્યાલાનો કેફ નીચે બેઠો. મારામાં સાંભળવા-સમજવાનું ભાન આવ્યું. એકાએક મને આત્મતિરસ્કાર છૂટયો. મેજર ટોમસન જાણે મને કહેતો સંભળાયો — "તારે એ કર્યે જ છૂટકો છે, જુવાન." એક લથડતી મુક્કી મેં દરિયા તરફ ફેંગામી. હમણાં નહીં, હજુ બહુ વાર છે. કારિટા — તેને હું મદદ કરી શકું. સાંચો — તેણે છેલ્લી ક્ષણ સુધી નિભાવ્યું. ટોમસ (તે આ વખતે મારી પાસે ઘૂંટણીએ બેઠેલો હતો) મારી તરફ ઘેરી ભયભીત આંખે જોઈ રહ્યો હતો. મેં મારો હાથ નીચો કરી તેને ઊભો કર્યો.

"નાનાભાઈ, જો તારા જેટલોયે હું સારો માણસ ન નીવડું તો મારું સત્યાનાશ જાઓ! સાચે જ એમ જ થાઓ!"

થોડા દિવસ પછી મેં જાણ્યું કે તે જ રાતે સાંચો મરણ પામ્યો હતો.

૧૪

# ભૂરો ફૂલરો

જ્યારે મારો નશો સાવ ઊતરી ગયો ત્યારે મેં જીવન વિષે કદાચ પહેલી જ વાર ગંભીરપણે વિચાર કર્યો. મારે મારા જીવનનું કોઈ ધ્યેય કે નકશો ઠરાવવો જોઈએ, નહીં તો આ નશાબાજી મારું સત્યાનાશ વાળી નાંખશે. જીવનનો એવો અંત લાવવાની મારી બિલકુલ ધારણા નહોતી. બેચેન અને અસંતોષી ચિત્તે મેં ઘર તથા આંગણામાં આખી સવાર વિચારમાં ને વિચારમાં ઘૂમ્યા કર્યું; રોગ વિષેનો મારો ગભરાટ ઊતરી ગયો, જે મેં જોયું હતું તેને અવશ્યંભાવિ (થવા કાળે થવાનું જ) સમજી મન મનાવી લીધું. પણ હજુ મારું શરીર મજબૂત હોવાથી મારે મારા મનને કામમાં રાખવા કાંઈક વ્યવસાય હોવો જોઈએ.

પણ આવી જગ્યામાં શું શોધી શકાય? ખોરાક, કપડાં, દવા — બધી વસ્તુઓ તૈયાર મળતી હતી. પછી શું કામ શ્રમ કરવો અને કામ કરવાના માર્ગો પણ કયા?

*

મનીલાની સ્ટીમર આવી હતી. ટૉમસ સંસ્થાન કચેરીમાં અમારી કંઈ ટપાલ આવી હોય તો તે લેવા ગયો હતો. એ પાછો ફર્યો ત્યારે હું ચોપાટી પર હતો. એની જોડે એક અજાણ્યા ગૃહસ્થ હતા. તે પ્રૉટેસ્ટંટપંથી ધર્મોપદેશક મિ. હડસન હતા. હમણાં જ આવ્યા હતા અને થોડા દિવસ રોકાઈ પાછા મનીલા જવાના હતા. તે કાંઈ ચિંતાપૂર્વક આવેલા જણાયા. એણે મારા પર બધે દૃષ્ટિ ફેરવી. મને વહેમ છે કે સાંચોની મુલાકાતની મારા પર થયેલી અસર વિષે ફાધર મારેલ્લોએ એને વાત કરી હોવી જોઈએ.

"તમને મળીને બહુ રાજી થયો," મેં એમને કહ્યું.

ઘણા કલાક અમે સાથે બેઠા. એ અમેરિકાના કાન્સાસ સંસ્થાનના રહીશ હતા, એટલે અમારામાં તરત જ પડોશીભાવ પેદા થયો.

"માનો કે આપણે કાલે એક મોટરબોટમાં આ બેટોની આસપાસ ફરી આવીએ, તો કેમ?" તેણે સવાલ કર્યો.

"વાહ, બહુ જ સરસ!" મેં કહ્યું.

"ત્યારે નક્કી જ. કાલે બપોરે જમ્યા પછી તુરત ધક્કા પર મળજો."

*

હું પહોંચ્યો ત્યારે તે રાહ જ જોતા હતા. બાલાલાથી તે એક હોડી લાવ્યા હતા.

અંદરના અખાતમાંથી નીકળી અમે કૂલિયનને કિનારે કિનારે હાંક્યું. અમારી સામે નાના નાના બેટોનો એક ઝૂમખો હતો. તેને વટાવતા વટાવતા અમે ખુલ્લા ચીનાઈ સમુદ્ર સુધી પહોંચી ગયા. બેટોના કિનારાઓ ઉપર ક્વચિત્ નીપાનું ઝૂંપડું દેખાતું. આ બધા ટાપુઓ કોઢિસ્તાનનો જ ભાગ છે. થોડાક લોકો એમાં નોખા રહે છે અને અઠવાડિયામાં એક વાર દવા અને ખોરાક લેવા સંસ્થાનમાં જાય છે. ઘણાખરા વાંસના તરાપાઓ પર જાય-આવે છે. તેમનાં ઘર પાસે નાના નાના મચ્છી-ફાંદા* હોય છે.

પાછા ફરતાં કોરનની વિલક્ષણ શોભાથી હું મુગ્ધ થયો. આખી લંબાઈમાં તેની ઊંચી અને ઊભી કરાડો સારી પેઠે અંદર સુધી પાણીથી કોતરાઈ ગઈ હતી. દરિયા અને પવનનો સખત ઘસારો તેના ખડકોનું રૂપ બદલ્યા જ કરતો હતો. વિશાળ અને ગંજાવર વૃક્ષોએ પોતાનાં મૂળ તેની ગોરાડુ માટીમાં ઘાલ્યાં હતાં. ઘસાતા ખડકો અને જંગલોની ઘટાનો આ વારાફરતી ક્રમ ટાપુમાં રમણીય ફેરફારોનો દેખાવ ઉપજાવતો હતો. એકેએક વાદળું, સૂર્યચંદ્રનો એકેએક દૃષ્ટિકોણ, તેના પરથી પસાર થતો એકેએક પવનનો સુસવાટો કે ગર્જના, પર્વતના વાંકાચૂંકા રૂપને નવીન શોભા બક્ષતાં હતાં.

"ત્યાં જવા ઇચ્છો છો?" હડસને પૂછ્યું.

"બને એમ છે?" મેં સામું પૂછ્યું. "ગમે તો ખૂબ, પણ ક્યાંય ચડાય એવું દેખાતું નથી."

---

* માછલી પકડવા માટે દરિયામાં ઊભા કરેલાં ચોકઠાંઓ.

"બહુ મુશ્કેલી વિના ચડાય એવી એક જગ્યા હું જાણું છું," હડસને જવાબ આપ્યો.

થોડે દૂર સુધી અમે કિનારે કિનારે બોટ હાંકી. પાણીમાંથી સીધી જ સેંકડો ફૂટ ઊંચી નીકળી આવેલી ઊભી ભીંતોના જેવી પર્વતની બાજુઓ પર એવી એક પણ જગ્યા મારી નજરે તો પડતી નહોતી કે જ્યાં માણસનો પગ ઠરી શકે.

"આ આવી પહોંચ્યા."

તે એક સાંકડો માર્ગ હતો. હતું તો માત્ર એક ઊંડું કોતર જ, પણ અમારી હોડી અંદર જઈ શકે એટલું પહોળું હતું. બેય બાજુ મિનારાઓ જેવી ઊંચી પર્વતની દીવાલોમાં થઈ અમે લગભગ પચાસ વાર આગળ વધ્યા, ત્યાં એક નાનો અખાત આવ્યો. જે નાળમાંથી અમે અંદર પેઠા હતા, તે સિવાય બીજી બધી બાજુથી તે મોટી મોટી બિહામણી કરાડોથી બંધ હતો.

અજાયબીથી મારું મોં ખૂલી ગયું. હડસને ઇંજિન બંધ કર્યું અને પૂર્વ સંચિત ગતિથી જ હોડીને આગળ ધસવા દીધી. તે મારો ચહેરો જોવા લાગ્યા અને મારો ભાવ સમજીને હસ્યા.

"મનાત નહીં એવું છે, ખરું?"

"હા," મેં જવાબ દીધો. "આવું સુંદર સ્થાન કોઈ હોઈ શકે એમ હું કદી કલ્પના કરી શકત નહીં."

અમારી ઉપરનું આકાશ જેમ સ્વચ્છ અને ભૂ રું હતું, તેમ નીચેનું પાણી પણ નિર્મળ તથા દૂધિયા કાચ જેવું હતું. તળિયામાં ધોળાં, કાળાં અને રાતાં પરવાળાંનું એક નાનું જંગલ જ હતું, તથા તેની શાખાઓમાં કાળી, સોનેરી, ભૂરી અને રાતી માછલીઓ, જાણે ફરતાં ઇન્દ્રધનુષ્ય હોય તેમ, ઘૂમતી હતી.

ભેખડોમાં જડ ઘાલીને ઊભેલા એક વિશાળ વૃક્ષની દરિયા પર ઝૂકી આવેલી ડાળો નીચે અમે હોડીને લીધી.

"ત્યાં જુઓ," હડસન બોલ્યા.

તેણે સૂચવેલી જગ્યા શોધતાં મને થોડી ક્ષણ લાગી. ઝાડની એક ઉપલી ડાળ પર એક સફેદ મોટો ફૂલરો (ઓરકિડ)* નીકળી આવેલો હતો.

"આ પૃથ્વી પરનું સ્થાન ન હોય," મેં કહ્યું. "સ્વર્ગ આવું હોય છે એમ તમારે કહેવું જોઈએ, ગુરુજી."

"હજુ બીજાુંયે બતાવવાનો છું."

હોડી કિનારાથી દશ ફૂટ દૂર રહી. ભેખડને લીધે વધારે નજીક લઈ શકાય એમ નહોતું.

"પાણી ખૂંદવા તૈયાર છો?" એમણે પૂછયું. "જરૂર."—"તો જોડા કાઢી નાંખો અને હાથમાં લઈ લ્યો. પેલા ચપ્પુની ધાર જેવા ખડકો પર એના વિના ઝાઝું વધી શકાશે નહીં."

હોડીનું નાનું લંગર ઉતારી તે પાણીમાં ઊતર્યા. હું પાછળ ચાલ્યો. કિનારે પહોંચ્યા. કિનારો શું, સાચું પુછો તો, છીછરા દરિયાનું એ તળિયું જ હતું. પણ ત્યાંનો ચડાવ જરા હળવો હતો. છતાં ખૂબ શ્રમભર્યો તો ખરો જ. પણ એ મને ટેકરાઓ ચડાવી ઉપર ને ઉપર દોરતા ગયા. કોઈક વાર વચ્ચે થોડી સપાટ જગ્યા આવતી.

હડસને ચેતવણી આપી. "અહીં તમારો પગ સંભાળી સંભાળીને મૂકજો. સમુદ્રનું ધોવાણ કોઈક વાર નીચેથી ચાલે છે, તેથી જમીન જગ્યાએ જગ્યાએ ખૂબ પોલી છે. શરીરનો ભાર મૂકયા પહેલાં નીચેની જમીનને પારખી લેજો. જો જમીન ભાંગે તો કહેવાય નહીં કે તમે કયાં જઈ પહોંચો. કહે છે કે એક અમેરિકન લશ્કરી જહાજના કેટલાક માણસો કોરન પર ઊતર્યા હતા તે એકાએક ત્યાં ગાયબ થઈ ગયા. તેમનું શું થયું તે કદી સમજાયું નહીં. છાપાંઓમાં આ વાત આવેલી અને એક માણસ પણ મને મળ્યો હતો જે કહેતો હતો કે તે પોતે એ જહાજમાં

* આંબા વગેરે કેટલાંક મોટાં ઝાડોના થડમાંથી ફૂલગોટા જેવો દેખાતો જુદા જુદા રંગોનો કંદવાળો ગુચ્છો નીકળી આવે છે. અંગ્રેજીમાં તેને ઓરકિડ (Orchid) કહે છે. ગુજ. વાંદો, હિંદી. बाँधा મરાઠી बांडगुळ અને સં. वृक्षादनी. પણ એ વનસ્પતિનો જ પ્રકાર છે. એને યુરોપમાં જુદો ઉગાડી અને વિવિધ રૂપોમાં ખેડયો છે. તેથી ઘણુંખરું આગળ ઓરકિડ શબ્દ પણ વાપર્યો છે.

હતો અને એ સાચી વાત છે. સાચી હોય કે ન હોય, પણ તમે સંભાળીને પગલાં માંડજો. જો તેઓ ગાયબ થયા હોય તો આવું જ કાંઈ થયું હશે."

એણે મને ખડકને વળગીને ચાલવા કહ્યું. પંદર કે વીસ મિનિટ ચાલ્યા પછી હું ટટાર થયો અને જમીન પરની નજર સામે ફેંકી. ત્યાં શું નજરે પડ્યું! જાણે એક મોટો ભૂરો આકાશનો ટુકડો આભમાંથી તૂટી પડ્યો હોય અને કોરનના ડુંગરાઓમાં ઝલાઈ ગયો હોય! હડસન પ્રસન્નતાથી હસતો હતો.

"હું તમને દેખાડવા માગતો હતો તે આ જ. છે કે નહીં અદ્ભુત? અને આટલી ઊંચાઈએ! આ એક સરોવર છે. હજુ કોઈએ એનો તાગ કાઢ્યો નથી. આ ટાપુ પર આવાં ત્રણ છે."

તેના કિનારા પર અમે પહોંચ્યા. મોટી ગોળમટોળ શિલા પર બેસી કોરનના કૈલાસ શિખરમાં કેદ થયેલા પાણીના આ હેરત પમાડનારા ભંડારને જોવા લાગ્યા. આ પાતાળ-ઊંડાં નીળાં પાણીના ગાંભીર્યમાં કાંઈ ભીષણતા માલૂમ પડતી હતી. એ પથરીલી નિર્જન ભૂમિમાં ચોમેર નજર ફેરવતાં મારા શરીરમાં એક ધ્રુજારી છૂટી.

અમે પાછા હોડી પર જવા ઊપડ્યા. અધરસ્તે હું એકદમ ઊભો થઈ ગયો. ભેખડની ધાર પર ઊગેલા એક મોટા ઝાડની સમુદ્ર પર ઝૂકેલી એક શાખામાં મારી નજર દોડી હતી.

"શું છે?" હડસને પૂછ્યું — "એક ભૂરો ઑરકિડ આટલો નાનો મેં કદી જોયો નહોતો. મારે તે હાથ કર્યે જ છૂટકો," મેં તે તરફ આંગળી બતાવી કહ્યું.

"એ લોભ છોડી દો. આ જૂના ઝાડની ડાળી તૂટી પડે તો તમારું હાડકુંયે શોધ્યું નહીં જડે."

"ના, ના, મારે એ જોઈએ જ."

હું ઝાડ પર ચડ્યો અને તે સુકુમાર ફૂલરા સુધી જેમ તેમ પહોંચી ગયો. એના કોમળ લાવણ્યથી હું સડક થઈ ગયો. . . . નીચે ઊતરીને મેં તે હડસનના હાથમાં મૂક્યો. હાથમાં ફેરવીને તેણે એને ધારી ધારીને તપાસ્યો.

"મને લાગે છે કે આ એક નવી જ જાત છે. થોડુંઘણું વનસ્પતિશાસ્ત્ર મેં ખેડયું છે. પણ આ જાત મેં કદી જોઈ નથી. હું એ મનીલા લઈ જાઉં? કદાચ આ જાતિને હું તમારું જ નામ જોડી શકું."

એ પહાડી કરાડોની નીચે દૂર સુધી સમુદ્રમાં અમારી હોડી ઊભી હતી ત્યાં મેં નજર નાંખી. મારા હૃદયના ઊંડાણમાં મને કંઈક અશાંત કરી રહ્યું હતું. રમણીયતા! જ્યાં જુઓ ત્યાં રમણીયતા પથરાયેલી હતી. ફૂલિયનમાં ભેગી થયેલી દુઃખની ધરતી પર કેટલી બધી આ અદ્‌ભુત રમણીયતા ઊપસી આવી છે.

સમુદ્રે કરેલા પર્વતના સતત ધોવાણથી આ સૌંદર્ય નિર્માણ થયેલું હતું. ધોવાણના જુદા જુદા ભાગો પર જુદે જુદે ખૂણેથી સૂર્ય-કિરણો પડીને પ્રતિબિંબિત થઈ રંગોનો આ રાસ દેખાડતા હતા.

મારા મનઃચક્ષુ સામે ખંડિયેર થયેલાં મઠો, મંદિરો અને મહેલોનાં રમણીય દૃશ્યો ખડાં થયાં. ત્યાંયે વિનાશમાં સૌંદર્ય છુપાયેલું હોય છે. તે જ નિયમ માણસને કાં લાગુ ન પડે? ખંડિત થયેલા મનુષ્યમાંથીયે સૌંદર્ય કાં ન પ્રગટી શકે? કુરૂપતા જ કેમ પ્રગટે? મારા મનમાં ચાલી રહેલા વલોપાતનો મને જવાબ મળી ગયો.

હું સિદ્ધ કરવા જેવાં કામો શોધીશ. જીવનને શૂન્ય કરવા માગતા કાળને હું ભોંઠો પાડીશ. હું સૌંદર્ય નિર્માણ કરીશ. મારા ભૂરા ફૂલરાને લાયક હું એક બગીચો બનાવીશ.

આ નવા સંકલ્પથી ઊભરાતા મને હું ફૂલિયન પહોંચ્યો. અત્યાર સુધી મારો વિચાર એટલો જ હતો કે ઘરને સ્વચ્છ અને સગવડવાળું કરવું અને જમીનને સાફ કરવી. હવે એ ભવિષ્યમાં કેટલી રૂપાળી બનાવી શકાય તેનાં ચિત્રો હું ખડાં કરવા લાગ્યો. કિનારા પર જઈ ત્યાં મેં નકશો દોરવા માંડયો. — ચોપાટીની બાજુએ ઊંચી નારિયેળીની એક હાર ઉગાડીશ. એને એવી રીતે લગાડીશ કે જેથી તેનાં સીધાં પાતળાં થડોની વચ્ચેથી દરિયો અને ફૂલિયનથી દૂર આવેલા બેટો નિહાળી શકાય. સવારના સૂર્યના આકરા તાપથી અને વાવાઝોડાના ભયંકર મારથી પહેરેદારની જેમ ઊભા રહી તે મારું રક્ષણ કરશે.

ઝાડીઝાંખરાં કાઢવાની શરૂઆત તો અમે કરી જ ચૂકયા હતા. હવે એ બધાં જ ઉખાડી નાંખશું. મારા નકશામાં બાગના મધ્યભાગમાં એક ગુલમોરનું ઝાડ વાવવા માટે મેં નિશાની કરી. એ એવી જગ્યાએ લગાડીશ કે મારી આંખો સવારના પહોરમાં પહેલવહેલી તેની છત્રી સમી લાલ ટોચ પર જ પડે. ઘર તથા દરિયાની વચ્ચે આવેલા બે સુંદર આંબા જેમના તેમ જ રાખવા છે. વાડને હું એવી રીતે ઢાંકી દઈશ કે જેથી તે માત્ર રાતી અને પીળી જાસુંદીની ઝાડી જેવી જણાય. ચોકના એક ખૂણામાં તીવ્ર ગંધવાળાં અને જૂના હાથીદાંત જેવાં 'ફ્રેંજિપાની' (ચમેલી)ના છોડ વાવીશ. ટેકરીઓની પાછળનાં જંગલોમાં જઈ ટૉમ અને હું વગડાઉ ફૂલરા (ઑરકિડો) શોધી કાઢશું. તેમને ટોપલીઓમાં રોપી પોર્ચમાં લટકાવશું. એમાં પ્રમુખસ્થાને મારો ભૂરો ફૂલરો રહેશે. પોર્ચના છાપરાની કિનારી પર પેલી, જમીનના આધાર વિનાયે હવામાંથી પોષણ ખેંચી ઝાડોને વળગીને રહે એવી, જીવનની તરસી અમરવેલીની ભારે શાખાઓ લટકતી કરીશ. નાજુક પણ ચીવટ હોવાથી તેમને બહુ આધારનીયે જરૂર નહીં રહે. થોડાક તારથી તે બાંધી રાખી શકાશે. તેનાં ઘેરાં લીલાં પાંદડાં મને ઠંડકનો ભાસ કરાવશે.

બેટના અંદરના ભાગના જંગલોમાં જાતજાતનાં તાડની જાતનાં ઝાડો થતાં હશે. અમે બંને મળીને ટેકરીઓ ઓળંગીને નાના નાના છોડો ઉપાડી લાવશું અને સૂવાની બારીઓની સામે તે રોપશું. ઉનાળાની ગરમ રાતે તેની લીલી ઝાવલીઓ હાલશે અને તેમાંથી વાનારો પવન, જાણે, સૂકી અને તરસી જમીન પર વરસાદ પડવા માંડયો હોય એવો અવાજ કરશે. ઘરની બહારની બાજુએ ભીંતો અને ઓટલા પર હું ભરચક અને ચમકતાં ભૂરાં અને લાલ ફૂલોવાળી ભુવનવલ્લરીઓ (ઘરવેલીઓ) ચડાવીશ. પેલી સિંગાપુરી કહેવાય છે તે કાંસાના જેવા રંગનાં ફૂલોની જાત પણ લગાડીશ. પૂરા પાંચ ફૂટ ઊંચા પૉઇન્ટસેટિયા (તાંબિયા પાન)નાં લાલ પાંદડાંનાં ફૂલો મારા બગીચાને ઝગઝગાવશે.

ઘરનું મોઢુંયે હું ફેરવી નાખીશ. એટલે કે, રસ્તા તરફના ભાગને હું ઘરની પછીત કરીશ, અને ચમેલીની વાડવાળા એ ચોગાનમાં મારી શાકવાડી કરીશ.

આટલે સુધી હું પહોંચ્યો ત્યાં ટૉમસ મને વાળુ કરાવવા આવ્યો. સાંજ ક્યારે થઈ તેની મને ખબરે પડી નહીં.

"જો ટૉમસ, આપણું આ ઘર સુધારવા આપણે શું કરવું છે તે તું સમજી લે તો સારું."

એ ઊભો અને દરેક ઝાડ તથા ઝાડીના મારા ઉત્સાહભર્યા વર્ણનને સાંભળવા લાગ્યો. હું બોલતો જ રહ્યો, એકાએક તેણે પોતાના શરીરનો ભાર એક પગ પરથી બીજા પગ પર ખસેડ્યો ત્યારે મેં તેની સામે જોયું. તેનું મોઢું ચિંતાતુર લાગ્યું. હું બોલતો અટક્યો.

"કંઈ મૂંઝાય છે?" મેં પૂછ્યું.

"હા સાહેબ. મને લાગે છે કે કદાચ પાપડી સાવ બળી ગઈ હશે." એના બાળમુખ પર વિષાદ હતો. હું હસી પડ્યો. પા..પ..ડી બળી ગઈ! મારા પિતાએ જેમ પોતાનો સંસાર રચ્યો તેમ આ હું મારો સંસાર રચી રહ્યો છું, ત્યારે એની પા..પ..ડી બળી જાય છે! પણ, ટૉમસનીયે પોતાની એક દુનિયા હતી ને? અને એ દુનિયામાં પાપડીનેય મહત્ત્વનું સ્થાન હતું.

"અરે, ભલા! હું જેટલો વખત બબડતો રહ્યો તેટલો વખત પાપડી ચૂલા પર હતી કે?"

"હાજી, તેનાયે પહેલાંથી."

"જા, જા, ટૉમસ. જઈને એને બચાવ, બચાવ." જ્યારે એણે જઈને જોયું કે પાપડીનું પાણી બધું બળી ગયું હતું, પણ શાક બળવા માંડ્યું નહોતું, ત્યારે તે ખુશ થયો. . . . હું પાછો મારી રમત, કામ અને કલ્પનામાં પડ્યો. હજુ સુધી તો આ ત્રણેય સાથે હતાં.

મકાનનું મોં ફેરવ્યા પછી ઉઠવા બેસવાનો ખંડ ચોપાટી તરફ રાખીશ. ઘર અને ચોપાટીની વચ્ચે લાંબું ખુલ્લું હરિયાળુ (લૉન, ઘાસ મેદાન) આવશે. આનો અર્થ એ કે જગ્યાનું પૂર્ણ રૂપાન્તર જ કરવું પડશે. બહુ મોડે સુધી હું આ કામની પાછળ મંડ્યો રહ્યો. આ બાજુની પડદી ઉખાડી, ત્યાં એક નવી બેસાડી. અર્થાત્, કાગળ પર અને કલ્પનામાં જ. મારા મનમાં એક યોજના ઊઠી કે એવી ગોઠવણ કરી શકાય કે જેથી બારીઓની નીચેની દીવાલ નીચે ઉતારી દઈ શકાય. આથી,

બારીઓને ઊંચી ચઢાવી દઈ, દીવાલોને ઉતારી દઈએ, ત્યારે ઓરડાની ત્રણ બાજુઓ લગભગ સાવ ખુલ્લી થઈ જશે. ઘરના એક છેડાથી બીજા છેડા સુધી પહોંચે એવો એક હોલ બનાવવાનો મેં વિચાર કર્યો. તેની બાજુમાં જ લાગીને એક સૂવાનો ઓરડો હશે. મુખ્ય મકાનની બરાબર નીચે ટૉમસનો ઓરડો આવશે. એને પોતાની માલકીનું રાજ મળશે એ આશાથી એ ઉમંગમાં આવી ગયો. ઝાડીઝૂડી સાફ કરેલી જમીનના જેવી જ દેખાય એવી માટીની સખત છો એની ફિલિપાઈન રુચિને વધારે પસંદ પડશે. મેડા કરતાં ત્યાં વધારે ઠંડક રહેશે. કપડાં ધોવા એક ધોબણને રોકી લેશું. આથી કોઠારની નાની ઓરડી સિવાયનો બાકીનો બધો ભાગ એની હકૂમતમાં રહેશે. એને તે જેમ સજાવવો હોય તેમ સજાવે.

સૂવાની ઓરડીને લાગીને એક બાથરૂમ બનાવવાની મેં યોજના ચીતરી. આ કેવળ શેખચલ્લીપણું જ લાગતું હતું, છતાં મેં મૂકી. હોલથી જરા આગળ અને સૂવાની ઓરડીની પાછળ રસોડાને જોડનારું બારણું રાખ્યું.

બધું પૂરું થયું ત્યારે રાત ખૂબ વધી ગઈ હતી. સાથે મારો ઉમંગ પણ ખૂબ વધેલો હતો. હું એવું એક ઘર બાંધીશ કે જે આખા ટાપુને શોભાડશે.

સવારથી જ અમે કામ શરૂ કર્યું. આખી જમીન ઉપર ઘાસ ઉગાડવું તથા છોડ અને વેલાઓની ભીડ કરવી એ ટૉમસને બહુ ગમતી વાત નહોતી. એ અસલ ફિલિપાઈન હતો. ઘરની આજુબાજુની થોડી જગ્યા તદ્દન સાફ કરી નાંખી, તેને હંમેશાં બિલકુલ મેદાન રાખવી એ એની રુચિ હતી. છતાં, જેટલી મદદ આપી શકાય તેટલી આપવા તે ખુશીથી તૈયાર રહેતો.

અમે સાફ કરવાનું શરૂ કર્યું. કચરો પુષ્કળ જ હતો. આથી, અમારું કામ ધીમે ધીમે ચાલતું હતું. જમીન બહુ સારી જાતની નહોતી. છતાં, તેને ફળદ્રુપ કરવાનો મારો નિશ્ચય હતો.

ડૉ. વિન્ટન તરફથી એક ચિઠ્ઠી આવી. એ ખૂબ કામમાં ડૂબેલા હોવાથી, મળવા આવી શક્યા નહોતા. પણ થોડા દિવસમાં છૂટા થશે

વગેરે. તેને આવતાં એક અઠવાડિયું લાગ્યું. તેટલા દિવસમાં આંગણા-માંનાં ઘણાંખરાં ઘાસઝાંખરાં અમે મૂળસુધ્ધાં ઉખેડી નાંખ્યાં હતાં અને જમીન ચોખ્ખી કરી હતી. હવે ઘરમાં ઊભા રહી ચોપાટી અને દરિયો જોઈ શકાતાં હતાં.

"આ તો ભારે કરી, નેડ!" તેણે જોઈને કહ્યું. "તમે રોકાયેલા રહો છો, ખરું?"

મેં એને મારી યોજનાઓ કહી. પણ તેટલાથી એને સંતોષ થયો નહીં. વિગતોમાં ઊતરી એણે જાતે નકશા જોવા માંડ્યા. લગભગ ભક્તની આતુરતાથી હું તેની તરફ જોઈ રહ્યો. આ બધું પાર પાડવું મારે માટે જરૂરનું હતું અને તેમાં એની મદદ ભારે કીમતી હતી. બધું જોઈ રહ્યા બાદ તે બોલ્યા:

"આ તો એક ભારે ચીજ છે, ભાઈ. તમારી આ વાડી આ ટાપુનું બધાને દેખાડવા લાયક એક ઘરેણું થશે. ન કરી શકાય એવું એમાં કશું જ નથી. તમે પૂરું કરી રહેશો ત્યારે મને આપણી જગ્યાઓને અદલબદલ કરવાની લાલચ થશે."

સ્નાનઘર — મને એ વિષે પૂછતાં સંકોચ લાગ્યો. મારી ખાતરી હતી કે એ અશક્ય છે. છતાં છેવટે હિંમત કરીને પૂછ્યું જ:

"આસપાસ ક્યાંય નજીકમાં પાણી મળે એમ છે ખરું? સ્નાનઘર બાંધી શકાય એવી કાંઈ ગોઠવણ બની શકે?"

"એમાં શક જ શું છે? તમારો નકશો જોયો ત્યારે મારું ધ્યાન તરત જ તે પર દોડેલું. અહીં નજીકમાં પાણી છે તે શું તમે હજુ જાણતા જ નથી? આ રસ્તે રસ્તે થોડે ઊંચે એક મોટું ઝરણું છે. તમે વાપરો છો તે પાણી ઘણુંખરું ટોમસ ત્યાંથી જ લાવતો હશે. એ ઝરાને ઉપરની બાજુથી વાળીને તમે નળ લઈ શકો. નીચેની બાજુથી લેવું સલામત નહીં થાય કેમ કે ત્યાં ધોબણો ધોબીઘાટ ચલાવે છે. ચાલો આપણે જોઈ જ આવીએ.

ઝરો મળ્યો. તે એક ધરો હતો કહીએ તો ચાલે. ડૉ. વિન્ટને કહ્યું હતું તેમ એની નીચેની બાજુએ ધોબણો ધોઈ રહી હતી જ.

"જોયું? અહીં પુષ્કળ પાણી છે. પણ મારા હરિયાળુ (લૉન)ની જરા ચિંતા લાગે છે. એનું ઘાસ સુકાઈ જશે અને પાછું ઊગશે જ નહીં. પણ આ ઝરાની નીચેની બાજુએથી પાછું બીજેથી તમે એને વાળીને પાઈપો મૂકી શકો અને તેનો ખેતીના કામમાં ઉપયોગ કરી શકો. ધોધ મોટો છે, ધોબીઘાટ તેમ જ તમારી વાડી બંનેને માટે પૂરો પડે એવો છે."

રૉબિન્સન ક્રૂઝો* પાસે મારા પર સરસાઈ કરે એવું કશું નહોતું. ખરું પૂછતાં મારી જ સરસાઈ હતી. કારણ કે મને પુષ્કળ સહકાર મળે એમ હતું. છતાં નવજીવન ઘડવામાં જાણે હું બીજો ક્રૂઝો હોઉં અને ટૉમસ મારો ફ્રાઈડે હોય એવું મને લાગતું. અમે ખૂબ મહેનત કરવા મંડ્યા. ક્યારે ક્યારે કામમાં ભંગાણ પણ પડતું. અમે ઘરમાંના પડદા ઉતારવા માંડ્યા ત્યારે ભારોટિયાં પડું પડું થયેલાં જણાયાં. ઊધઈએ બધાં ખાઈ નાખેલાં હતાં. આ ટાપુઓમાં ઊધઈનો ઘણો ઉપદ્રવ છે. લગભગ એકેએક વસ્તુ તે ખાઈ નાંખે છે. મોટામાં મોટા ઇમારતી લાકડાને એ સાવ અંદરથી કોતરી કાઢી અડતાં તૂટીને ભૂકો થઈ પડે એવા પોલા મધપૂડા કરી મૂકે છે. સદ્‌ભાગ્યે નીપાને તે ખાતી નથી. એટલે મારું છાપરું સુરક્ષિત રહેશે.

નાળિયેરી તથા તાડની ઝાવલીના ઝાંપા ગૂંથતા અમે શીખી લીધું. એ કળા ટૉમસને કંઈક આવડતી હતી જ. ઉપરાંત એ કામમાં કુશળ હોય અને અમને શીખવવા ખુશી હોય એવાં કેટલાંક સ્ત્રીપુરુષોને મેં રોક્યાં. એમને મહેનતાણું લેવા રાજી કરવામાં મને કંઈક મુશ્કેલીઓ નડી. જ્યારે તેમની ખાતરી થઈ કે હું પૈસા આપી શકું એવી સ્થિતિમાં છું ત્યારે તેઓ રોજી લેવા તૈયાર થયાં.

*

વિશેષ નવાજૂની વિનાના દિવસો જવા લાગ્યા. અઠવાડિયાં ગણતાં ગણતાં મહિનાઓ ગણાવા લાગ્યા. સરાડે પડેલા સાદા સમયપત્રક

---

* ડેનિયલ ડિફોની પ્રસિદ્ધ નવલકથાનો નાયક. તે એક નિર્જન બેટ પર ફસાઈ પડ્યો હતો. ત્યાં એણે કેવી રીતે જંગલમાં મંગળ કર્યું તેનું આમાં ઉત્સાહપ્રેરક વર્ણન છે. ફ્રાઈડે નામે એક ત્યાંનો આદિવાસી છોકરો તેને પાછળથી મદદગાર તરીકે મળી ગયો હતો.

મુજબ અમારું જીવન વહેતું હતું. મનીલાથી મારો સામાન નિયમસર આવ્યા કરતો. વિન્ટને ટૉમસ માટે કરેલી આગાહી ખરી પડી હતી. તે બહુ સરસ છોકરો નીવડયો હતો. આસપાસની સ્ત્રીઓની અને મારી મદદથી તે રાંધતાં શીખી ગયો હતો. ખાસ કરીને અમેરિકન વાનીઓ બનાવવામાં હું તેને મદદ કરતો. મારી મદદથી તે રાંધતા શીખી ગયો હતો એટલું જ નહીં, પણ વારંવાર કંઈક નવું નવું બનાવી મને તે ચકિત કરતો. ધીમે ધીમે અમારો ખોરાક અમેરિકન-ફિલિપાઈન મિશ્રિત બન્યો હતો. અમારાં કપડાં ધોવા મેં એક ધોબણને રોકી લીધી હતી. અર્થાત્ ડૉ. વિન્ટન મને પેન્શન અપાવવામાં સફળ થયા તેથી જ આ બધું થઈ શકયું. ટૉમને મેં લખી દીધું કે હવે મને પૈસાની જરૂર નહીં રહે. (અમારા કાગળો બેટમાંથી રવાના થયા પહેલાં જંતુનાશક દ્રવ્યોથી શુદ્ધ કરવામાં આવતા.) છતાં, નાતાલ ટાણે ટૉમે બસો ડૉલર મોકલ્યા જ. મેં કેટલુંક નવું રાચરચીલું અને બાથરૂમનો સામાન મંગાવ્યાં. રસોડામાં એક ખાળ અને બાથરૂમમાં એક ફુવારા નળ કરાવ્યાં અને જાતે જ અમારી સેપટિક ટાંકી* બાંધી. નાહવા માટે અમારે કદી પાણી તપાવવું પડતું નહોતું. અહીંની ગરમી જ તે કામ કરી દેતી.

વાડીનું કામ ધીરું ચાલ્યું. છતાં, પહેલા વર્ષને અંતે અમે ઠીક ઠીક પ્રગતિ કરી હતી. ટૉમસે અને મેં દિવસો સુધી જઈ જઈને અમારી પાછળના જંગલોમાંથી નાનાં નાનાં ઝાડો અને રોપા ઊંચકી આણ્યા હતા. જંગલમાંની જમીન ખણી કાઢી, તેની માટી, ખભા પર બબ્બે ડોલની કાવડ ગોઠવી, ઊંચકી લાવતા. કામ ધીમું ચાલતું, પણ મારો બધો વખત રોકાયેલો રહેતો. મનીલાથી મેં રસાયની ખાતર અને અમારાં હવાપાણીને અનુકૂળ હોય એવાં ઘાસનાં બીજ મંગાવ્યાં. પોર્ચની કિનારીથી તે નાળિયેરીઓની છાયા સુધી ગાલીચો તૈયાર થવા માંડ્યો હતો. ઝાડોની છાયા હજુ તો નાની નાની જ હતી, પણ બધા રોપા જોરદાર અને દૃઢમૂળ હતા. જાસુંદી જામી ગઈ હતી અને પોર્ચની

* પાણીના ધોધથી સાફ થનારા સુધરેલા દદણ જાજરૂ અને ખાળકૂંડી.

બાજુઓ પર વેલીઓ ચડી રહી હતી. મારું ગુલમોરનું ઝાડ પણ ઊગવા માંડ્યું હતું. મા સમા વહાલથી હું તેને ઊછેરતો હતો. અમરવેલી એટલી હદ સુધી ફાલી હતી કે સવારે પોર્ચમાં બેસી મારો નાસ્તો લઉં ત્યારે તે તડકાથી મને બચાવતી.

પેલા બે કદાવર આંબાની નીચેની જમીનનાં ઝાડીઝાંખરાં અમે સાફ કરી નાખ્યાં હતાં. આથી, દરિયા તરફનો ભવ્ય દેખાવ, જાણે, એ બે આંબાના કળાયુક્ત ચોકઠા ( ફ્રેમ )માં બેસાડ્યો હોય એવો સુરેખ લાગતો હતો. એ વૃક્ષો મારા ઘરની ખાસ શોભા હતી. એની છાયામાં અમે ધોળી રંગેલી થોડીક લાકડાની ખુરસીઓ ગોઠવી હતી. તે તૈયાર થઈ ગયા પછી ડૉ. વિન્ટને એક માણસને મોકલી એને દવાના ફુવારાથી નિક્ષેપ કરાવી લીધી. નીરોગી મળવા આવનારાઓ માટે તેમાંની કેટલીક ખુરસીઓ અલગ રાખી હતી. તે જ તેઓ વાપરતા. ટૉમસ કે હું તેને કદી અડતા નહીં, અને બીજા રોગીઓને પણ તેને ન વાપરવાની સૂચના આપતા.

ચોપાટી પર મેં થોડા બાંકડા ગોઠવ્યા હતા. રાત્રે વાળુ પછી ત્યાં બેસી હું તારા નિહાળતો. કોરનની ટોચ પાછળથી ધીમે ધીમે ઊંચે ચડતા ચંદ્રને જોતા રહેવાનું મને બહુ ગમતું. ઓગાળેલી ચાંદીની જેમ ટેકરીઓ પર ચાંદની પથરાતી. એક નવી દુનિયામાં હું રહેવા લાગ્યો હતો. અને લગભગ આદિકાળના મનુષ્યની જેમ જ દિવસે નહીં તેટલું રાતે અને રાતે નહીં તેટલું દિવસે, નવું નવું શીખતો હતો. આમ મહિનાઓ પર મહિનાઓ વીતતા ચાલ્યા.

## ૧૫

# બૉબ સેલર્સ

ફ્રૂલિયન આવ્યે બે વર્ષ થવા આવ્યાં ત્યાં એક દિવસ ટૉમ તરફથી માના મરણના સમાચાર મળ્યા. એનું શરીર કદી સશક્ત તો નહોતું જ. તેમાંયે છેલ્લા વર્ષમાં તે ધીમે ધીમે ઘસાતી જ ગઈ હતી. બહુ વૃદ્ધ તો ન કહેવાય, સાઠે પૂરાં થયાં નહોતાં. મા વિનાના ઘરની હું કલ્પના કરી શકતો નહોતો. . .

ઉપરાંત ટૉમે લખ્યું હતું કે "હું તને પેલી ભૂરી રકાબીઓ જે બાએ સંઘરી રાખેલી અને જે તને બહુ ગમતી, તે મોકલી રહ્યો છું."

એ રકાબીઓ મને ભૂતકાળની સૃષ્ટિમાં પાછી ખેંચી ગઈ. બાને એ પોતાના વિવાહમાં ભેટ તરીકે મળેલી. એ રકાબીઓનું સ્મરણ મને તાજું રહેતું, કારણ કે તે મારાં માતાપિતાના લગ્નદિન કે કોઈકના જન્મદિન જેવા હોંશના પ્રસંગોએ જ ઉપયોગમાં લેવાતી. તે વિલાયતી ચીની માટીની હતી; તેના છેડા સોનેરી હતા અને કિનારો ભૂરી, તથા વચ્ચેના ધોળા ભાગમાં રાતાં અને ભૂરાં ફૂલો ઉઠાવેલાં હતાં. આના કરતાં વધારે ગમતી ચીજ ટૉમ મને મોકલી શક્યો ન હોત. લાંબા પ્રવાસમાં સહીસલામત આવે તો બસ.

પાછો હું કાગળ વાંચવા લાગ્યો. ધંધો બહુ મંદીમાં હતો. પણ સાંભળ્યા મુજબ યુરોપમાં લડાઈ ફાટી નીકળે તો અમેરિકામાં તેજી આવશે એવી ચોમેર અફવાઓ હતી. કાગળના અંતિમ ભાગમાં આવેલાં વાક્યોએ મને ચિંતામાં નાંખી દીધો. તેમાં ટૉમે લખ્યું હતું કે, "કેટલાક લોક કહે છે કે આ લડાઈથી આપણો દેશ અળગો રહી શકશે નહીં. ભલે. જો એમ થશે તો હું એમાં જોડાઈશ."

આથી મને સખત આઘાત લાગ્યો. હું કુટુંબના વિચારમાં પડ્યો. ક્રાંતિથી માંડીને આજ સુધીની એકેએક લડાઈમાં અમારા કુટુંબે દર વખતે એક માણસને હોમ્યો હતો. હું કોઈ શાંતિવાદી તો નહોતો. છતાં, મારા

મનમાં એ ઇચ્છા વસી કે ટૉમ બહાર રહે તો સારું. લડાઈ . . . હું મારાં ચાઠાંના વિચારમાં પડ્યો. મારો કોઢ લડાઈનું ફળ છે. એટલું ઠીક છે કે યુરોપમાં ટૉમને એ થવા સંભવ નથી.

હું આવ્યો તે અઠવાડિયાથી જ નિયમિત રીતે ઉપચારો કરાવતો હતો. વિન્ટને મને સમજાવ્યું હતું કે રોગીઓના જથ્થા પાડી નાખવામાં આવે છે, અને એક એક જથ્થો અઠવાડિયામાં એક વાર દવાખાને હાજરી આપે છે. પુરુષો અને સ્ત્રીઓનાં દવાખાનાં જુદાં હતાં. આરોગ્યખાતાના અધિકારીએ એક નવી ચિકિત્સાપદ્ધતિ દાખલ કરેલી હતી. પણ તે લેવી ફરજિયાત નહોતી. એ પદ્ધતિ તે ચોળમોગરાના તેલના ઇંજેક્શનની. મોઢા વાટે એ દવા લેવાથી જે ફેર — ઊલટી વગેરે થાય છે, તેવું ઇંજેક્શનથી થતું નથી. ઘણા દરદીઓ ઇંજેક્શનને નામે ડરતા હોવાથી, તેમને જૂની રીતે ઉપચાર લેવાની છૂટ રાખેલી હતી. મેં નવી રીત પસંદ કરી હતી.

હું પહેલી વાર દવાખાને ગયો ત્યારની વાત. તે એક નાનકડું લાકડાનું મકાન હતું. હું પહોંચ્યો ત્યારે દરવાજામાં તેમ જ અંદર ઘણા માણસોની ભીડ જામેલી હતી. દરેકને પોતાની વારી માટે ખોટી થવું પડતું. તે દરમ્યાનમાં અમે એક બીજાનો પરિચય કરી લેતા. કોઢિસ્તાન તથા તેના રહીશોની વાત પહેલી છેડાતી. પછી સામાન્ય વાતો. લોકો યુ. સ્ટે.ની વાતોમાં ઘણો રસ લેતા. પણ તેઓ પૂરા વિનયથી પૂછતા, અને જ્યારે પણ મને બોલવાની ઇચ્છા થાય ત્યારે હમેશાં ધ્યાનપૂર્વક મારી વાતો સાંભળતા.

અમારો ઉપચાર કરનારો દાક્તર ડૉ. ક્રિસોલ્ગો નામે વિન્ટનનો એક મદદનીશ હતો. એની મદદમાં એક કેળવાયેલી નર્સ હતી. તે નાના ઓરડાની ભીંતોને અડીને થોડી લાકડાની ખુરશીઓ અને બે લાકડાનાં મેજ હતાં. એક મેજ આગળ નર્સ બેસતી. તેની પાસે દરેકનાં કાર્ડ હતાં. તેમાં દરેક દરદીનાં નામ અને રોગની નોંધ માંડેલાં હતાં. હું પહોંચ્યો ત્યારે મારું કાર્ડ કાઢીને તૈયાર હતું. ડૉક્ટર તેમ જ નર્સ બંનેએ મને મારું નામ લઈ પ્રસન્ન વદને બોલાવ્યો. દવાના

પાણીથી પોતાના હાથ ધોતાં ધોતાં ડૉ. ક્રિસોલ્ગોએ મારી વર્તમાન તબિયત વિષે મને ઘણા સવાલ પૂછ્યા,

"મેં સાંભળ્યું છે, મિ. ફરગ્યૂસન, કે તમે તમારાં ઘર અને જમીન સુધારવામાં મશગૂલ થયા છો. એકાદ દિવસ તમારું ઘર જોવા આવવા રજા છે ને? ડૉ. વિન્ટન તેનાં બહુ વખાણ કરતા હતા."

પછી કૂલિયન આવ્યા પહેલાં મેં લીધેલા ઉપચારોની વિગતો મને પૂછી અને તેની નોંધ કરી.

"દર મંગળવારે આ વખતે આવવું તમને અનુકૂળ થશે, મિ. ફરગ્યૂસન?"—નર્સે પૂછ્યું.

મારી અનુકૂળતા! મારે બીજો ધંધો જ શો હતો? પણ સામાની આટલી રુચિ-સગવડ સંભાળવાવાળા લોકો મેં કદી જોયા નહોતા. કામદારો (સ્ટાફ)ના પ્રમાણમાં દરદીઓની સંખ્યા ઘણી વધારે હતી. છતાં મને કયો વાર અને વખત અનુકૂળ થશે તે તેઓ તપાસતા હતા. "તદ્દન અનુકૂળ છે," મેં ખાતરી આપી.

ડૉ. ક્રિસોલ્ગોએ જણાવ્યું, "આ ઇંજેક્શનો માંસમાં (ઇન્ટ્રા મસક્યૂલર) અપાય છે. પણ દિલગીરીની વાત છે કે કેટલાક રોગીઓ કોઈ પણ જાતનો ઉપચાર લેતા નથી. હજી સુધી અમે તે ફરજિયાત કર્યાં નથી. પણ, મિ. ફરગ્યૂસન, તમે તો સમજુ છો અને હું આશા રાખું છું કે તમે તે ખંતપૂર્વક ચાલુ રાખશો. એ સાચું છે કે હજુ આ ઉપચાર સાવ નવા છે, તેથી પરિણામ વિષે કશું કહી શકાતું નથી. પણ અમને સર્વેને તેમાં ઘણી આશા છે."

મેં બરાબર નિયમસર આવવાનું વચન આપ્યું.

મારા પર ઇંજેક્શનનું શરૂઆતનું વિ-પરિણામ (રીઍક્શન) બહુ ન થયું. સોય ટોચાવવી તો કોને ગમે, પણ લીધા પછી મને ઝાઝું દુખ્યું નહીં. કેટલાકને ઇંજેક્શન પછી તરત જ સખત ઉધરસનો ઉછાળો આવે છે અથવા ચક્કર આવે છે. સદ્‌ભાગ્યે, હું બંનેમાંથી બચ્યો. જ્યારે પણ હું જતો ત્યારે બીજાઓ પર ઉપચારનું શું પરિણામ થાય છે તે ઝીણવટથી તપાસતો. ઘણાખરા બીજા દરદીઓમાંયે આ કુતૂહલ હતું. સોય ટોંચાય તે વેળા મોઢા પર થનારા ભાવોનું નિરીક્ષણ

કરી તેમના મનમાં શું વિચારો ઊઠતા હશે તેની કલ્પના કરવાનું મને મન થતું. ઉપચારો વિષે તેમના મનમાં કેવા ભાવો ઊઠતા હશે? આવી પડેલી પીડા ભોગવ્યે જ છૂટકો એટલું જ તે વિચારતા હશે કે એની સાથે કાંઇક આશાયે રાખતા હશે? થોડો કાળ આ ટાંચામણી સહન કરી લેશું તો એક દિવસ સાજા થઈને પાછા ઘરભેગા થઈ શકશું એવાં સ્વપ્નાં તે સેવતા હશે?

અમારું કામ જેમ જેમ પૂરું થવા આવ્યું, તેમ તેમ ટૉમસે અને મેં અમારો શ્રમનો સમય ઘટાડ્યો. બાઇબલમાં સૃષ્ટિ ઉત્પત્તિના પર્વમાંના પહેલા અધ્યાયનું રહસ્ય હું હવે અનુભવવા લાગ્યો. ભગવાન સૃષ્ટિ રચતા ગયા અને પોતાની રચના સરસ થયાનો સંતોષ પામ્યા. મારી પણ એ જ સ્થિતિ હતી એમ હું કહી શકું. . . . આ જગ્યા જેટલી મારી તેટલી જ ટૉમસનીયે હતી એમ તેના મન પર ઠસાવતાં મને થોડી મહેનત પડી. પણ છેવટે તે એમ માનતો થયો. પછી તો તેને પોતાના ઘરનું ખૂબ મમત્વ લાગવા માંડ્યું, અને પોતાના મિત્રોને બોલાવી બધું અભિમાનપૂર્વક બતાવવા લાગ્યો.

કૂલિયનનાં બે વર્ષ દરમ્યાન ટૉમસનું શરીર ઝપાટાબંધ વધવા લાગ્યું હતું. જોકે પરીક્ષાઓમાં કોઢના ચેપનાં ચિહ્ન તેના લોહીમાં હોવાનું જ હજુ જણાતું હતું, છતાં એ રોગ વધતો હોવાનુ કોઈ લક્ષણ દેખાતું નહોતું. મુશ્કેલીથી જોઈ શકાય એવું એક ચાઠું એના મોં પર હતું, અને બે તેના થાપાઓ પર હતાં. આ ચાઠાં તથા પરીક્ષાઓનો રિપોર્ટ બાદ કરીએ તો તે એક તંદુરસ્ત દેખાવડો છોકરો લાગતો હતો. પરિશ્રમ એને માટે લાભકારક હતો. મારી ઝાઝી મદદ વિના તે હવે ઘરનો કારભાર ચલાવી શકતો હતો.

*

ઉનાળાના અંત ભાગમાં એક અતિ ગરમીને દિવસે હું પોર્ચમાં બગાસાં ખાતો પડ્યો હતો. ટૉમસ ટપાલ લાવવા ગયો હતો, તેની આવવાની હું રાહ જોતો હતો. બેટ-બેટ વચ્ચે ચાલતી લોકલ સ્ટીમરનો પૂંગો હમણાં જ સંભળાયો હતો. વાડીનો દરવાજો ખુલ્યાનો અવાજ આવ્યો. ટૉમસ આવ્યો એમ ધારી મેં આતુરતાથી ઊંચું જોયું. પણ

ટૉમસ નહોતો. એક ઊંચો, દાઢીવાળો, અજાણ્યો માણસ દેખાયો. કોઈ અમેરિકન માલૂમ પડતો હતો. પગથીઓ સુધી આવી તે મારી સામે નજર માંડી ઊભો.

"મને ઓળખ્યો નહીં, ખરું ને?"—મને અવાજ જાણીતો લાગ્યો. હું હજુ નામ યાદ કરતો હતો, ત્યાં તેણે જ કહ્યું,

"હું બૉબ — બૉબ સેલર્સ."

"બૉબ સેલર્સ! ભલા ભગવાન, તું કેવી રીતે અહીં આવી ચડ્યો? અહીં! — તનેય અહીં દરદી તરીકે તો મોકલ્યો નથી ને?"

"ના, ના, એમ નહીં. હું તને મળવા જ આવ્યો છું."

"બૉબ, આ તો તેં 'ભયંકર' ભલું કર્યું. આવ, આવ. જો પેલા આંબા નીચે મુલાકાતીઓ માટે કેટલીક ખાસ ખુરશીઓ રાખી છે, તેમાંથી એક લઈ આવ."

"હું ડરતો નથી. મને તો તારી અદેખાઈ આવે છે."

હું ચોંક્યો. બૉબ ખૂબ વધી ગયેલો હતો. મારા કરતાંયે તે જાડો, ઊંચો અને ભારે દેખાતો હતો. અને મારું વજન કંઈ જેવું તેવું નહોતું. તે વખતે પૂરા ૧૮૫ રતલ હતું. એ દેખાતો હતો તંદુરસ્ત, પણ એનાં કપડાં ઠીક નહોતાં.

"તને મારી અદેખાઈ! તું જાણે છે કે હું તો કોઢી છું."

"હા, જાણું છું. પણ હુંયે એક પ્રકારનો કોઢિયો જ છું. હું એક સ્વદેશ વિનાનો અને તેથીયે ભૂંડું, સ્વજનો વિનાનો પુરુષ છું. હું ગાંડાની જેમ બોલું છું એમ લાગે છે? માની લે કે ગાંડો થયો છું અથવા તેની તૈયારીમાં છું. હકીકત એ છે કે હું પરણ્યો છું અને બચ્ચરવાળ થયો છું. પોલીસની નોકરીમાં હતો ત્યારે એક છોકરીના પ્રસંગમાં આવ્યો. અર્થાત્, તે અહીંની વતની હતી. એ રૂપાળી હતી અને તેના પ્રેમમાં હું પડ્યો. અમે પરણ્યા. મારી પત્ની એક સરસ સ્ત્રી છે. નેડ, મારી નોકરીની મુદત પૂરી થયા પછી મેં ઇલોયલોમાં એક હોટલ ચલાવવાનો ધંધો શરૂ કર્યો. પણ તેમાં ફાવ્યો નહીં. મારી પત્નીનાં સગાંવહાલાં ખાનદાન ફિલિપીનો છે. પણ મારો તેમણે ત્યાગ કર્યો છે. પૈસા કમાવાની કંઈ આશા જોતો નથી. અમને પાંચ બાળકો છે. હું

મારી પત્નીને ચાહું છું અને માનું છું કે તેનોયે મારા પરનો ભાવ હજુ કાયમ છે. પણ તું જાણે છે કે ફિલિપીનો કેટલા કુટુંબવત્સલ હોય છે. અમારી દુર્દશાથી તેનું હૃદય ચિરાઈ જાય છે. તે ભાંગી ચાલી છે. નેડ, મને કોઈ વાર લાગે છે કે હું એને છોડીને દેશ ચાલ્યો જાઉં તો કદાચ એની સ્થિતિ સુધરે. પણ આ બાળકો છે ને! તે તો મારાંયે છે. આ બધાનો વિચાર કરું છું ત્યારે ભેજું ચસકી જાય છે."

બૉબ ત્રણ દિવસ રોકાયો. વિન્ટને બાલાલામાં તેની રહેવાની વ્યવસ્થા કરી. રોજ સવારે વહેલો તે તાજો થઈને આવતો. એક થેલીમાં પોતાનું ખાવાનું લાવતો અને અમે ગત દિવસોની વાતો કરતા.

પહેલા દિવસનો બૉબ તે મારો જૂનો બૉબ નહોતો. એ સાવ હતાશ થયેલો માલૂમ પડતો હતો. એના મોં પર ચિંતા અને આંખોમાં દુઃખ દેખાતાં હતાં.

"નેડ, જ્યારે તને પહેલવહેલાં સાચી વાત જણાઈ, ત્યારે તેં તે કેવી રીતે સહન કર્યું?"

"બિલ ટૉમસન અને મારા ભાઈએ મને આપઘાત કરતાં બચાવ્યો. તેમણે મારામાં આશા અને વિશ્વાસ રાખ્યાં. હું તેમને કેમ દગો દઉં?"

મેં એને બિલના શબ્દો કહ્યા. એણે કહેલું કે, "પડીને કે લડીને ઝીલવાનું તો રહ્યું જ; તો પડીએ શું કામ, લડીએ જ ને?"

"તારામાં ધૈર્ય છે, નેડ."

"તારામાંયે છે."— એની આંખો ચમકી. "તું શું સાચે એમ માને છે, નેડ?"

તે આખો દિવસ ફરી તેણે એ વાત કાઢી નહીં. તે પછી એ પહેલા કરતાં બહુ થોડું બોલ્યો. બીજે દિવસે એ સાવ બદલાયેલો માણસ લાગ્યો. એનાં પગલાંમાં સ્ફૂર્તિ આવી.

"નેડ, હું નવેસરથી જીવન શરૂ કરીશ. બૅંગુએટ પ્રદેશમાં એક નાની સોનાની ખાણ છે. કદાચ હું તેમાં દાખલ થઈ શકું, અને પાછળથી મારા કુટુંબનેયે બોલાવી લઈ શકું. તે એક સુંદર પ્રદેશ છે, મારી પત્નીને ગમે એવો — ખાસ કરીને જો હું કમાતો થયો તો."

બૉબ, શરૂઆત કરવા તને થોડી મૂડી જોઈશે. મને મદદ કરવા દે. મને થોડી આવક છે, અને તેની બહુ જરૂર મને પડતી નથી.''

"તારા પૈસા મારાથી ન લેવાય."

"જરૂર લેવાય, એથી મને કેટલું સારું લાગશે."

"એમ જ તું માનતો હોય તો તો જુદી વાત છે. મને બહુ થોડી રકમ જોઈશે અને બનશે તેટલી જલદી હું તે પાછી વાળીશ. નેડ, તેં આજે મને ઉગાર્યો છે.''

"એવાં ગાંડાં ન કાઢ."

બીજે દિવસે એ ગયો. — એક નીરોગી માણસ બસો માઈલ દૂરથી, મારી — એક કોઢિયાની — સલાહ લેવા આવે ! એ વિચાર જ મારા મનોબળને માટે પુષ્ટિદાયક થઈ પડચો !

## ૧૬

# ફરજિયાત બેકારી

બોબના આવી ગયા પછી અને ચોમાસું બેઠા પહેલાં એક દિવસ ડૉ. વિન્ટન મળવા આવ્યા. અમે બહાર હરિયાળુ પર આંટા મારવા લાગ્યા.

અણિયાળા પથરા અને કાંટાળી વનસ્પતિ કાઢીને ટૉમસ અને મારા પૂરતું અમે દરિયામાં એક તરામણું* તૈયાર કર્યું હતું. પણ તે હંમેશા સલામત નહોતું. કોઈ કોઈ વાર તેમાં શાર્ક માછલી ચડી આવતી. તેને અટકાવવા અમે એક જાળ જેવું તો બેસાડયું હતું, પણ ભરતી વખતે તે વારંવાર ખેંચાઈ જતું અને નવું કરવું પડતું. ઉપર કહ્યું તે દિવસે અમારા ટાપુ પર ગરમીની તો જાણે ધાબળી પથરાઈ હતી. તરવા પડેલા ટૉમસનું માથું વચ્ચે વચ્ચે પાણીમાં નાચતું હું જોતો હતો. ચોપાટી પર હવાની નાનીશી લહેરનુંયે નામ નહોતું. કિનારાનું પાણી સ્થિર નિર્મળ હતું. વેલીઓમાંના તીતીઘોડાઓનો તીણો અવાજ અમારા અવાજને દાબતો તાર સ્વરમાં અણથોભ્યે ચડયો જતો હતો, અને અમારા કાનના પડદા જાણે હમણાં ચીરાઈ જાશે એવી જ્ઞાનતંતુઓ પર તાણુ લાવતો હતો. પછી, એટલામાં તે એકાએક બંધ પડી જતો અને તે નીરવતા પણ તેના ધ્વનિ જેટલી જ અકળાવનારી લાગતી હતી. વળી, એટલામાં કોઈક સરડાનો કર્કશ અવાજ તે શાંતિનો ભંગ કરતો, અને પછી પાછા તીતીઘોડા પોતાનું બૅન્ડ શરૂ કરી દેતા.

સંસ્થાના નિયમો સાચવતા છતાં મિત્રોની પરોણાગત કરવા માટે મેં મુલાકાતીઓની છાપરીમાં કેટલાંક હળવાં પેયો રાખવાની રીત કાઢી હતી. માત્ર પરોણાઓને બાટલીઓ પોતાને હાથે જ ખોલવી પડતી, અને પોતાના પ્યાલા તેમને પોતાની સાથે લાવવા પડતા. વિન્ટને તાનસાનનો પ્યાલો હાથમાં લેતાં લેતાં કહ્યું, “આ તીતીઘોડા મહા દુષ્ટ છે.”

---

* જેમાં સલામત રીતે તરવું ફાવે તેવો આંકેલો સગવડવાળો ભાગ. સ્વીમિંગ બીચ કે બાથ.

"છે તો ખરું એમ," મેં જવાબ વાળ્યો. "પણ તેનાયે કરતાં એક ચીજ વધારે દુષ્ટ છે તે આ કામ વગરના દિવસો. તમે જાણો જ છો કે મારો રોગ હું આવ્યો તે કરતાં વધ્યો ન હોય તોયે ઘટ્યો તો નથી જ."

"એ વાત તો સાચી છે. પણ આશા છોડશો નહીં, નેડ. અમને સૌને શ્રદ્ધા છે કે આ ઇંજેકશનો અદ્ભુત કામ કરશે.

"પણ વિન્ટન આ એક લાંબી ધીરજનો ખેલ છે. અને તે જ મોટું દુઃખ છે. હું ક્યાર ક્યારનો એ ખેલી રહ્યો છું. મારા ઘરનું કામ પૂરું થયું અને હવે મારી પાસે કશું કામ ન મળે. આળસુ જીવનનો સામનો કરવાના વિચારથી હું ત્રાસી ઊઠું છું. જો મારે સવારથી રાત સુધી અહીં જ બેસી રહી મારા શરીરના ધીમે ધીમે થનારા વિલયનું જ ધ્યાન ધરતા રહેવાનું હોય, તો — ના, એ મારાથી નહીં થઈ શકે."

હું અટક્યો. મહિનાઓથી મારા મન પર સવાર થયેલા વિચારોને આજે હું પહેલી વાર વૈખરીમાં મૂકી રહ્યો હતો. મારી વાણીમાં આવેલી ગંભીરતા — બલ્કે જુસ્સાથી, મને પોતાને જ નવાઈ લાગી.

"હું સમજું છું. પણ આવા સ્થાનમાં કામ પૂરું પાડવું સહેલું નથી."

"પણ તેમ ન હોવું જોઈએ. લોકોને માટે કામ તો ગોતવું જ જોઈએ."

"પણ તે શી રીતે થઈ શકે? એક તો તમે લોકોના ઘરમાં પેસી તેમના બાપ કે દીકરાને — તે કોઢિયો હોવાને કારણે — ગિરફતાર કરી અહીં લઈ આવો, અને પછી તેમની પાસે અહીં ફરજિયાત કામ કરાવો એ કેમ થઈ શકે? ઉપરાંત એમાંના કેટલાક તો કામ કરવાને લાયક જ નથી."

"ફરજિયાત ન કરાવી શકો એમ બને. પણ, દાક્તર તરીકે મને તમારો મત કહો કે લોકોને એટલે કે દરદીઓને વાજબી પ્રમાણમાં કામ હોય તો તેમની તબિયતને નુકસાન થાય કે ફાયદો થાય?"

"એનો જવાબ તો તમે જાણો જ છો, નેડ. જો દરદીને પોતાનું કામ કરવામાં સુખ લાગતું હોય, તો તેને ફાયદો જ થાય. અલબત, તે ગજા ઉપરાંત મહેનત ન કરે તે સંભાળવું રહ્યું."

"ઠીક. ત્યારે જુઓ અહીં સાડાત્રણ હજારથી વધારે માણસો છે. એમાંના ઘણાં પાછાં કદી ઘરભેગાં થશે નહીં. તો તેમને અહીં જ જીવન જેવું કાંઈક સાંપડવું જોઈએ."

"કેટલાકને માટે ધંધા છે. દાખલા તરીકે, વસ્તુભંડારોમાં. કેટલાકને અમે શિક્ષકો તરીકે રોક્યા છે. પણ તમારું કહેવું સાચું છે. કામની કોઈ રીતસર યોજના અમારી પાસે નથી."

"આ મારી જગ્યા જુઓ, વિન્ટન. પહેલેથી છેલ્લે સુધી મેં અહીં ઘણા માણસોને રોકયા હતા. હું તેમની જોડે વાતો કરતો ત્યારે તે દરેક જણ કામના ભૂખ્યા દેખાતા હતા. કમમાં કમ મને તો એમ બતાવતા જ હતા. હું કબૂલ કરું છું કે મારું કામ નિયમિત ધંધાના રૂપનું નહોતું, અને તેમાં તેમની રોજી પણ નજીવી હતી."

"એ જ તો વાત છે. તમારા કામ જેવું પ્રસંગોપાત્ત કામ નીકળી આવે છે. પણ નાતાલથી નાતાલ સુધી કયું કામ તમે તેમને સતત આપી શકો? એક પણ સૂચવી શકતા હો તો સૂચવો."

"ભલે. એક બહારની કંપનીને માછલી પૂરી પાડવાનો તમે કંટ્રાકટ આપ્યો છે. માછલી તો અહીં જ હાજર છે. તમારા દરદીઓમાંના ઘણા મૂળે કોળી છે. ઘણા થઈ શકે એમ છે. તેમને કાં તક ન આપો?"

"પહેલી વાત તો એ કે તે સાવ અશક્ય છે. લગભગ ચાર હજાર માણસો માટે રોજ કેટલી મચ્છી જોઈએ તેનો તમને ખ્યાલ નથી. દરદીઓ પાસે તેને માટે પૂરાં સાધનો નથી. હોય તો પણ તેમને ભરોસે રહી શકાય નહીં. તેઓ તેને પહોંચી જ ન શકે."

"એ ખરું કે એવા ઘણા છે કે જેમને ભરોસે રહી ન શકાય. જ્યારે તમે લોકોને મફત અન્નવસ્ત્ર આપો ત્યારે એવા ઘણા નીકળવાના જ કે જે આખો દિવસ તડકામાં જ બેસી રહે. બધે જ આમ થાય, અહીંની એ વિશેષતા નથી. પણ, મેં કહ્યું તેમ, એવાયે અહીં ઘણા છે, જે કામ માગે છે. અલબત, તે યશસ્વી કરવું હોય તો યોજનાપૂર્વક થવું જોઈએ. પણ એ થઈ શકે એવી વાત છે. જો યોજના આકર્ષક હોય તો જેઓ હાલ માત્ર રસળ્યા કરવાનું જ પસંદ કરે છે, તેઓ પણ બીજી રીતે વિચાર કરતા થશે. હું સ્વીકારી લઉં છું કે આવતી કાલથી

જ તમે ચાર હજાર માણસને મચ્છી પૂરી પાડવા તેમને કહો તો તે ન થઈ શકે. પણ જરૂરિયાતનો થોડો ભાગ તેઓ જરૂર આપી શકે. આ તો, તમે માણસોને પકડી લાવી એમને ફરજિયાત બેકાર રહેવાની સજા કરો છો. તે છતાં, જેટલે અંશે કોઢિસ્તાન જોવા જેવું લાગે છે, તેનું શ્રેય તેમને જ ઘટે છે. ઈશ્વર જ જાણે છે કે એમ કરવા માટે તેમને કશો જ પ્રેરક હેતુ નથી. તેમની દુકાનો માટે તેમને જ યશ ઘટે છે. સ્ત્રીઓ ધોકા મારીમારી ઊજળાં દૂધ જેવાં કપડાં રાખે છે, તે યશ પણ તેમને જ છે. પણ, તેમને માટે બહારનાં બજારો તો બંધ છે જ, ઉપરાંત તમે અંદરનાં કામ પણ સાજા લોકોને સોંપી તેમનાં અંદરનાં બજાર પણ બંધ કરી દીધાં છે. મને તો આ બિલકુલ અઘટિત લાગે છે."

આ ટીકા એમને ખૂંચી. હાથમાંની ચલમનું મોં એમણે મુઠ્ઠીમાં મરડતાં કહ્યું : "તમે કરાવવા શું માગો છો?"

"અમુક અંશે તાજી માછલી પૂરી પાડવાનો હું કંટ્રાક્ટ માંગું છું. બહારનાઓને જે ભાવ તમે આપતા હો તે જ અમને આપજો. હું માણસોને જમાવીશ. હું જાણું છું કે કેટલાક માણસો કામ મેળવવા ઇંતેજાર છે."

"એમ કરવા બેસશું તો રૂઢિગત માન્યતાઓનો વિરોધ આવશે. ઘણા એમ માનવાવાળા છે કે કોઢિયાઓ પાસે કશો શ્રમ ન કરાવવો જોઈએ. ઉપરાંત, તબિયત બગાડ્યા વિના કોણ કામ કરવાને લાયક છે તેનાં પ્રમાણપત્ર આપવાની મારા પર દાક્તર તરીકે જવાબદારી આવી પડે."

હું હસ્યો. "ફાધર મારેલ્લો અને મિ. હડસન મારા વિચાર સાથે મળતા છે. મારે ત્યાં મજૂરો કામ કરતા હતા, ત્યારે મેં તેમની જોડે ચર્ચા કરેલી. આ માછી કામ વિષે નહીં. પણ સામાન્યપણે પરિશ્રમ વિષે."

"હશે. પણ ધારો કે હું તમને કંટ્રાક્ટ આપું, અને તમે કોઈ દરદીને કામ આપો, અને તેને રોગનો તીવ્ર હુમલો થઈ આવે તો હું મુશ્કેલીમાં આવી પડું. આપણે અમેરિકનોએ આ ટાપુઓમાં દરેક પગલું લેતાં પહેલાં વિચાર કરવો જોઈએ. અહીં ઢગલાબંધ એવા રાજકીય નેતાઓ છે કે જે આ જગ્યાથી સો માઈલના ઘેરાવામાંયે કદી આવશે નહીં, છતાં

શું કરવું તે અચૂક જાણે છે. અને પછી, તેમાં તમારો ભાગ. મૅનેજર તરીકે તમે કાંઈ પગાર લેશો એટલે તમે તમારા સાથીઓને ચૂસનારા એક ચાલાક અમેરિકન જ છો એમ લેખાશે. મને આ પ્રયોગ કરવો ગમે, પણ એ કેમ થઈ શકે તે મને સમજાતું નથી.''

" પૈસાની બાબત સહેલી છે. મને મારું પેન્શન અને ઘર મળ્યાં છે. મારો ખરચ થોડો છે. મને કંઈ આપશો નહીં. આથી ચળવળિયાનાં મોઢાં બંધ થઈ જશે. પછી મજુરોમાં જ બધો નફો વહેંચાય એવી કંપની ઊભી કરશું. તેમાં જે બીજાઓને મળશે તે મને મળશે. મારે માટે કમાણી મહત્ત્વની વસ્તુ નથી."

ડૉ. વિન્ટન વિચાર કરવા લાગ્યા. પવનની થોડીશી લહેર શરૂ થઈ અને નારિયેળીના પાંદડાં ધીમે ધીમે ઝૂલવા લાગ્યાં. તીતીઘોડાનું તીણું બૅન્ડ બંધ પડયું.

" આ વરસાદ જલદી આવવાની નિશાની મનાય છે," એમ કહી દાક્તર ઊઠયા. ચલમને ડાબા હાથની હથેલીની એડી પર ટપકારી તેમાંની રાખ કાઢી નાંખી અને દરવાજા તરફ જવા ઉપડયા. ત્યાં ઊભા થઈ ગયા અને મારી સામે નિગાહથી જોવા લાગ્યા. " તમારી મચ્છી કંપનીનો હું વિચાર કરીશ. નેડ, શિવ-રાત !"

રસ્તે પડતાં સુધી હું તમને જોતો રહ્યો. નર્યા દાક્તરી દાયરામાંથી તેને બહાર કાઢવામાં અંતે હું સફળ થયો. હવે એ શુદ્ધ માનવ દૃષ્ટિ-બિંદુથી આ પ્રશ્નનો વિચાર કરતા થયા.

૧૭

# કૂકડા લડાઈ

રેવરન્ડ હડસન કેટલાંક અઠવાડિયાંથી આવેલા હતા. અને પાંચમી જુલાઈએ સેબુથી નવા દરદીઓને લઈ આવનારી સ્ટીમરની વળતી મુસાફરીમાં મનીલા પાછા ફરવાના હતા. તેના કેટલાક દિવસ પહેલાં જ તે મારી વિદાય લેવા આવી ચડ્યા.

મકાનને છેડે ટૉમસ પલાંઠી વાળીને બેઠેલો હતો. એના હાથમાં એક મોટો લાલ કૂકડો હતો. એનાં પીછાંને તાલમાં થાબડતો થાબડતો તે એને પંપાળતો હતો, અને વહાલસોઈ માની જેમ કાલાંઘેલાં કરી તેને લાડ લડાવતો હતો. મિ. હડસન તે કુતૂહલથી જોવા લાગ્યા

"કેટલો સરસ છે! ટૉમસ, આ ક્યાંથી લાવ્યો?"

"મિ. ફરગ્યૂસને મને તે આપ્યો, સાહેબ. મારી વરસગાંઠની ભેટ તરીકે. તે સર્વ કાળ મારી પર મહેરબાની કરતા રહે છે."

હું જરા શરમાઈ ગયો. પહેલેથી જ ટૉમસે મારી એટલી સેવા કરી હતી કે તેનો બદલો વાળી જ ન શકાય. પણ જ્યારે જ્યારે તેનો જન્મદિવસ આવતો ત્યારે ત્યારે તે ગમગીન થઈ જતો. એક પડોશી પાસેથી આ સુંદર કૂકડો ખરીદીને મેં તેનું દુઃખ ભુલાવવાનો આ પ્રયત્ન કર્યો. તેથી એનો તે દિવસ સુધરી ગયો. તેના જાગ્યા પહેલાં જ મળસકામાં મેં એ કૂકડો તેના ઓરડામાં લાંબી દોરીથી બાંધી દીધો હતો. એના ગુસ્સાભર્યા કૂકરાણુથી ટૉમસ જાગી ઊઠ્યો. જ્યારે એણે જાણ્યું કે એ કૂકડો એને જ માટે છે ત્યારે, મને લાગે છે કે તે દિવસ પૂરતો તે પોતાનું ઘર — મા અને બેબીને સુદ્ધાં — ભૂલી ગયો. કોઈ પણ કૂકડો આથી કઈ મોટી કરામત કરી શકત! ત્યાર પછીની ટૉમસની દરેક નવરી મિનિટ એને કેળવવા, ખવાડવા અને એને જોતાં બેસી રહેવામાં જવા લાગી.

"આને લડવા ઉતારવાનો?" હડસને પૂછ્યું.

"અરે હાસ્તો, સાહેબ! એને લડવા ન દઉં એવો હું કઠણ હૈયાનો નથી. યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકાના સ્વાતંત્ર્ય દિને એ સંસ્થાનના અખાડામાં લડવા ઊતરશે."

સ્વાતંત્ર્ય દિનનું અહીં ઘણું માન હતું.

"એટલે ચોથી જુલાઈને ટૉમસ? તમે ફિલિપીનો એ દિવસને પણ રિઝાલ દિનની જેમ જ ધામધૂમથી ઊજવો છો, એનું શું કારણ?"

"અરે, સાહેબ, એનું કારણ તો એ છે કે સેમકાકા બહુ મોટા અને બળવાન પુરુષ છે. મિ. રિઝાલ અને ફિલિપાઈન પ્રજાની જેમ જ એ પણ અમને સ્વતંત્ર થયેલા જોવા ઉત્સુક હતા. એણે મોટાં મોટાં ખૂબ વહાણો લઈ ફિલિપાઈન પર ચડાઈ કરી અને સ્પેનનાં વહાણોને ડુબાડી દીધાં. એ ફિલિપીનોને કહે છે, 'હવે હું તમને સ્વતંત્ર થતાં શીખવીશ, હું તમને અંગ્રેજી ભાષા શીખવીશ, અને અમેરિકાના સરસ પ્રજાજન થતાં શીખવીશ. એટલે, ધીમે ધીમે, તમે સ્વતંત્ર બનતાં શીખશો.' ચોથી જુલાઈએ અમેરિકનો ખૂબ ધમાલ કરે છે, તોપો ફોડે છે અને બોસ્ટનની 'ચાહ પાર્ટી'* ઊજવી આનંદ કરે છે. સંભવ છે કે ફિલિપીનો પણ થોડા વખતમાં ચાહ પાર્ટી કરશે અને સુખી થશે. એટલા જ ખાતર અમે ફિલિપીનો પણ ચોથી જુલાઈએ ધામધૂમ કરીએ છીએ."

"ભલે, ટૉમસ. તું અને તારો કૂકડો બંને ફતેહ કરો."

"આભાર, સાહેબ. હવે તો એ જીતશે જ."

હડસન મારી તરફ વળ્યા. "હું વિચાર કરું છું, નેડ, કે આની વાતમાં જ આપણને આખી સમસ્યાનો ઉકેલ મળતો નથી શું? ફિલિપીનો સાથેના આપણા સઘળા વ્યવહારોમાં આપણે એ ભૂલવું ન જોઈએ કે બધે જ પ્રજામાત્રને પોતાની 'ચાહ પાર્ટી' કરવાની ઇચ્છા હોય છે. સ્વતંત્રતાની ભૂખ ઊંડી અને સર્વવ્યાપક છે. આપણે આ લોકો સાથે ધીરજ અને સમભાવથી વરતવું જોઈએ. કોઈક દિવસે તેમને

---

* ઇંગ્લન્ડ સાથેના સ્વાતંત્ર્ય યુદ્ધની શરૂઆતમાં બોસ્ટનના બંદરમાં અમેરિકનોએ અંગ્રેજોની ચાહની પેટીઓ ડુબાડી દીધેલી તેનો આ ઉલ્લેખ છે. પણ ટૉમસ પાર્ટીનું સ્વરૂપ બરાબર જાણતો નથી. એ પાર્ટી એટલે ઉજાણી જેવું સમજે છે.

તેમની સ્વતંત્રતા અપાશે જ. તેઓ તૈયાર થાય ત્યારે તે આપવા આપણે તેમને વચન આપેલું છે. હવે આપણે એ જોવું રહ્યું કે તે દિવસે તેઓ તે માટે તૈયાર બન્યા નથી એવી સ્થિતિ ન રહે. જો સહાનુભૂતિથી આપણે ન વરતીએ તો આ બનવું શક્ય નથી. દાખલારૂપે, મારી જ વાત લો. એક પાદરી તરીકે મને લાગે છે કે જે અહીં ધર્મગુરુ થઈને આવે તેમણે જેમની તેઓ સેવા કરવા ઇચ્છતા હોય તેમના પ્રત્યે મતાગ્રહી ન રહેતાં તેમની દૃષ્ટિએ જોવાનો સમભાવ કેળવવો જોઈએ. અંગત રીતે મને કૂકડા-લડાઈ ના-પસંદ છે. પણ તેથી સૈકાઓથી પેઢી દર પેઢી ઊતરી આવેલા સંસ્કારને પરિણામે ટોમસનો તે પ્રત્યેનો અનુરાગ ન સમજી શકવાની મારામાં જડતા ન હોવી જોઈએ. જે સુંદર ભાવો તેણે હમણાં પ્રગટ કર્યા તેની જો હું કદર ન કરી શકું તો હું મૂરખ ઠરું."

મને હડસન પ્રત્યે માન ઊપજ્યું એ બહુ સમજુ માણસ હતા.

*

બીજી જુલાઈથી જ કોઢિસ્તાનના મહોલ્લાઓ પર અમેરિકન તથા ફિલિપાઈન વાવટાઓ ચડ્યા, અને લાલ–સફેદ–ભૂરાં તોરણો બંધાયાં. વિન્ટને મને કાર્યાલયમાં તેડાવ્યો હતો. કચેરીને રસ્તે લોકોએ મને અમેરિકન તરીકે ચોમેરથી આવકાર આપ્યો.

"મંગળપ્રભાત, મિ. ફરગ્યૂસન. ચોથી જુલાઈની અમારી તૈયારીઓ જુઓ છો ને?" — "કેમ છો, મિ. ફરગ્યૂસન? સ્વાતંત્ર્ય-દિન તો આવી લાગ્યો. તમારો ધ્વજાથંભ તૈયાર થયો, સાહેબ?"

"પૂરો નથી થયો, પણ ચોથી પહેલાં થઈ જશે!" — આંબા અને ચોપાટીની વચ્ચે હું એક ઊંચો થાંભલો તૈયાર કરી રહ્યો હતો.

વિન્ટનની ઑફિસના બહારના ઓરડાઓમાં હું દરદીઓ જોડે વાતો કરતો હતો અને સાથે સાથે, કોઈને વહેમ ન આવે એવી રીતે ચૂપચાપ, એમાંના કેટલા મહેનત-મજૂરી કરી શકે એવા છે તે પણ ખ્યાલમાં લેતો જતો હતો. કેટલાંક તો દેખીતી રીતે કામ કરી શકે એવા નહોતા. દા. ત. કેટલાકનાં આંગળાં વળી ગયાં હતાં અને કેટલાકને

હાથે-પગે ખૂબ પાટા બાંધેલા હતા. પણ એવાયે કેટલાક હતા જે મજબૂત અને સશક્ત હતા. રંગ અને રાષ્ટ્રના ભેદનો અહંકાર મારા મનમાંથી ભૂંસાઈ ગયો હતો. ઠીંગણા ફિલિપીનો માટે મારી આંખો ટેવાઈ ગઈ હતી, અને મારી ચામડી લગભગ એમના જેવી જ ઝાંખી થઈ ગઈ હતી. માત્ર મારી ચામડી તડકો ખાઈને તેવી બની નહોતી, પણ કદી ન જનારી ઝાંખપ હતી.

અંતે, વિન્ટન મારી સાથે વાત કરવા નવરા થયા. હું એમની ઓરડીમાં પેઠો ત્યારે તે એક કાગળની કાપલી પર કરેલી નોંધો વાંચતા હતા. "નવી ખબરો છે, નેડ, તમારે માટે. જાતજાતની ખબરો. આવતી બોટમાં સાંચોની બહેન દરદીઓ ભેળી આવનાર છે."

"ઊંહ, હશે," મેં કહ્યું. આજ સુધીમાં મેં પાંચછ વાર સમાચાર સાંભળ્યા હતા કે કારિટા આવે છે. પણ દરેક વખતે કંઈ ને કંઈ કારણસર તે આવી નહોતી.

"ભલા માણસ, આ વખતે તો સાચે જ આવે છે. કોઈ વિલક્ષણ બાઈ દેખાય છે. નૃત્ય પણ શીખવે છે, અને રમતગમતનીયે વ્યવસ્થા રાખે છે. એમ લાગે છે કે એનું કુટુંબ સારી સ્થિતિમાં નથી, પણ સંસ્કારી ખાનદાન છે. એની મા સ્પૅનિશ હતી. કદાચ, તમને તો એને વિષે વધુ જાણ હશે—"

"હા, હું એ કુટુંબને ઓળખું છું અને બૉબ સેલર્સ મારફતે તેમના પરિચયમાં રહ્યો છું."

"હવે બીજા સમાચાર. આરોગ્યખાતાના વડા ડૉ. માર્શલ પણ આ સ્ટીમરમાં આવે છે. એણે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું છે અને આજ મહિને ફિલિપાઈનથી વિદાય લેશે. આ એની છેલ્લી મુલાકાત છે. છેલ્લી વાર આવી, જેટલા દરદીને મળી શકાય તેટલાને મળી લેવાનો એણે આગ્રહ બતાવ્યો છે. એ તમને મળવા ઇચ્છે છે. મનીલા જતાં પહેલાં થોડા જ કલાક તે અહીં રોકાઈ શકશે.

"અને—આપણો એક ગુમાસ્તો મનીલા ગયેલો, તે તમારે માટે કંઈક ખાસ લાવવાનો છે. તમારા ભાઈ તરફથી સંદેશો."

મારા હૃદયમાં ધ્રાસ્કો પડ્યો. "ટોમ — એને કંઈ થયું તો નથી ને? એને—એને તો કોઢ નથી નીકળ્યો ને?"

"ના, ના, નેડ. માફ કરો મેં તમને ગભરાવી મૂક્યા. એણે તમારે માટે કંઈ ખાસ ભેટ મોકલી છે."

કેવી નિરાંત વળી!

"અને, વળી બીજા સમાચાર. આજે તો ખબરો પર ખબરો છે. હું તમારી યોજનાને અજમાવવા માગું છું. બલ્કે, તે અજમાવવાની તમને તક આપવા ઇચ્છું છું. આટલે સુધી અમે તમને મદદ કરી શકીએ: અમે તમારી માછલી ખરીદીશું. તમે જાણો છો કે હમણાં તો અમે કન્ટ્રાકટોથી બંધાયેલા છીએ. પણ અહીંની વસ્તી વધ્યે જ જાય છે, એટલે અમને તમારી માછલીની જરૂર રહેશે જ. જો તમે પકડી શકો અને તાજી આપવાની ખાતરી આપી શકો તો આપણે અમુક વજન નક્કી કરશું. એટલું યાદ રાખજો કે વગર ચૂકયે એટલો જથ્થો અમને મળતો રહે એની તમારે ખોળાધરી આપવી જોઈશે. હવે, આના પર વિચાર કરી પાકી યોજના બનાવી મને મળવા આવજો. પછી આપણે આપણી વચ્ચે કરવાના કરારની શરતોની વિગતવાર ચર્ચા કરી લેશું."

*

આ નવી અને મનોવેધક કલ્પનામાં તરબોળ થયેલા મગજ સાથે હું ત્યાંથી નીકળ્યો. સ્વાતંત્ર્ય-ચોક (પ્લાઝા લિબરટાડ)માં ઉત્સવની ધમાલ હતી. એની લાંબી પથ્થરની પગથીઓ ચડીને હું ભીડને જોવા લાગ્યો. મારા મનમાં જે માણસો હતા, તેમાંના કોઈ હોય તો તેમને હું ખોળતો હતો. ચોકમાં હંમેશના જેવી જ માણસોની ભીડ હતી. પણ મારે જેમનું કામ હતું, તેમાનું કોઈ દેખાયું નહીં. ઉત્સવની અને તેમાં લડનારા કૂકડાઓની વાતો સાંભળતો હું ત્યાં લગભગ એક કલાક આમ તેમ ફર્યો.

"મેં સાંભળ્યું છે કે ટોમસ પાસે એક સરસ કૂકડો છે?"

"અમે તેનું શું નામ પાડયું છે તે જાણો છો? — મિસ્ટરી બર્ડ (ગૂઢ પંખી)."

"તમે એના પર ખૂબ પેસો*ની શરત લગાવશો કે, મિ. ફરગ્યૂસન?"

બધા હસવા લાગ્યા. એક છોકરાએ કહ્યું, "બચ્ચારો પેડ્રો ગોમેઝ! પાંચ વાર એના કૂકડાએ શરત જીતી છે. પણ હવે મને લાગે છે કે સ્વાતંત્ર્યદિન પછી તેને તેનું બાફણું કરવું પડશે."

તેની પાસે બેઠેલો એક માણસ બોલી ઊઠ્યો, "આ બાબત પર કેટલા પેસો બકે છે, બોલ." મેં તેની તરફ જોયું.

"પાંચ પેસો જુલિયન, તારી ઇચ્છા હોય તો."

બધા હસવા લાગ્યા. આખરે જુલિયને પોતાનું ગજવું તપાસીને શરત કબૂલ કરી.

ટોમસના મરઘા પર ઘણાઓએ નાની નાની શરતો મારી હતી. હજુ સુધી તે કોઈ લડાઈમાં ઊતર્યો નહોતો. પણ એનો દેખાવ જ શરત રમનારાઓની વૃત્તિને ઉત્તેજન આપનારો હતો. ફિલિપીનો રીઢા જુગારીઓ છે. ગરમાગરમ ચર્ચા ચાલવા લાગી. દરમિયાનમાં જોઝિ ક્રૂઝ ત્યાં આવી પહોંચ્યો. હું તેને સાથે લઈ ભીડમાંથી સરી ગયો અને મારી મહાન યોજના એને સમજાવવા લાગ્યો. જોઝિ મારી નજીકમાં જ રહેતો હતો, અને મને ઘર બાંધવામાં તેણે ઘણી મદદ કરી હતી.

"તમે એમ કહેવા માંગો છો, મિ. ફરગ્યૂસન, કે આપણે અહીં બારે માસ રળી શકીએ?" તેણે અશ્રદ્ધાથી પૂછ્યું.

"હા, એ જ કહેવા માગું છું, જોઝિ. અલબત, બધું ભાંગી પડે એમ બને."

"કમાવા માટે જે ધંધો કરવો પડે તે કરવા હું તૈયાર છું," તેણે હળવેથી કહ્યું. "હું જાણું છું કે હું રોગી છું. છતાં, બહુ જ રોગી નથી, અને આમ બેકાર રહેવું પડે છે એ તો, મને લાગે છે કે, શક્તિવાળાને માટે બહુ જ ભૂંડી વાત છે. મારામાં તાકાત હોય ત્યાં સુધી હું તો જાતમહેનતથી જ રહેવા ઇચ્છું છું. અહીં આવ્યા પહેલાં મેં ક્યારેક ક્યારેક હોડીઓ બાંધવાના કામમાં મદદ કરેલી છે, પણ

---

* ફિલિપાઈનનો સિક્કો. કિંમત અડધો ડૉલર, એટલે લગભગ રૂ. ૧।।।

કોળી કામ જાણું છું એવો દાવો ન કરી શકું. તમે મને રાખશો તો હું મારાથી બનતો સઘળો પ્રયત્ન કરીશ."

"સરસ! કાલે મારે ઘેર આવજો. બને તો મૅન્યુઅલ ઝાનીલાને પણ લેતા આવજો. કેટલાક બીજાને પણ હું કહેવડાવવાનો છું. પછી આપણે તેની કાલે વાતો કરીશું."

સાન-લાઝારોમાં પહેલી રાતે મેં ટૉમસને હૂંફ આપી, તે વખતે જે પહેલા ફિલિપીને મારી સાથે ઓળખાણ પાડેલી તે જ આ મૅન્યુઅલ ઝાનીલા. એ અમારી પછી મોડેથી કૂલિયન આવેલો, છતાં હવે તો અહીં આવ્યે ઘણા મહિના થઈ ગયા હતા.

બીજે દિવસે બપોરે આવનારાઓમાં જોઝિ પ્રથમ હતો. એનો ઉત્સાહ ઊભરાઈ જતો હતો. "આજનો દિવસ બહુ જ મહત્ત્વનો છે, મિ. ફરગ્યૂસન. મને કામ ધંધાની બહુ જ જરૂર છે."

મૅન્યુઅલ પણ એટલો જ ઉમંગથી ભરેલો આવ્યો. "આવતી કાલે સ્વાતંત્ર્યદિન છે એ બહુ સૂચક છે. આપણે પણ અહીં આપણા પોતાના સ્વાતંત્ર્ય (સ્વાવલંબન)ની શરૂઆત કરીશું."

ફ્રેડરિકો આરાંગ મારા ઘરમાં પરાયો નહોતો. લગભગ બે વર્ષથી એ ટૉમસને ભણાવતો હતો અને એનું આવવું મને હંમેશાં પ્રિય લાગતું. ત્રણ વર્ષ પર એના જીવનની સઘળી આશાઓ પર પાણી ફરી વળ્યું. તે એક વકીલ અને સાન-ટૉમસ યુનિવર્સિટીનો સ્નાતક હતો. આ વિદ્યાપીઠ ઈ. સ. ૧૬૧૧માં સ્થપાયું હતું. એટલે કે, યુ. સ્ટે. રાજ્યમાં એ જૂનામાં જૂનું વિદ્યાપીઠ હતું. એ કાયદાની પરીક્ષા હજુ પાસ કરે છે, ત્યાં તો એના શરીર પર ચાઠાં દેખાયાં. લાગલો જ એને પહેલાં સાન-લાઝારો અને પાછળથી કૂલિયન રવાના કરવામાં આવ્યો.

મારી એની સાથે ઓળખાણ થઈ ત્યારે તે મહારોગી મંડળનો પ્રમુખ હતો. આ દરદીઓએ ચૂંટેલું એક પ્રતિનિધિમંડળ હતું. સાર્વજનિક બાબતોમાં તે અધિકારીઓ જોડે મસલત કરતું, અને વ્યક્તિગત હક્કો અને જવાબદારીઓની કેટલીક બાબતોનું નિયમન કરતું. મેં આવો કમભાગ્ય માણસ કદી જોયો નહોતો. કેળવણી

મેળવવા માટે વર્ષો સુધી પરિશ્રમ કર્યા બાદ હાંસલ કરેલો ધંધો એની પાસેથી ઝૂંટવી લેવાયો હતો. એ આવ્યો ત્યારે શરૂઆતમાં એનું નામ 'મૌનીબાબા' પડેલું હતું. નીચું માથું રાખી, કોઈનાયે ઉપર નજર નાખ્યા વિના તે ચાલતો. ક્વચિત જ બોલતો. પોતાના ઝૂંપડામાં એકલો જ રહેતો હતો. એ ઝૂંપડું એણે સારું બાંધ્યું હતું. રાંધવા સુધ્ધાં બધું કામ પોતાને જ હાથે કરતો. લોકો તરફથી મેં જાણ્યું કે એને પત્ની તથા બે બાળકો છે, અને તેમનાં પર તેનો ખૂબ જ પ્રેમ છે. એમનો તેને એકાએક વિયોગ થયો. જ્યારે મેં એને ટૉમસને ભણાવવાની વાત કાઢી ત્યારે તેણે તે એકદમ સ્વીકારી લીધી. એની પાઈએ પાઈ તે ઘેર મોકલતો.

મારી આગ્રહભરી વિનંતીને સ્વીકારી તે આજે આવ્યો હતો. એ આવ્યો હતો નીરસભાવે, પણ થોડી વારમાં તેની નીરસતા ઊડી ગઈ. હકીકત તો એ હતી કે એનામાં ઘડાણશક્તિ ખૂબ જ હતી, અને પહેલી જ મિટિંગમાં એણે મારી સાદી નાનકડી યોજનાને ઘડી–ટીપીને અવ્વલ નંબરની બનાવી આપી. એ પરથી દરેક માણસ સ્પષ્ટ સમજી ગયો કે અમારે શું કામ કરવાનું છે અને તેમાં અમારા પરસ્પર સંબંધ શું રહેશે. આ પાછલી બાબત પહેલી કરતાંયે મહત્ત્વની હતી.

આરાંગના સરસ વિવેચન પછી લોકો ધંધાનું સ્વરૂપ બરાબર સમજી ગયા અને ખુશીથી તેમાં જોડાયા. તેમણે મને ખાતરી આપી કે જરૂરી માણસો તેઓ મેળવી દઈ શકશે. અહીંના મારા બે વર્ષના વસવાટ દરમ્યાન લોકોને પોતાના હિતની બાબતમાં આટલા ઉત્સાહિત થયેલાં મેં આજે જ જોયા. ઉત્સવો અને તહેવારો ઊજવાતા ખરા. પણ તે ઉત્સાહ મહાપુરુષોને કે દેશને માટે હતો. આ એક નવી જાતનો ઉત્સાહ હતો — કોઢીઓને માટે. એમાં કંઈક પુરુષાર્થ કરવાને શક્યતા અને પોતાને તથા સ્વજનોને માટે કમાણી કરવાની તક રહેલી હતી. ટૉમસે બધાને ભાખરી તથા ઠંડા કરેલા નારિયેળના દૂધનાં 'જળપાન' કરાવ્યાં. વીખરાયા ત્યારે તેઓ યોજનાના ઉમંગમાં ઊઠ્યા. આરાંગનુંયે શિર ઊંચું થયું, અને મેન્યુઅલ તો આખે રસ્તે ઝંડા–ગીત ગાતો ગાતો ગયો.

તેમના ગયા પછી મેં આખી યોજના બરાબર લખી કાઢી, અને તે પાસ કરાવવાને આરાંગને અને પછી વિન્ટનને સોંપું તે પહેલાં ટાઈપરાઈટર પર તે ઉતારવા લાગ્યો. તે જ રાત્રે મને ડેંગ્યુ તાવનો હુમલો આવ્યો અને બધું કામ અટકી પડ્યું. ચોથી જુલાઈનો ઉત્સવ મેં ખોયો. આ ડેંગ્યુ તાવ બડો દુષ્ટ છે. ૧૦૪° સુધી પારો ચડ્યો હતો. માથું, આંખ, સાંધા અને સ્નાયુઓ ફાટતાં હતાં. વિન્ટને આવીને તપાસ્યો. યોજના ઘડવાનું છોડીને બિલકુલ આરામ લેવા તેણે ફરમાવ્યું.

"અમેરિકામાં નીગ્રોને મોઢે મેં 'હાડતોડ તાવ'ની વાત સાંભળી હતી. પણ એ કેવી વેદના હશે તેનો મને ખ્યાલ નહોતો," હું ગણગણ્યો.

"એ તો એકબે દિવસમાં નીકળી જશે. અને, શરીર પર કાંઈ ફૂટીબૂટી ઊઠે તો ગભરાશો નહીં. એ આ તાવનો એક ભાગ જ છે."

મારો ઉત્સાહ ભંગ કરવાને આટલું પૂરતું હતું. મારા પ્રત્યે સ્વામીભક્તિ અને કૂકડાલડાઈનો મોહ — બે વચ્ચે ટૉમસના મનમાં ઝગડો ચાલતો હતો. મેં એને જવા સમજાવ્યો. મેં એને કહ્યું કે મનેયે મિસ્ટરીની જીતમાં રસ છે, અને શરત બકવા મેં તેને પાંચ પેસો વધારે આપ્યા. પછી હું ઘેનમાં પડ્યો. કેટલાક જંગલી લોકો મારા આખા શરીર પર કાંટા ઝૂડે છે એવું હું સ્વપ્ન જોઈ રહ્યો હતો. તેની વેદનાની વચ્ચે જ મેં ટૉમસનો અવાજ સાંભળ્યો.

"મિ. ફરગ્યૂસન! મિ. ફરગ્યૂસન! અરે સાહેબ, આપણે જીત્યા! આપણે જીત્યા!"

કૂકડાને બગલમાં ઘાલી હરખઘેલો થયેલો ટૉમસ અંદર આવ્યો. "એણે કોઢિસ્તાનના છેલ્લા વીર સાથે લડાઈ લીધી. ઘણા લોકોએ પેસો ગુમાવ્યા. આપણે એકે હાર્યા નથી. આ તમારા પેસો, સાહેબ. હું તો ઘણા વધારે કમાયો છું."

હું બેઠો થયો. અવાજથી મારું માથું ફાટ ફાટ થવા લાગ્યું. પણ કાંટા — ભલે તે સ્વપ્નાના જ કાં ન હોય — કાંટાની ટોંચામણી કરતાં આ સ્થિતિ પોસાય એમ હતી.

"તે — શરત બકવા તેં ક્યાંથી પેસો આણ્યા, ટૉમસ?"

"ઓહો! તમે જે પૈસો મને આપો છો તે મેં બધા બચાવી રાખ્યા છે, સાહેબ. એ બધા મેં શરતમાં મૂક્યા. કારણ કે, હું લડવૈયા કૂકડાને ઓળખું છું, અને આપણે જીતશું જ એમ મારી ખાતરી હોય છે."

"અને, હવે આટલા બધા પેસોનું કરીશ શું, ટોમસ?"

"એ વિષે મારે તમારી જોડે વાતો કરવી છે. પણ તમે માંદા છો. હું તમને કદાચ વધારે હેરાન કરું છું."

"મને વાત કરવાનું જ મન છે. તારી વાત કહે, ટોમસ."

"મારી બહુ ઇચ્છા છે કે તમે સંસ્થાનના વડાને કહો કે મારા પર મહેરબાની કરી મારી તરફથી ત્રીસ પેસો મારી માને મોકલે અને એને લખે કે મુલાકાતને દિવસે તે મને મળવા આવે. મને ખબર છે કે એની પાસે નવાં કપડાં નહીં હોય તો એ આવવા મન નહીં કરે. આટલી રકમ એને મનીલા આવવા અને એક સારું કપડું ખરીદવા પૂરતી થશે. પાંચ પેસો હું રાખી લઈશ, કારણ કે, 'રિઝાલ દિને' બહુ મોટું કૂકડા યુદ્ધ થશે. આજની લડાઈમાં ડૉ. ક્રિસોલગોની સાથે એક પરોણો આવેલો હતો. એણે કહ્યું કે એનો એક સરસ લડાઉ કૂકડો છે, તેને એ રિઝાલ દિને લાવશે. પણ આપણે તે દિવસેયે જીતશું જ, અને તેટલા માટે હું પાંચ પેસો રાખી મૂકવા ઇચ્છું છું."

"ટોમસ, એ તો ફક્કડ વાત કરી. જ્યારે તારી મા આવે ત્યારે એને તેડી લાવવાનું ભૂલતો નહીં. મારી એને મળવા ઇચ્છા છે. યાદ રાખજે."

મારો આભાર માનતાં એની આંખમાં આંસુ આવી ગયાં. તે ઓરડામાંથી ચાલ્યો ગયો. નીકળતો હતો ત્યારે મને એના દેખાવની ઝાંખી થઈ. એણે એકદમ કૂકડાને પોતાના ગાલ જોડે વળગાડી દીધો. મેં એને ગણગણતો સાંભળ્યો કે, "હું તારોયે ઘણો આભારી છું."

## ૧૮

# કારિટા આવી!

સરકારી વહાણ દરદીઓને લઈને પાંચમીએ આવ્યું. હું સામો જઈ શકયો નહીં. ફાધર મારેલ્લો મને મળી ગયા અને તેમણે કારિટાને ખુલાસો કરવાનું તથા તેને રજા મળતાં જ મને મળવા તેડી લાવવાનું માથે લીધું. મારા તાવમાં ટૉમ તરફથી મને આવનારી ભેટની વાત તો હું ભૂલી જ ગયો હતો. તે એક બહુ ઊંચા પ્રકારની રાઈફલ (બંદૂક) હતી તે જોઈ હું ખુશ થયો. બેટોના હથિયારબંધીના કાયદાઓને લીધે સંસ્થાનનો ગુમાસ્તો જાતે બધી વિધિ પૂરી કરાવીને તેને મારી પાસે પહોંચાડી ગયો હતો. કોઈ નાના બાળકનેયે પહેલી વાર મળેલી હવા-બંદૂકડીની ભેટથી આટલો આનંદ નહીં થયો હોય.

ડૉ. માર્શલ મળવા આવ્યા ત્યારે હું ખાટલામાં બેઠો બેઠો મારી બંદૂક જોડે રમી રહ્યો હતો. પરસ્પર ઉમળકાભરી હેતભેટ થયા બાદ તેણે કહ્યું, "સરસ હથિયાર છે. ટામારાઉનેયે હણી શકે એવું."

મારું હૈયું ઊછળવા લાગ્યું. "સાચે જ એમ માનો છો? એકાદનો શિકાર કરવાનું મળે તો ખૂબ મજા પડે. બસ, એક જ વાર."

યુરોપમાં લગભગ એક વર્ષથી ચાલી રહેલી લડાઈ વિષે અમારી વાતો ચાલી. એમાં અમેરિકા ભળશે એવો એને સંભવ લાગતો નહોતો. પ્રેસિડન્ટ વિલ્સન તટસ્થ રહેવાની નીતિને સ્વીકારી ચૂકયા હતા.

જતાં જતાં તેણે કહ્યું, "ચોલમોગરાના ઉપચારની એક સુધરેલી રીત ઉપયોગમાં આવવા લાગી છે. હવે આપણે પાછા મળશું ત્યારે તમે તંદુરસ્ત થઈ ઘેર પહોંચ્યા હશો." મને આશા ઊપજી — એક ક્ષણ માટે જ. કારણ કે, જેવા એ દેખાતા બંધ થયા કે તરત જ હું જયાંનો ત્યાં આવ્યો. બીજાઓને સુધારો થાય છે એ હું જાણતો હતો; જોતો પણ હતો. પણ મારામાં સુધારો નહોતો. એમ હોઈ શકે કે ઉપચારને

લીધે એ વધતો અટકતો હોય. કારણ કે હું આવ્યો તે વખત કરતાં આજે તે ખાસ વધારે બગડ્યો નહોતો.

તેના ગયા પછી હું માર્શલ, વિન્ટન અને બીજાઓને વિષે વિચાર કરતો બેઠો. મારા પર જેની બહુ અસર પડતી હતી તે એમના મિત્રભાવની હતી. આ મારા પ્રત્યે જ હતો એમ નહીં, સર્વે રોગીઓ પ્રત્યે હતો. તેમણે અને એમના સાથીઓએ સફળતાપૂર્વક આ રોગ સામે યુદ્ધ માંડેલું હતું. કૉલેરા, શીતળા, મલેરિયા વગેરે મહાન ઉપદ્રવોને તેમણે અટકાવ્યા હતા અને પુષ્કળ ઘટાડી દીધા હતા. ફિલિપાઈન બેટોમાં મરણપ્રમાણ ઈ. સ. ૧૯૦૫માં હજારે ૨૭.૫ જેટલું ભયાનક હતું તે ૧૯૧૩માં ૧૮.૮ જેટલું ઘટ્યું હતું. આ કેટલું બધું કામ થયું ગણાય, તે કદાચ ઘણા થોડા અમેરિકનો સમજી શકશે.

*

સ્ટીમર ઊપડી ગયા પછી દશ દિવસે હું હરતોફરતો થયો. પાદરી અને મિ. હડસન કેટલીયે વાર મળી ગયા . . . કારિટા મારી ચિંતા કર્યા કરતી, તેને ફાધર મારેલ્લો ખબર પહોંચાડતા. તે એક વસતિગૃહમાં રહેતી હતી અને બહુ તંદુરસ્ત જણાતી હતી, એમ તેમણે કહ્યું.

"હવે મારી માંદગી પૂરી થઈ લાગે છે, ફાધર. હવે કારિટાને ચા લેવા બોલાવું તો કંઈ હરકત છે?"

"મને લાગે છે કે એના આનંદને કારણે તમારી તબિયતમાં પણ વધારે સુધારો થશે, નેડ. હું એને તમારું આમંત્રણ પહોંચાડીશ. આવતી કાલે ત્રીજા પહોરનું નક્કી કરીશું?"

ત્રણ કરતાંયે વધુ વર્ષ બાદ આ મારી પહેલી પાર્ટી હતી. મને એટલો ઉમળકો આવ્યો હતો કે બીજે દિવસે સવારના પહોરમાં રોજ કરતાં વહેલો મેં ટૉમસને ઢંઢોળી કાઢ્યો. અને પછી અમે એવું તો કામ કર્યું છે! આજની ચા પાર્ટી 'ખાસ ટેસદાર' થવી જોઈએ! અમે બંને હવે સાધારણ સારા પાકશાસ્ત્રી બનેલા ગણાઈએ. પણ હું લોભી બન્યો અને ચાસણી પાયેલા કેક બનાવવાનો પ્રયોગ કર્યો. પરિણામ એ આવ્યું કે બપોર સુધીમાં ટૉમસ અને હું બંને થાક્યા!

આડીતેડી વસ્તુઓથી અવ્યવસ્થિત થયેલા રસોડામાં ત્રણ નિષ્ફળ નીવડેલા ધાણ પડયા હતા — અને તેમાંનો એકે ખાઈ શકાય એવો નહોતો. પરોણાનું નામ મેં ટૉમસને કહ્યું નહોતું. મને લાગ્યું કે એથી એ પણ ઉત્તેજનામાં આવી જશે અને એની કાર્યશક્તિ કુંઠિત થશે. ભઠ્ઠીમાંથી કાઢેલા છેલ્લા બળી ગયેલા ધાણ તરફ ખિન્ન વદને જોતો જોતો તે બોલ્યો:

"મને લાગે છે, સાહેબ, તમને મળવા કોઈ બહુ જ મોટા માણસ આવવાના હશે. ગવરનર-જનરલ પણ હોય. આથી જ શું તમે આટલો છબરડો વાળો છો?"* આ નરમ ઠપકાથી મારી ખાતરી થઈ કે મારા વફાદાર ટૉમસની ધીરજ હવે ખૂટી છે. મને નવાઈ ન લાગી. મારીયે એ જ દશા હતી ને!

"ના, ટૉમસ, ગવરનર-જનરલ તો નથી, પણ એક બાઈ છે. મારાં જૂના મિત્ર છે. હવે આ પૈસા લઈ જા, અને બજારમાં જઈ જે સારામાં સારા કેક મળે તે લઈ આવ. જો, નાના અને બધે સારી પેઠે ચાસણીથી પાયેલા. સાકર પણ — કેવી તે તું જાણે છે."

"જી, હા, સાહેબ. બાઈસાહેબને તે બહુ ભાવશે. એ જ વધારે ઠીક થશે, સાહેબ," કહેતોક તે ઊપડી ગયો.

તે દિવસે સાંજે પાંચ વાગે મારા દરવાજામાં જે મૂર્તિ પેઠી તેવી સુંદરતાની પ્રતિમા જોવાની મેં કદી કલ્પના કરી નહોતી. પાદરી પણ સાથે હતા. પણ મેં ભાગ્યે જ તેમને જોયા. જૂની કારિટા એક સુંદર બાળા હતી. હું નોલારકો કુટુંબમાં રહેતો હતો ત્યારે તે સોળેક વર્ષની, બેઠી દડીની, શરમાળ, જરા ખંધી, અને — અંગ્રેજી શીખવતાં મને જણાયું હતું કે — ખૂબ જ બુદ્ધિમાન બાળા હતી. આજે તેર વર્ષ પછી તે ઊંચી વધેલી, નાજુક બાંધાની અને ખાનદાન કુટુંબની હોય એવી સુંદર મહિલા જણાઈ. એની ત્વચા જૂના હાથીદાંતના રંગની હતી, અને બહુ જ નાજુક અને સુંવાળી. એની મા શુદ્ધ સ્પૅનિશ હતી. એના શરીર પર ક્યાંય રોગનું નિશાન જણાતું નહોતું. સીસમ જેવા તેના કાળા વાળ કપાળ ખુલ્લું રહે તેમ ઊંચા ઓળેલા હતા. તેનો

* એ કહેવા માગે છે, "આટલી ખટપટ કરો છો?", પણ એને સાચો શબ્દ જડતો નથી.

પોષાક શણના ઉત્કૃષ્ટ મશરૂનો રૂપેરી ઝીકથી ભરેલો વિલક્ષણ ગુલાબી રંગનો હતો. મોટી, ઝીણી, કાંજી પાયેલી બાંયોની ઉપરથી તેના ખભા પર એક ઓઢણી હતી. ઘાઘરાની કિનારને જમીન પર ઘસાતી અટકાવવા તેણે એક હાથમાં તેની ચાળને આકર્ષક રીતે પકડી રાખેલી હતી.

મેળાપના પહેલા આંચકાની અસર ઊતર્યા પછી હું અસ્વસ્થ થયો. મારી ટાઈ બરાબર હતી કે ? પણ વિચાર કરવાને વખત નહોતો. તેની જોડે આવેલા ફાધર મારેલ્લોને મેં ઉતાવળે બે શબ્દો કહ્યા, ત્યાં મેં જોયું કે તેણે પોતાનો નાજુક હાથ આગળ કર્યો હતો. એથી મને રોમાંચ થયો. — હું ક્વચિત જ કોઈ સાથે શેકહેન્ડ કરતો હતો.

"તમને અહીં આવવું પડ્યું છે, તેથી હું બહુ જ દિલગીર છું, નેડ. પણ એક વાર ફરી મેળાપ થયો એ તો ગમે છે."

તેનામાં સુશિક્ષિત ફિલિપાઈન સ્ત્રીઓની હાવકાઈ હતી. હું જવાબ આપવામાં વધારે બાઘો નીવડ્યો.

"મને તમારી બાબતની જાણ થઈ, કારિટા, ત્યારે બહુ જ આઘાત પહોંચ્યો. અને સાંચો —"

"બાપડો સાંચો. એ છૂટ્યો તે સારું જ થયું."

પળભર બંને મૂગાં રહ્યાં. પછી તે પાછી સ્વસ્થ થઈ અને સ્મિત કરવા લાગી.

"ફાધર મારેલ્લોએ તમે ઘર અને બગીચાને આપેલા અજબ રૂપની વાતો કરી છે. એ જ શું, પણ જે મળે છે તે દરેક તેના વખાણ કરે છે."

"તમારી માયા એમ બોલાવે છે. પણ ફરીને જોઈ લ્યોને ! બહુ સગવડ ભરેલી જગ્યા તો પેલા આંબાઓ નીચે છે."

જ્યારે અમે બેઠા ત્યારે ફાધર મારેલ્લો આંખનેઃ ચમકારો કરીને બોલ્યા, "નેડ, આ આટલાં સુંદર છે એ તમે તો મને કદી કહેલું જ નહીં !"

કારિટાએ વાંધો ઉઠાવ્યો : "ફાધર, મને નથી લાગતું કે એક ધર્મગુરુએ આવી રીતે અતિશયોક્તિનો દાખલો . . ." — એની વિશાળ આંખો કેવી અદ્ભુત લાગતી હતી !

"ના, ફાધર, મેં કહ્યું નહોતું ખરું. એક તો, તે વખતે એમનું રૂપ ખીલેલું નહોતું, ત્યારે તે કેવળ એક દેખાવડી બાળા હતાં. અને ધર્મગુરુની ફરજ વિષે — હું તો માનું છું કે જ્યાં પણ સૌંદર્ય હોય તેની કદર કરવામાં દોષ નથી. માટે હું તો ફાધરનો પક્ષ લઉં છું."

તે હસી. થોડી વાર પછી અમે ત્રણે બગીચામાં આંટા મારવા લાગ્યાં. હું બહુ થોડું બોલતો હતો. ફાધરે ગુલમોરનું ઝાડ અને કેટલાક વિરલ ઑરકિડો દેખાડ્યા. એને ભૂરો ફૂલરો બહુ ગમ્યો, અને તે મને કેવી રીતે મળ્યો તેનો કિસ્સો એકાદ દિવસ સંભળાવવાનું તેણે વચન લીધું. નારિયેળીઓના ગાળાઓમાંથી દેખાતી ચોપાટી તરફ જોતાં જ્યારે અમે ઊભાં, ત્યારે તે મંત્રમુગ્ધ જેવી થઈ ગઈ.

"નેડ, આ રમણીય છે. મને લાગે છે કે મનોહર ચિત્ર અને તેને શોભે એવી જ આકર્ષક ફ્રેમની આથી વધારે સારી જોડ મેં કયાંય જોઈ નથી."

થોડી વાતો થયા પછી ફાધર મારેલ્લો બોલ્યા, "હવે હું તમને બેઉને મૂકી જાઉં છું. મારે હજુ ઇસ્પિતાલ જવાનું છે. કારિટા, તમને પાછા પહોંચવાનો રસ્તો જડશે નહીં. નેડ, તેને વસતિગૃહ સુધી પહોંચાડવા જેટલા તમે સાજા થયા છો ને?"

"હવે તો પહેલવાન બન્યો છું," મેં ખાતરી આપી.

"મેં કારિટાને તમારા માછીધંધાની યોજનાની વાત કરી નથી. એ તમારે માટે જ રાખી છે."

એમના ગયા પછી ટૉમસ ઝાડો નીચે ટેબલ ગોઠવી ભૂરી રકાબીઓમાં ટીમણ પીરસવા લાગ્યો.

કારિટાએ મારી તરફ વળીને પૂછ્યું, "માછીયોજનાની તેમણે શી વાત કરી?"

હું શું કરવા માગું છું અને ડેંગ્યુને લીધે તેમાં શું વિઘ્ન આવ્યું તે મેં એને સમજાવ્યું.

વિચાર-ગંભીર થઈ તે બોલી, "આ એક અતિ જરૂરી કામની તમે શરૂઆત કરી છે. મેં સેબુમાં નૃત્યકળા શીખવવાનું કાંઈક આવા

જ કારણથી શરૂ કર્યું હતું. પણ ક્યારેયે મનુષ્ય માટે ક્રીડા કરતાં કાર્ય જ વધારે સારું ગણાય. જ્યારે મને સેબુ પહેલી વાર મોકલવામાં આવી, ત્યારે મને લાગ્યું હતું કે મને ચિત્તભ્રમ થઈ જશે. મહિનાઓ સુધી હું ખૂબ માંદી રહી. મારાથી ખવાય જ નહીં. જીવનનો અંત આવે તો સારું એમ ઇચ્છવા લાગી. પણ મદની એક બહેને મને છોડી નહીં. ધીમે ધીમે તેણે મારી સુસ્તી ઉડાડી. તેણે મારો પ્રેમ સંપાદન કર્યો, અને પછી તેની જોડે હું છોકરીઓમાં કામ કરવા લાગી. મારામાં નહોતી તે હિંમત તે છોકરીઓમાં હતી."

શરમાતો શરમાતો ટૉમસ ચા લઈ આવ્યો. કારિટાએ તેને વધાવ્યો.

"ટૉમસ, મેં તમારા અદ્ભુત કૂકડાની વાતો સાંભળી છે. તમારે મને એ દેખાડવો પડશે. મેં સાંભળ્યું છે કે ચોથી જુલાઈએ તમે ખૂબ કમાયા, અને રિઝાલ-દિને હજુ પણ વધારે કમાશો."

ટૉમસનું મોં એક કાનથી બીજા કાન સુધી મલક્યું.

"આપે સાચું સાંભળ્યું છે, સીંયોરા.* તમે અને મિ. ફરગ્યૂસન ચા પીને પછી મહેરબાની કરીને મારી ઓરડીમાં આવશો? હું બહુ ખુશીથી મારો કૂકડો બતાવીશ. તમને ખબર હશે કે મિ. ફરગ્યૂસને તે મને આપ્યો છે, અને તે હંમેશાં મારા પ્રત્યે બહુ માયાળુ—"

"અમે મિસ્ટરી જોવા જરૂર આવશું," મેં વચ્ચે જ કહી નાંખ્યું.

ટૉમસે બજારમાંથી આણેલા સુંદર સાકરિયા કેક અને ચા અમે પૂરાં કર્યાં. પછી કૂકડો જોયો. કારિટાનું લડાઉ કૂકડાઓ વિષેનું જ્ઞાન ઊંડું માલૂમ પડ્યું. તેણે ખાતરી આપી કે રિઝાલ-દિને તે વિજયી થશે જ.

ત્યાંથી નીકળી ચોપાટી પર અમે ઊતરવા લાગ્યાં. કારિટાએ કહ્યું, "ખરે જ, એ બહુ ઊંચી જાતનો કૂકડો છે."

---

* સીંયોર = ભાઈજી અને સીંયોરા = બાઈજી કે બાઈસાહેબ, સ્પેનિશ ભાષાના મિસ્ટર અને મિસિસના પર્યાયો.

મને એકાએક લાગ્યું કે મારી તબિયત તદ્દન સારી થઈ ગઈ છે. કારિટાએ જ્યારે પ્યાલામાં ચા રેડી હતી, ત્યારે તેની રેડવાની ઢબ જોઈ હું મુગ્ધ થઈ ગયો હતો. એ નાનકડા પિરસણામાંયે તેની નાજુકાઈએ મારા જીવનને અપરિચિત એવી રમ્યતા દર્શાવી હતી. ચોપાટી પર બેસી અમે 'વાડી, વાજાં ને વહાલાંઓ'ની — એટલે કે મહારોગી આશ્રમોની, લૂઝોનમાં ગાળેલા ગતદિવસોની તથા કારિટાનાં માતાપિતા અને ભાઈબહેનોની વાતો કરવા લાગ્યાં.

આથમતા સૂર્યની પ્રભા કોરનના ડુંગરોમાં લુપ્ત થઈ. તેની છાયા લંબાઈને ઉપસાગરના બીજા કિનારાને અડી. છતાં, અમારી વાતો, તડાકા, વિનોદ ચાલ્યા કર્યાં. — જાણે અમને આજે પુનર્જન્મ મળ્યો.

કારિટા ઊભી થઈ ગઈ. "હવે મારે જવું જોઈએ. તમે સમય એટલો આનંદથી ભરી દીધો કે હું તે પર ધ્યાન આપતાં જ ભૂલી ગઈ. મારા ઘરના લોકો મારા વાળુ માટે ચિંતા કરશે. હવે કાંઈ ખાઈ તો શકવાની નથી, પણ તેઓ એટલાં ભલાં છે કે ખાવાનું ગરમ રાખી મૂકશે."

તેને પહોંચાડવા હું સાથે ગયો. કેટલાં વર્ષ થયાં મને આટલો આનંદ મળ્યો નહોતો.

## ૧૯

# સંતતિનિયમન વિ૦ સંયમ

અત્યાર સુધી આ બેટની સ્ત્રીઓ સાથે હું કોઈ પ્રકારના સંબંધમાં આવ્યો નહોતો. પણ હવે કારિટા અને હું ઉત્સવોમાં સાથે ફરીએ તેમાં મને કશું અસ્વાભાવિક જણાયું નહીં. પ્રથમ પ્રથમ ખૂબ શિષ્ટાચારપૂર્વક અને પછી કશાયે શિષ્ટાચાર વિના તે મારે ઘેર આવતી થઈ, અને એ માની જ લેવાયું કે જ્યારે તે આવે ત્યારે સાંજની ચા કે વાળુ માટે થોભવાની જ. ટૉમસ જ્યારે હર્ષિતનયને પોતાની માને મને મળવા તેડી લાવ્યો ત્યારે કારિટા ઘરમાં જ હતી. મિસિસ આગ્વિલાર (ટૉમસની મા) એક ક્ષીણ અને કરમાઈ ગયેલી બાઈ જણાતી હતી. છતાં, બાળપણમાં તે સુંદર હશે એમ લાગતું હતું. દેખાવમાં ટૉમસના જેવી જ હતી. તે મારે ત્યાં ભૂલી પડ્યા જેવી અને મૂંઝાઈ ગયેલા જેવી લાગી. તેણે શું જોવાની કલ્પના કરી હશે તેની હું અટકળ જ કરી શકતો હતો.

કારિટાએ પોતાની હમેશની કુનેહથી મુલાકાતને આનંદમય કરી દીધી. આમાં મિસ્ટરી (કૂકડા)એ મોટી મદદ કરી. ટૉમસ પોતાની માને સીધો પહેલાં મારી પાસે જ લાવ્યો હતો. આથી અહીં સુધી આવવાનું ખરચ જે પક્ષીએ જીતી આપ્યું હતું, તે એણે જોયું નહોતું. માટે માનો હર્ષ વધારવા ટૉમસ તે કૂકડાને અમે બેઠા હતા ત્યાં જ ઊંચકી લાવ્યો.

"રિઝાલ-દિને જ્યારે એ લડશે, ત્યારે હું તને ઘણા પૈસા મોકલીશ, જોજે." એની આગાહી સાચી પડી. એક મહિનામાં મિસ્ટરી બીજી લડાઈ જીતી આવ્યો હતો, અને હવે કોદિસ્તાનના એક સમરવિજયી વીર તરીકે પંકાવા લાગ્યો હતો.

અમે માદીકરાને નિરાંતે અને રસભેર વાતો કરવા એકલાં મૂક્યાં. સાંજે તે વિદાય લેવા આવી, ત્યારે બાપડી ગળગળી થઈ ગઈ. ટૉમસને

ઠેકાણે પાડવા માટે તેણે આંસુ સાથે મારો આભાર માનવા પ્રયત્ન કર્યો. કારિટા તેને ચોપાટી પર લઈ ગઈ, અને બહુ વખત સુધી તેની જોડે વાતો કરી. જ્યારે તે ગઈ ત્યારે સંતુષ્ટ થયેલી માલૂમ પડી.

"ગરીબ બાપડી! સાવ ભાંગી ગઈ હતી," કારિટાએ કહ્યું. "મને લાગે છે કે હવે તે રાજી થઈ છે. કમમાં કમ એનું એક બાળક તો ઠેકાણે પડ્યું છે. તમે ટૉમસ પર સાચો ઉપકાર કર્યો છે, નેડ."

"એ પોતાનું કમાય છે. એની લાયકાત કરતાં હું એને કશું વધારે આપતો નથી. . . ચાલો, કારિટા, મારી પાસે કેટલીક નવી રેકર્ડો છે. એના તાલમાં આપણે નૃત્ય કરીએ."— અમે સમી સાંજે ઘણી વાર નાચતાં અને પરિચિત જનોની અને મારી તથા કારિટાની પ્રવૃત્તિઓની અનેક વાતો કરતાં.

તે રાત્રે અમે ચોપાટી પર ઘૂમ્યાં. કોરન પર પૂર્ણ ચંદ્ર પ્રકાશી રહ્યો હતો, ને નારિયેળીઓના શિરોભાગ પર રૂપેરી ચાદર ઓઢાડી તેનાં કાળાં છાયાચિત્રો ચકચકતી રેતી પર ઉઠાવી રહ્યો હતો. રાત્રિની શોભાનું આંખ વડે પાન કરતાં અમે ઊભાં હતાં. અમે બંને કામાતુર થયાં. અમારો રોગ, જોખમ, બધું ભૂલ્યાં. અને ઘરમાં પેઠાં. સવારે જ્યારે હું એને રસ્તા પર વળાવવા ગયો ત્યારે મળસકું થઈ ગયું હતું.

"મારી સાથે વધારે દૂર આવશો મા, નેડ."

"તમને — તમને બધું ઠીક જશે ને?"

"હું રોમેરોને ત્યાં જઈશ. વસતિગૃહમાં હવે સીધી નહીં જાઉં. જેટૂલિયો રોમેરો મારા સગા થાય છે. તેઓ કોઈ પૂછપરછ નહીં કરે. નમસ્તે, વહાલા."

તે રસ્તે પડી.

*

બે અઠવાડિયાં થઈ ગયાં, કારિટા બિલકુલ દેખાઈ નહીં. હું ગાંડા જેવો થઈ ગયો. બજારમાં જેટૂલિયો મળ્યો, તેને મેં રોક્યો.

"કેટલાયે દિવસથી કારિટા દેખાયાં નથી." મેં કહ્યું.

"એની તબિયત સારી નથી, નેડ."

હું ઘેર જઈ આ વિષે વિચાર કરવા લાગ્યો. જેટૂલિયો સાચું જ કહેતો હશે? કારિટા મને ટાળવા માગે છે કે સાચે જ માંદી છે? બીજી એક કલ્પના આવતી હતી. તેને મેં દૂર કરવા વારંવાર પ્રયત્ન કર્યો, છતાં તે હઠતી નહોતી. એને દહાડા તો ન રહ્યા હોય?

મારે કારિટાની ગરજ હતી. તે પણ મને ચાહતી હતી. અમને પરણવામાં બાધક હોય એવું કાંઈ કારણ દુનિયામાં નહોતું. એક પ્રકારનો આસુરી હર્ષ મને થયો. વિધિનેયે હરાવીશ અને અંતે જીવનનું સુખ મેળવીશ —પણ— પણ, જો બાળક થાય તો? તેયે શું કોઢિયું થશે?

વિન્ટને મને કહેલી વાતો પર હું વિચાર કરવા લાગ્યો. વરસે દહાડે અહીં રોગીઓમાં લગભગ સો બાળકો પેદા થાય છે. તે રોગી જન્મતાં નથી, કારણ કે કોઢ વારસામાં ઊતરતો નથી. પણ તેમને રોગ લાગવાનો ઘણો સંભવ હોવાથી, તેમને બનતી ત્વરાએ મા પાસેથી લઈ લેવામાં આવે છે, અને નીરોગી વિભાગમાં એક બાળગૃહમાં ઉછેરવામાં આવે છે. આગળ ઉપર તેમને બીજે રવાના કરવામાં આવે છે. પરિણામે તે જાતે કોઢિયાં થઈ અહીં આવે નહીં અથવા તેમનાં માબાપ નીરોગી થઈ ઘેર જાય નહીં તો — તે પછી માબાપ પોતાનાં બચ્ચાંને કદી જોવા પામતાં નથી. કોઢિસ્તાનમાં બાળક રહેતાં હોય ત્યાં સુધી માબાપ બાળકને જોવા જઈ શકે પણ તેને અડી શકે નહીં.

આ વિચાર-વમળમાં સપડાયેલો હું બાળગૃહ જોવા ગયો. ત્યાં બહારના તંબૂમાં વીસ માતાઓ પોતાનાં બાળકોને જોવા ખોટી થતી હતી. સામે ઉપરની બાજુ બાળગૃહની લાંબી અટારી હતી. ધોળાં કપડાં પહેરેલી એક સિસ્ટર (નર્સ) એક બાળકને લઈ અટારી પર આવી. 'આ—હ'નો એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી એક સ્ત્રીએ — છોકરી જેવી બાળાએ — આગળ જઈ પોતાના હાથ ઊંચા કર્યા. તે એનું બાળક હતું. આ બાળક શાંત પડેલું હતું. એને કશાની પરવા નહોતી. સિસ્ટર બાળક જોડે વાતો કરવા લાગી અને તેના હાથ જોડે રમવા લાગી. બાળક ખડખડ હસ્યું. ખુશ થઈ મા સામું હસી. પછી સિસ્ટર તેને લઈને ચાલી ગઈ અને એક મિનિટ પછી પાછી આવી. હવે એક

બીજું બાળક તેના હાથમાં હતું. પેલી મા મારી આગળ થઈને ચાલી ગઈ. મારા પર તેનું ધ્યાન નહોતું. તે જમીન પર પડી અને રડવા લાગી. હું ત્યાંથી ચાલ્યો આવ્યો. મારો જીવ દુઃખિત થયો. શું કારિટા પર આ આફત આવશે? મને કદી ન લાગેલો આઘાત પહોંચ્યો. જૅનને છોડી દેતાં કે મને કોઢ નીકળ્યો છે એ જાણીનેયે મને આટલું ઊંડું દુઃખ થયું નહોતું. આ નરકકુંડમાં — કોઢ થવાની ધાસ્તીવાળું — બાળક મારે ન જોઈએ.

પાંચ દિવસ સુધી હું ઘરની બહાર નીકળ્યો નહીં. જોઝિ આવ્યો પણ હું તેને મળ્યો નહીં. ધંધો પોતાનું ફોડી લેશે. હું રાત અને દિવસ એક સરખું ઢીંચવા લાગ્યો. ટૉમસ ત્રાસી ગયો. એણે મારી સાથે વાત કરવા પ્રયત્ન કર્યો. પહેલી વાર મેં એના પર હાથ ઉગામ્યો અને એને ધકેલી દીધો. પછી કારિટા આવી.

તે વખતે હું આંબા નીચે હતો. મેં હજામત કરી નહોતી, વાળ ઓળ્યા નહોતા. મારી સામે દારૂની બાટલી પડેલી હતી. એને જોઈને મારી આંખો સાફ થઈ. હું ઊઠ્યો અને તેની તરફ લથડ્યો. તેણે પોતાના હાથ વડે મને સાચવી લીધો.

"કારિટા, કહો. તમને દહાડા રહ્યા છે શું?"

"અરે, અરે, વહાલા! ત્યારે આના ભયમાં તમે પડેલા હતા? ટૉમસે આવીને મને તમારી વાત કરી. ના, નેડ એવું કશું નથી. હું સાચે જ માંદી હતી. ચાલો, બેસીએ."

હું ટેબલ પર માથું નાંખી રડવા લાગ્યો. મોટેથી ડૂસકાં લઈ રડ્યો. કારિટા પાસે બેસી રહી. તે પણ ધીમે ધીમે રડતી હતી અને શાંત થવાની રાહ જોતી હતી. ઊભરો શમી ગયા પછી તે બોલી:

"નેડ, વહાલા, આજે નાતાલની રાત છે."

હું તો ભૂલી જ ગયો હતો. મારું માથું ઊંચું કરી હું બોલ્યો, "નાતાલ!"

"હા, નેડ. આજે હું અહીં જ રોકાઉં ને જમું તો કેમ?"

"જમશો? નાતાલનું જમણ? સાચે જ, કારિટા?" એની પરવાનગી લઈ હું ઘરમાં હજામત કરવા અને નહાવા ગયો.

પરવારીને તેની પાસે જતાં પહેલાં મેં ભૂરા ફૂલરાઓની કેટલીયે ડાળીઓ એકઠી કરીને તે બધીનો એક કમખા-આકારનો શણગાર બનાવ્યો. કાંઈક અભિમાનપૂર્વક મેં તેને તે ભેટ કર્યો.

"ઓ! પ્રિય! કેટલી સુંદર વસ્તુ!"

"શું કહું? નાતાલ ટાણે આપવા મારી પાસે આજે બીજું કશું નથી, કારિટા!"

"કશું નથી કહો છો? તમારા અમૂલ્ય ફૂલરા ચૂંટી તમે જાતે તેનો આ મધ્યાહ્નના આકાશ જેવો શણગાર ગૂંથી કાઢ્યો, અને કહો છો કે આપવા જેવું કશું છે નહીં! પ્રિયતમ, એની કિંમત હું સમજી શકું છું. એની સ્મૃતિ આ પાંદડાં જેવી જ મને સદા તાજી રહેશે."

એક કલાક બાદ ટોમસ અમને હરિયાળુ પર ચા પહોંચાડી ગયો. ચમેલીનાં ફૂલોનો તીવ્ર ગંધ મહેકી રહ્યો હતો. કારિટા એના ઘેરા પોષાકમાં અને લેસવાળી ઓઢણીમાં સુંદરતાની મૂર્તિ સમી લાગતી હતી. હવે હું વાત કરવા જેટલો સ્વસ્થ થયો હતો.

"મને તમે — તમે મને પરણશો, કારિટા?"

તેણે નિસાસો મૂકયો. "નહીં, નેડ."

"પણ, કેમ નહીં? તમારો મારા પર પ્રેમ તો છે."

"તમે જ મને આજે સાચું કારણ બતાવ્યું."

"એ હું મૂર્ખ હતો, કારિટા. હવે ફરી એવો મૂર્ખ નહીં બનું. ખાતરી રાખો. હું કોઈ બાળકનો જન્મદાતા નહીં બનું.

"સાચું, નેડ. પણ તમે જોતા નથી કે એ જ કારણથી તો મારાથી તમને પરણાય નહીં. એ મારી ધર્મશિક્ષાની વિરુદ્ધ છે."

"તમે એમ તો કહેવા નથી માગતાં ને કે દુનિયામાં કોઢિયાં બાળકો વધારવાની ધર્મની શિક્ષા છે?"

"ધર્મની બાબતમાં મારાથી શંકાકુશંકા ન કરાય"

"પણ મારે તો તમે જોઈએ જ, કારિટા! શું જીવનનો આનંદ આપણે લેવાનો જ નહીં? શું આ રોગનો જ શાપ પૂરતો નથી? તમે મને પરણો એમ ઇચ્છું. આપણે બે મળી જીવનનો કેટલો લહાવો લઈ શકીએ?"

"નેડ, તમે કહો છો કે આપણે શાપિત છીએ. પણ, સાચે જ, શું આપણે — આપણે બેઉ — શાપિત છીએ? કે, એક છે અને એક નથી એમ પણ બને? જો આપણે પહેલેથી જ પરણ્યાં હોત, અને બેમાંથી એક સાજા થયા હોત તો સવાલ ન ઊભો થાત. પણ — જો તમે સાજા થાઓ અને હું રોગી રહું તો — તમે પાછા સ્વદેશ જવા ઇચ્છા કરશો અને જો હું સાજી — ના, મારાથી પાછાં જવાય જ નહીં. તમારા લોકો કોઢ વિષે એટલું ઓછું જાણે છે કે તેઓ તમને સમાજમાં સ્વીકારી લેશે. પણ મારું તો આખું જીવન કોઢને સમજનારા લોકોમાં ગયું છે. હું પાછી જાઉં તોયે મારા પર હમેશાં અવિશ્વાસ અને વહેમ રાખવામાં આવશે. મારે તો અહીં જ રહ્યે છૂટકો."

"કારિટા, હું સાજો થાઉં એવો સંભવ નથી. આ બધાં વર્ષો દરમ્યાન રોગ વધતો ગયો છે. ધીમે ધીમે ખરો, પણ વધ્યો જ છે. તો, આયુષ્ય ખૂટે તે પહેલાં કાં સુખ મેળવી ન લઈએ?"

"નેડ, આપણે સત્ય પ્રત્યે સીધી જ નજર માંડવી જોઈએ. એવું તો બની શકે નહીં કે હું તમને પરણું, પણ બાળકો થાય નહીં એવી ત્રેવડ કરું. એ મારી ધર્મશિક્ષા અને ઇશ્વરનિષ્ઠાની વિરુદ્ધ છે. તમે કહો છો કે જીવનમાં કશું રહ્યું નથી. પણ હું કહું છું કે ઇશ્વર તો રહ્યો છે. અને મારે માટે ઇશ્વર બહુ જ સત્ય વસ્તુ છે. એ જીવનનો જ એક ભાગ છે."

હું એની સામે જોઈ રહ્યો. ચાંદનીમાં એનું રૂપ લગભગ અલૌતિક કાંતિમાન લાગતું હતું. એ કાંતિ ઇશ્વરશરણની હતી. મારી પાસે કશો જવાબ નહોતો. એનો માર્ગ મારો થઈ શકે એમ નહોતું.

જૂના સ્પૅનિશ ઘંટ વાગવા લાગ્યા. એ ઘંટ દેવળના હતા. એ દેવળ તેના પંથનું હતું.

"મધ્યરાત્રિની પૂજાને હવે અરધો જ કલાક છે, નેડ. આજે નાતાલની પૂજા છે. મારી જોડે આવશો?"

ઘરની પાછળ થઈ અમે રસ્તા પર ચાલવા લાગ્યાં. બંને મૂગાં હતાં. ઘણા લોકો દેવળ તરફ જતા હતા. વાત કરવાની મારી વૃત્તિ નહોતી. તે હોત તોયે નાનાં બાળકોની દોડાદોડ અને હસાહસના તથા

મોટેરાઓની રસળતી ચાલના દેખાવે મને મૂગો કરી દીધો હોત. કારિટા કાંઈ બોલી નહીં. રસ્તા પર ઝાડોની પંક્તિની છાયામાંથી ચાંદનીમાં પેસતાં મેં જોયું તો એનું મોં ફિક્કુંફચ દેખાયું. મને યાદ આવ્યું કે એ મંદવાડમાંથી ઊઠેલી છે. તેથી મેં એનો હાથ મારા હાથમાં ખેંચ્યો. કાર્યાલયનો મુખ્ય રસ્તો માણસોથી ભરચક હતો. ટેકરી પરના જૂના સ્પૅનિશ વિભાગમાં જવા માટે અમે મુખ્ય રસ્તો છોડી બાજુએ વળ્યાં. ફરતી લાંબી પથ્થરની પગથીઓ ઘૂંટણીએ પડેલા માણસોનો જાણે ઢગ બની હતી. તેમને ધીમે ધીમે વટાવતાં અમે પથ્થરના મોટા દરવાજામાં થઈ દેવળના બારણામાં પેઠાં. બારણાનું કોતરકામ ઉત્કૃષ્ટ પ્રકારનું હતું. અંદર જઈ અમે અટક્યાં. સંગીત ચાલતું હતું. એક વિલક્ષણ કંપ તેના સૂરોમાં હતો. કારિટાએ ગીત ઓળખી લીધું.

"આ કેવી હૈયું હલાવી મૂકનારી ચીજ છે, ખરું? એ એક પુરાણું ગામડિયા રબારી ગીત છે. આ વર્ષે પહેલી જ વાર તેઓ તેને અહીં ગાઈ રહ્યાં છે. કેટલાયે મહિનાથી તેની તાલીમ લેતાં હતાં."

કદાચ તે દિવસે મારી મનોદશા વિશેષ તૈયાર હશે તેથી, કે ગમે તે કારણે, એ સંગીતે મને મુગ્ધ કર્યો. તે મારામાં વ્યાપતું ગયું અને મને ઊંચે ચડાવતું ગયું. ભજન પૂરું થયું ત્યાં સુધી અમે થોભ્યાં.

પથ્થરની દીવાલો, પથ્થરની જમીન — બંને ત્રણસો વર્ષનાં પુરાણાં હતાં. ખુરસીએ ખુરસીએ ભક્તો બેઠેલા હતા. ઊભા રહેવાની એકેએક પગલું જમીન ભરચક હતી. ફાધર મારેલ્લો વેદી પર હતા. બધાંમાં તે જ એક નીરોગી હતા. બાકી અમે સૌ મહારોગી. કેટલાક ગાનારા લગભગ આંધળા હતા. કેટલાકે આંગળાં ખોયેલાં હતાં. પ્રસાદ લઈને જેમ જેમ ભક્તો વેદી છોડી દેવળ બહાર નીકળતા જતા હતા, તેમ તેમ અમે ખાલી જગ્યાઓ ભરતાં ભરતાં આગળ વધતાં હતાં.

થોડી વારે કારિટા મને એક જગ્યાએ જ તેની રાહ જોતાં બેસવા કહી, વચ્ચેના માર્ગમાં થઈ વેદી આગળ ગઈ. સેંકડોસેંકડો લોકોને હું આગળ પાછળ ખસતાં જોતો બેઠો. પ્રસાદ લઈને આવનારાંઓના ચહેરા પર શાંતિ અને પ્રસન્નતા હતાં. ધીમે ધીમે મને ઊમજવા માંડ્યું

કે ધર્મ તેમના જીવનનું એક પ્રાણપૂરક તત્ત્વ છે. તેની દીક્ષામાં તેમને જીવન નભાવવાનું બળ પ્રાપ્ત થાય છે. આખરે જ્યારે અમે પગથીઓ ઊતરી કારિટાના સગાના ઘર તરફ ગયાં ત્યારે વહાણું વાવાની શરૂઆત થઈ હતી.

હું મૂગો હતો. ધર્મસંપ્રદાયો લોકોનાં દિલ પર જે કાબૂ ધરાવે છે તેનું, તેમ જ — મને આટલું ચાહતાં છતાં — કારિટા કેમ દૃઢ રહી તેનું કારણ મને કંઈક સમજાયું. મારા વિચારોમાં ફેર પડ્યો નહીં, પણ હવે તેના સિદ્ધાન્તો પ્રત્યે મારા મનમાં માન ઊપજ્યું. કારિટા અને મારો વિવાહ અશક્ય હતો અને રહેવાનો. પણ, તેથી, મારા હૃદયમાં કડવાશ ન પેઠી. અટકતાં અટકતાં, શબ્દોને ખોળતાં ખોળતાં, મેં મારા આ ભાવ કારિટાને કંઈક અંશે કહ્યા.

"ઉપકાર થયો, નેડ. તમે મને કહ્યું તે તમારી ઉદારતા છે. મારું હૈયું ભારે છે, પણ તેમાં શાંતિ છે. આપણો ન જન્મનારો પુત્ર આજે આપણો ઉપકાર માનતો હશે."

"હા, કારિટા, એ તદ્દન ખરું છે."

તેનું ઘર આવી લાગ્યું. અમે ઊભા.

"હવે આગળ બાબત શું?"

"મને લાગે છે કે કેટલોક સમય આપણે માત્ર જાહેરમાં જ મળીએ તો ઠીક થશે. તમને શું લાગે છે? પછી, આગળ જતાં, જ્યારે આપણા બંનેના ઘા કાળે રુઝાડ્યા હશે, ત્યારે આપણે શુદ્ધ મૈત્રીનો નાતો જાળવી શકીશું. હું તમારો સાવ વિયોગ ઇચ્છતી નથી, નેડ."

"અને હુંયે તમને ખોવા નથી માગતો, કારિટા."

"ત્યારે તમને સાવ ખાતરી લાગે ત્યાં સુધી આપણે રાહ જોશું. પછી તમે મને કહેવડાવજો એટલે હું આવીશ."

"નાતાલના અભિનંદન, પ્રિયે" — મારો અવાજ મને પોતાનેયે વિચિત્ર લાગ્યો.

"શિવરાત, વહાલા. કુમારી માતા મેરી તમને શાંતિ આપો."

હું એકલો ઘેર ગયો. ક્યારેય ન હતું તેવું એકલાપણું લાગ્યું. કારણ, હવે તો આખો જન્મારો એકલા જ રહેવાનું!

## ૨૦

# ઈ. સ. ૧૯૧૭

સન ૧૯૧૭ સુધીમાં અમારા માછીધંધાએ ઠીક પ્રગતિ કરી હતી. તે એક સહકારી ધંધાના સ્વરૂપનો હતો. દરેક માણસને એનું મહેનતાણું મળતું. શરૂઆતમાં મહિને દસ પેસો (રૂા. ૧૮ લગભગ) મળતું, તે ધીમે ધીમે વધીને વીસ પેસો સુધી ગયું હતું. પગાર કાઢ્યા પછી નફો રહે તેમાંથી અમુક હિસ્સો ડિવિડન્ડ (લાભફાળો) આપવામાં વપરાતો. શરૂઆતમાં સાધનસામગ્રી માટે ઘણીખરી મૂડી મેં જ ધીરી હતી. પણ પછી જેમ જેમ કામ કરનારાઓની શક્તિ વધતી ગઈ તેમ તેમ તેઓ ખુશીથી તેના શૅરોમાં તે રોકવા લાગ્યા. ભાગ ફળાયા બાદ જે વધારાનો નફો રહે તેમાંથી ચાળીસ ટકા મારો હિસ્સો હતો. હું કશો પગાર લેતો નહોતો. આ મારું વ્યવસ્થાપક તરીકેનું મહેનતાણું સમજો. વધારાના નફાના બાકીના સાઠ ટકા મજૂરોને, એમણે માસ દરમ્યાન ભરેલા કલાકના પ્રમાણમાં, વહેંચવામાં આવતા. દાક્તરોના અભિપ્રાયને અનુસરી કેટલાક પૂરું કામ આપતા અને કેટલાક ઓછું. જે પૂરું કામ આપનારા હોય તે જો કોઈક કારણસર કામ ન કરી શકે તો પોતાની બદલીએ કોઈ બીજાને કામે મોકલવાની તેના પર જવાબદારી હતી. કેટલેક વર્ષે મેં વધારાના નફાનો મારો ભાગ ઘટાડીને પહેલાં ત્રીસ ટકા અને પછી વીસ ટકા કરી નાંખ્યો. પૈસા કમાયાનું મને કંઈક અભિમાન લાગતું ખરું. પણ તેનો ઉપયોગ મને કશો જ નહોતો. મારી રહેવાની જગ્યા અને મારું નિત્યખર્ચ લગભગ પૂરેપૂરું મારા પેન્શનમાંથી નીકળી આવતું હોવાથી આ કમાણી તો સંગ્રહ તરીકે જ બચતી હતી.

જોઝિ કૂઝે સંકોચપૂર્વક એટલું જ કહેલું કે એણે ક્યારેક ક્યારેક વહાણો બાંધવામાં એક કાળે મદદ કરેલી. હકીકતે તો એ અમારી કંપનીનો મૂલ્યવાન સાથી નીવડ્યો. અમારી પહેલી હોડી અમે

મનીલાથી મંગાવેલી. પણ પછી તો સર્વે હોડીઓ તેણે પોતાની જ દેખરેખ તળે બંધાવી. અમે એક ઠીક ઠીક જબરી મોટર-બોટ અને કેટલીક નાની હોડીઓ બાંધી. આ નાની હોડીઓ એટલે નાનાં નાનાં હલકાં હોડકાં હતાં. તેનો ઉપયોગ મારા ઘરથી થોડે દૂર દરિયામાં અમે ગોઠવેલા માછલી-ફાંદા આગળ પહોંચવા માટે કરવામાં આવતો.

માછલીઓ સહેલાઈથી પકડાતી. વાંસના બનાવેલા અમારા ફાંદા જાણે પાણીમાંથી બહાર ઊઠી આવેલી કામઠીઓની ગોળ વાડ ગોઠવી હોય, એવા લાગતા. એક છેડે તેને પહોળું પ્રવેશદ્વાર હતું. તેમાંથી માછલીઓ અંદર આવતી અને, અંદરના ઘેરાવાના સંકોચમાં એકઠી થતી થતી એક નાના ગળણી-આકારના મુખમાં પેસતી. એ મુખ્ય ફાંદાનું મોં હતું. મુખ્ય ફાંદો એટલે એક બીજી વાંસની વાડ. તેમાંથી માછલાંને પાછું નીકળવું મુશ્કેલ હતું. તેમાંથી તેમને ખેંચી કાઢવા અમે હાથ જાળોનો ઉપયોગ કરતા, અને જે પકડાઈ આવે તેને હોડીમાં ભરતા.

અમારા માણસો જોડે મારો સારો પરિચય થયો. હું ટાગાલોગ ભાષા સહેલાઈથી બોલતો હતો અને વિસાયાન ભાષા કામ પૂરતી. તરુણ પેઢી અંગ્રેજી બોલતી કારણ કે ફિલિપાઈન્સમાં અમેરિકન રાજ થયા પછી અંગ્રેજી ભાષાનું શિક્ષણ શાળાઓમાં અપાવા લાગ્યું હતું.

જોઝિ અને તેની દીકરી મારિયા મારા ઘરની નજીકમાં એક નાનકડા ઘરમાં રહેતાં હતાં. જોઝિની પત્ની તેના અહીં આવ્યા પહેલાં જ મરી ગઈ હતી. એને મારિયાની બહુ ચિંતા હતી. પણ દવાથી એને સારો સુધારો થયો હતો, અને મોડી વહેલી તેને પૅરોલ (છુટ્ટી — કાચી મુક્તિ) મળવાની જોઝિને આશા હતી. આથી જોઝિ સાવ એકલો પડી જવાનો ભય હતો, પણ દીકરીના હિત આગળ તેની શી કિંમત?

સાન્ટિયાગો બ્રિલાસ, વિકટર કાબિસાન અને રિકારડો જાસિલ્ડો બીજા ત્રણ જુવાન હતા. તેઓ કુંવારા હતા અને રોગની હજુ તેમને શરૂઆત જ હતી. ત્રણે મહેનતુ કામગારો હતા, પણ તેમનામાં પોતીકી સૂઝ નહોતી. કામ નીકળ્યા પહેલાં તેઓ કેવળ બજાર-રસળુ જ હતા. પણ સાન્ટિયાગો અને જાસિલ્ડો મૂળે માછી હોવાથી હોંશથી કંપનીમાં

જોડાયા અને ફાંદાઓ ગોઠવવા માટે અનુકૂળ જગ્યાઓ શોધવામાં તેમણે ખૂબ મદદ કરી. ઉપરાંત, જાળ ફેલાવવાની સારામાં સારી જગ્યા સમજી લેવાની તેમનામાં સહજબુદ્ધિ હતી.

ફ્રાન્સિસ્કો નામનો એક માણસ ચાળીસ પાર કરેલો હતો. તે અને તેની પત્ની બંને રોગી હતાં. એનો રોગ બહુ જ ઝપાટાબંધ વધ્યો હતો. તેથી અમે તેને જાળો બનાવવાની જવાબદારી સોંપી. એની પત્ની પણ તેમાં જોડાઈ અને બંને મળીને અમારી જાળો ગૂંથતાં અને સમી કરતાં તથા કદીક ખૂબ માછલીઓ પકડાઈ આવી હોય તો તેને સાફ કરવામાં મદદ કરતાં.

અમારો સૌથી વધુ ધ્યાન ખેંચનારો સાથી—ફ્રેડરિક આરાંગ—નિષ્ઠાવાન અને હોશિયાર માછી હતો. એણે એકાગ્રતાથી કામ કર્યું. પરિણામે એની તબિયતમાંયે લગભગ તાબડતોબ સુધારો દેખાવા લાગ્યો. દાક્તરોએ ઉત્તેજન આપી એને છૂટવાની આશા બંધાવી. એથી એની તબિયતમાં ઓર સુધારો થયો. એના જવાથી અમને મોટું નુકસાન થાય એમ હતું, છતાં અમે સર્વે તેનો છૂટવાનો દિવસ નજીક આવે એમ ઉત્સુકતાથી આશા સેવતા હતા.

આપઘાત, ગાંડપણ કે દારૂ-નશાનો ભોગ ન થઈ પડું તે માટે મેં આ ધંધાનો આરંભ કર્યો હતો. વિન્ટન સારી પેઠે જાણતો હતો કે આ ત્રણે ચીજોનો મારે વિષે ઘણો સંભવ હતો. કદાચ અમે રોકેલા બીજા માણસોને વિષેયે એવો સંભવ હતો. લગભગ પચાસ માણસો માટે આખા કે થોડા સમયનું કામ નિર્માણ થયું હતું. તેમની કમાણી મોટે ભાગે તેમનાં પરદેશ વસતાં કુટુંબી તથા આશ્રિતોને જતી હતી. પેલા ત્રણ કુંવારાઓએ હવે એમનાં ભોજન-ધુલાઈ વગેરેનાં કામો માટે એક ધણી-ધણિયાણીને રોકી લીધાં હતાં. કોઢિસ્તાનના પ્રમાણમાં આ કામ, ખૂબ મોટા તળાવમાં એક દેડકો દેખાય તેવું, નજીવું હતું. છતાં, તે દેડકો ચપળ હતો અને એણે ઠેકડા મારી મારી પાણી હલાવવું શરૂ કરી દીધું હતું. બધા દાક્તરોને આ પ્રવૃત્તિ ગમી. તેમણે કહ્યું કે અમારી સફળતાને લીધે દરદીઓના ભંડારો તથા બીજા નાના નાના વ્યવસાયોમાંયે તેજી આવી હતી.

હું માનું છું કે આનું ઘણું શ્રેય કારિટાને હતું. તે પોતાના વિદ્યાર્થીઓને અમારી જાળો તથા પકડેલી માછલીઓને ઉતારવા તથા સાફ કરવાની ક્રિયાઓ દેખાડવા લઈ આવતી એટલું જ નહીં, પણ શાળાના બીજા શિક્ષકોમાંયે તેની વાતો કરતી. તેઓ વિદ્યાર્થીઓના રીતસર વર્ગો પાડી અમારાં કાર્યાલયમાં તેડી લાવતા અને અમારાં કામો દ્વારા સમગ્ર ફિલિપાઇનમાં ચાલતા માછીધંધાની માહિતી આપતા.

બાળકોને એમાં એટલો બધો રસ આવવ લાગ્યો કે મેં અમારા કારીગર પાસે કેટલીક નાની નાની હોડીઓ તૈયાર કરાવી અને વિદ્યાર્થીઓને તેનાં ઇનામ આપવા દરખાસ્ત કરી. અમારું કામ જોઈ ગયા બાદ તે વિષે સારા નિબંધ લખનાર વિદ્યાર્થીને શિક્ષકો તે ઇનામ આપતાં. આમ કોઢિસ્તાનમાં આમારા ધંધાની જાહેરાત થવા લાગી. તે સફળ થતો ગયો તેમ તેમ વધારે માણસો કામ માટે અરજી કરવા લાગ્યા. અમે બધાંને તો તરત રોકી શકીએ એમ નહોતું, પણ મેં તેમનાં નામ અને લાયકાતની યાદી બનાવી ડૉ. વિન્ટનને મોકલી. ડૉ. વિન્ટન એ યાદીના માણસોને બની શકે ત્યાં કામે લગાડવાનો અને તેને યોગ્ય મહેનતાણું મળે તે જોવાનો પ્રયત્ન કરતા.

મારા પર એવી છાપ પડી છે કે જે લોકો ધંધામાં રોકાયેલા હતા તેઓ વધારે નિયમિત રીતે ઉપચાર કરાવતા. જ્યારે કામ વિનાના હતા, ત્યારે નિરાશામાંથી બચવું તેમને વધારે અઘરું લાગતું. મને એમ પણ ભાસે છે કે જેઓ મનપસંદ કામમાં રોકાયલા રહેતા, તેઓ વધારે સારી તબિયત જાળવી શકતા.

*

આ અરસામાં જ અમારા સંસ્થાનમાંથી પૅરોલને લાયક પહેલી ટુકડી તૈયાર થઈ. દાક્તરોની પરીક્ષામાં ત્રીસ માણસો 'નેગેટિવ' (જંતુમુક્ત — રોગના જંતુ હોવાનું ન દેખાડનારા) માલૂમ પડ્યા હતા. એટલે કે, તેમનો રોગ હવે વધતો અટકી ગયો હતો અને હવે સમાજને તેમનાથી ભય નહોતો. જૂના દેવળની નીચેની બાજુએ એક 'જંતુમુક્ત-નિવાસ' (નેગેટિવ-હાઉસ)માં તેમને જુદા પાડવામાં આવ્યા

હતા. વિન્ટનનો અભિપ્રાય હતો કે આ ટુકડીને સાજા કર્યાનું શ્રેય એમને નહોતું. તેમનામાંનો મોટો ભાગ આપમેળે સારો થયેલો હતો. બીજા રોગોની જેમ કોઢ પણ કદીક વગર ઇલાજે મટી જાય છે. આથી, આ પહેલા પૅરોલવાળાઓનું દાક્તરી દૃષ્ટિએ બહુ મહત્ત્વ નહોતું. પણ રોગીઓની દૃષ્ટિએ તો તેનું મહત્ત્વ હતું જ. આ પહેલો મોટો જથ્થો છૂટવાનો હતો. એટલે કે અહીં જે આવે છે તે જન્મટીપ લઈને જ આવે છે એમ નથી, અહીંથી છૂટવાની માણુસને આશા છે — એમ અમ લોકોની ખાતરી થઈ. વળી, જેઓ અહીંથી બહારની દુનિયામાં પાછા જાય તેઓ અહીંની આશાદાયક વાતો બહાર લઈ જવાના, અને તેથી સખતાઈ કર્યા વિના બીજા દરદીઓને અહીં લાવવાનું સહેલું થશે. આમ થવું આવશ્યક હતું, કારણ કે આરોગ્ય ખાતાના અધિકારીઓને કેટલીક વાર રોગીઓને બળ વાપરી પકડી લાવવા પડતા, અને તેમ કરતાં ઘણા અધિકારીઓને કેટલીયે વાર ગંભીર માર પણ પડતો.

આ ત્રીસ ભાગ્યશાળીઓને ધામધૂમથી વિદાયગીરી આપવાનો કોઢિસ્તાનીઓનો હક અમે બરાબર બજાવી લીધો.

એમને લઈ જનાર વહાણ વળતી મુસાફરીમાં વૉલ્ટર સિમસન નામે એક નવા અમેરિકન પરોણાને લેતી આવી. તે સ્પૅનિશ યુદ્ધનો એક કસાયેલો સૈનિક હતો. એના આવવાની વાત સાંભળી હું રાજી થયો અને પહેલી તકે તેને મળવા ગયો. મારાથી તે ઉંમરે મોટો, રતુંબડા વાળનો, જાડો-શો માણુસ હતો. ખૂબ ગમગીન રહેતો. મેં એને ઉત્સાહી કરવા પ્રયત્ન કર્યો. પણ એની ઉદાસી કદી સાવ ઓગળી નહીં. એ પેનસિલવેનિયા સંસ્થાનનો હતો; રોગ દેખાયા પહેલાં સાત વર્ષ સ્વદેશમાં હતો; અને અહીં આવ્યા પહેલાં સેણુ ગયેલો — આટલું જ હું તેને વિષે જાણી શક્યો. અમારી વચ્ચે એક બીજી મળતી આવતી બાબત એ હતી કે બંનેએ ઇજનેરીનો અભ્યાસ કરેલો. પણ બહુ થોડી બાબતોમાં અમારા વિચારોમાં મળતાપણું હતું. મને લાગે છે કે અમને બંનેને પરસ્પરના સમાગમ કરતાં અમારા ફિલિપાઇન મિત્રોનો સમાગમ વધારે ગમતો.

કેટલોક વખત સિમસને કામ ધંધામાં કશો રસ બતાવ્યો નહીં. આમાં હું તેનો દોષ જોતો નથી. હું એને માછીધંધા જેવું કામ જ દેખાડી શકતો હતો, અને તે બિલકુલ લલચાવનારું નહોતું. તેનાં અને મારાં દૃષ્ટિબિંદુ સાવ જુદાં હતાં. મોટે ભાગે મેં તેને એકલો જ છોડ્યો. પણ તે અમેરિકન હોવાથી હું અવારનવાર ટૉમસ જોડે તેને એકાદ સારી વાની મોકલતો. ધીમે ધીમે એનું અળગાપણું ઓછું થવા લાગ્યું, પણ મને લાગે છે કે કોઈની સાથેયે ગાઢ મિત્રતા બાંધવાનું એના સ્વભાવમાં જ નહોતું.

*

બાવાલાના રેડિયો સ્ટેશન મારફતે અમને ત્વરાથી ખબરો મળતી. ૧૯૧૭માં યુ. સ્ટે. યુરોપની લડાઈમાં ઊતર્યાના સમાચાર આવ્યા. સ્વભાવિક રીતે જ લોકોમાં કુતૂહલ અને અધિકારી વર્ગ તરફથી લડાઈને અંગે સભા-જલસા-સરઘસ વગેરે પ્રચાર કાર્ય થયાં. વાતાવરણમાં લડાઈની ગરમી આવી.

એક અમેરિકન તથા માજી સૈનિક તરીકે મેં પણ પ્રચારકાર્યમાં ઉત્સાહથી ભાગ લીધો. ક્ષણભર હું પાછો સૈનિક બની ગયો અને, જાણે, દુશ્મનો સામે કૂચ કરતો હોઉં એવા રંગમાં આવ્યો. પણ બધું પૂરું થયા પછી પ્રત્યાઘાતરૂપે હતાશાનો ઉદ્વેગ આવ્યા વિના રહ્યો નહીં. લોકો મારી આજુબાજુ વીંટળાઈ મને વિવિધ પ્રશ્નો પૂછતા. જર્મનીને હરાવતાં અમેરિકાને કેટલો વખત લાગશે? અમેરિકાનું લશ્કર કેવડું છે? બીજું કેટલું પેદા કરી શકશે? જર્મનીની પાણડૂબીઓ (સબમરીનો), નૌકાસૈન્ય, વિમાનદળ વગેરેનો સામનો કરવા અમેરિકા પાસે કયાં સાધનો છે? મારાથી અપાયા તેવા ઉત્તરો મેં આપ્યા. અને લોકોને આ બાબતોમાં જે ઝીણી માહિતી હતી તે જોઈ મને આશ્ચર્ય થયું. એમને મન દુનિયા મરી ગયેલી નહોતી. તેમને દુનિયાની ધડમથલોમાં રસ હતો. પ્રચારને પરિણામે લોકોએ લડાઈનાં બૉન્ડ વગેરે પણ ખરીદ્યાં હતાં.

નૅશનલ ગાર્ડ (રાષ્ટ્રીય સંરક્ષકદળ)નો પદાધિકારી હોવાથી ટૉમને ભરતી થવામાં વાર ન લાગી. એને લેફ્ટનન્ટનો હોદ્દો પણ તરત

મળ્યો. એનો કાગળ મને મળ્યો, તે વખતે તો તે યુરોપ ભણી ઊપડી પણ ચૂક્યો હોવો જોઈએ.

"નેડ, આપણે બેઉ સાથે જઈ શક્યા હોત તો! આપણા કુટુંબ તરફથી દેશનો વાવટો ઊંચો ધરી રાખવા હું પ્રયન્ત કરીશ. અત્યાર સુધીમાં આપણા કુટુંબમાંથી બધા જીવતા પાછા ફર્યા છે. તેથી હું ધારું છું કે હુંયે પાછો આવીશ. પણ ન આવ્યો તો તને વધારે આનંદ થવો જોઈએ. જૅન માટે કશી ચિંતા કરવા જેવું નથી એ જણાવી દઉં. શિકાગોના એક સંગીત વિદ્યાલયની તે આચાર્યા છે અને મારી માહિતી પ્રમાણે ઘણું સારું કમાય છે. મને કંઈ થાય તો તને ખબર કરવામાં આવે એવી મેં મેજર ટૉમસન જોડે ગોઠવણ કરી છે. બિલ તો બાળકના જેવા ઉમંગમાં છે. એ પાછો દાક્તરી ટુકડીમાં દાખલ થઈ ગયો છે."

ત્યાર પછી ટૉમની બીજી નાનકડી ચિઠ્ઠી મળતાં ઘણો લાંબો વખત ગયો. તે ફ્રાન્સ પહોંચ્યો હતો. એની ટુકડી થોડા વખતમાં ઝપાઝપીનો અનુભવ કરવાની હતી. વળી, લાંબો વખત ગયો. બિલની ચિઠ્ઠી આવી. પહેલી જ ઝપાઝપીમાં ટૉમ માર્યો ગયો.

મને ભારે દુઃખ થયું. ટૉમના મરણથી મારા વિચારો ઘર પ્રત્યે દોડ્યા. કેટલાંક વર્ષથી મારા દિવસો એવા પ્રવૃત્તિભર્યા જતા હતા કે ગત જીવનનું સ્મરણ કરવાને ઝાઝો અવકાશ જ નહોતો. આજે હું ગૃહાતુર બન્યો. કલાકો સુધી હું જૂના ગૃહજીવનને સ્મરણપટ પર જોતો બેઠો. હવે તે બધું કેટલું બદલાઈ ગયું હશે તે તો હું ભૂલી જ ગયો. મારા દિવાસ્વપ્નમાં ટૉમ, મા, જૅન, મેબલ અને પિતાશ્રીને પણ હું જોતો, અને પછી દુઃખદાયક સ્મૃતિ ઊઠતી કે હાય, તેમાંથી હવે જૅન અને મેબલ સિવાય બધાંયે સંસાર છોડી ગયાં છે.

આ દિવસોમાં કારિટા મારા જીવનનો આધાર હતી. અમે ઘણો વખત સાથે ગાળતાં.

ધીમે ધીમે તેણે મારા વિચારો પાછા કૂલિયન ભણી ખેંચી આણ્યા. હવે તો એ જ પહેલાં કરતાં વધારે મારું ગામ અને ધામ બન્યું.

## ૨૧

# ‘ યુદ્ધવિરામ ’

ઘણા વખતથી મારા મનમાં એક નવો વિચાર ઘોળાતો હતો. કોહિસ્તાનમાં એક નાનકડું વીજળીનું બરફ-કારખાનું હતું. તેને વધારીને દીવાબત્તી તથા બીજા ઉપયોગો માટે લોકોને વીજળી પૂરી પાડવાનું કાં ન કરવું ? આને માટે અમે એક લિમિટેડ કંપની ઊભી કરી, ને વસ્તીમાંથી જે ખરીદી શકે તેમને તેના શેરો વેચ્યા.

વીજળી-કારખાનાની યોજનાએ સિમસનમાં નવું ચેતન આણ્યું. મેં એને તેના મદદનીશ મૅનેજર બનવાની દરખાસ્ત કરી, અને તે તેણે તરત જ વધાવી લીધી. અને તેટલી ઝડપથી અમે તાર નાંખ્યા. વીજળીના દીવા અને દીવાઘરો (સ્ટૅન્ડ) જૂના ઘાસલેટનાં ફાનસોનું સ્થાન લેવા લાગ્યા. વીજળી દાખલ થવાથી નવા ધંધા પણ જાગ્યા. વીજળીનો ઉપયોગ કરનારી નવી નવી યુક્તિઓવાળી વસ્તુઓ પેદા થતી ગઈ તેમ તેમ તે કોઠીવાસની અનેક દુકાનોમાં વેચાવા લાગી. દરેક માગણીને પહોંચી વળે એટલી વીજળી પેદા કરતાં અમને થોડાંક વર્ષ લાગ્યાં, પણ કારખાનું નાનું હોવા છતાં તેણે અમને પુષ્કળ વ્યવસાય પૂરો પાડ્યો.

વળી, મેં મારા અંગત ઉપયોગ માટે એક જૂની મોટરબોટ પણ ખરીદી. ટૉમસ તે ચલાવતાં શીખી ગયો. કોઈ કોઈ વાર અમે તેની સહેલ કરતા. સાથે અમે માછલાં પકડવાનાં સાધનો પણ લઈ લેતા અને ઘર-ઉપયોગ માટે તરેહ તરેહની માછલીઓ પકડી લાવતા તથા, દૈવ અનુકૂળ હોય તો, કદીક મોટા જબરદસ્ત મચ્છોનોયે શિકાર કરતા. દરિયાના એ વરુઓ સાથે અમને શિકારમાં ઓછી લડાઈ લેવી પડતી નહોતી !

એક દિવસ ત્રીજે પહોરે અમે બંને કૂલિયનના દરિયામાં કોરનથી કંઈક દૂર હતા, ત્યાં અમે એક આગબોટ આવતી જોઈ. સેબુ અને ઈલોઈલોથી નવા દરદીઓને લઈને તે આવતી હતી. જેવી તે ખડકોને વટાવી ગઈ, તેવી જ તેની તૂતક પર ખૂબ ગડબડ જોવામાં આવી. લોકોને કઠેડા પર ઝૂકી પાણીમાં જોતાં અમે જોઈ શકયા. પાણીમાં કોઈ પડયું કે કૂદ્યું હોવું જોઈએ. હું સુકાન સાચવતો હતો. મેં અમારી હોડીને સીધી તે તરફ લીધી. દરમ્યાનમાં સ્ટીમરે વળીને એક બાજુથી એક નાની હોડી પાણીમાં ઉતારી. અમે પડનારની વધુ નજીક હતા. ટૉમસ સરસ તારો હતો જ. તેણે એકદમ ભૂસકો માર્યો અને કોઈક પાણીમાં તડફડિયાં મારતું હતું તેને ઝપાટાથી પકડી લીધું. થોડી મિનિટમાં બીજી હોડી આવી પહોંચી. ટૉમસે તેમાં ડૂબનારને ચડાવવામાં મદદ કરી અને પછી તરતો તરતો પાછો મારી પાસે આવી ગયો.

"એક છોકરી હતી, સાહેબ. તેણે કૂદકો માર્યો હતો. તે ડૂબવા માગતી હતી. હોડીના માણસો કહેતા હતા કે તેને અહીં આવવામાં બહુ ડર લાગે છે."

હું જ્યારે આવ્યો ત્યારે મારા કેટલાક સાથીઓ કેવા ડરતા હતા તે મને યાદ હતું. તે પછી કૂલિયન વધારે જાણીતું થયું હતું, અને તેથી આપઘાતના પ્રયત્ન હવે ઝાઝા થતા નહોતા. ઉપરાંત, ટૉમસના કહેવા પ્રમાણે આ છોકરી તો એક બાળક જ હતું. બાળકનો આપઘાત એ તો બહુ જ વિરલ ઘટના ગણાય.

કેટલેક કાળે મેં કારિટાને એ છોકરી વિષે માહિતી પૂછી. તેણે હસીને કહ્યું, "એ સાવ બાળક નથી. ઓછામાં ઓછી બાર વર્ષની તો હશે જ. ટૉમસે એનો જીવ બચાવ્યો છે એટલે એની આખી કથા સાંભળવા આપણે ટૉમસનેયે તેડીએ."

ટૉમસને હું બોલાવવા ગયો. એ રસોડામાં કામ કરતો હતો. ઘણી આનાકાની પછી તે આવ્યો. એ ઘટના પછી એના મિત્રો એની જરાયે દયા રાખ્યા વિના એની બહાદુરીનાં વખાણ કરી કરી એને ખૂબ ચીડવતા હતા. પોતે કાંઈ મોટું પરાક્રમ કર્યું છે એવું એને તો ભાને નહોતું. કારિટાએ પોતાની હમેશની કુનેહથી એનો સંકોચ કાઢયો.

"એ છોકરીનું નામ કારમન ટૉલિનો છે. તે માકટાન બેટની રહીશ છે. એનું ગામ કૉરડોવા શહેરથી થોડા ગાઉ દૂર છે. માકટાન તો તમે જાણો છો ને, ટૉમસ?"

"હા, હા, સીયેરા ટૉર્રેસ. પ્રવાસી માગેલાન* ત્યાં જ ઊતરેલો અને માર્યો ગયો હતો. ત્યાં તેનું સ્મારક પણ ઊભું કરેલું છે."

"ત્યાં જ કારમનનું ઘર હતું. તેની વાતો વિચિત્ર છે. તેને સ્ટીમરમાંથી ઉતારી ત્યારે પણ તે ગાંડાની જેમ છૂટવાને માટે પછાડા મારતી હતી અને ચીસો પાડતી હતી. દાક્તરો કે નર્સો તેને સમજાવી શક્યાં નહીં. આખરે એક પ્રૉટેસ્ટંટ નર્સ તેને શાંત પાડવામાં સફળ થઈ. તેની સૂતકની મુદત પૂરી થયા પછી તે નર્સ તેને વસતિગૃહમાં લઈને આવી. તેની પાસેથી અને કારમનની પોતાની પાસેથી સાંભળેલી વાતો પરથી હું તેના ઘરની હકીકત ગૂંથી કાઢી શકી છું.

"કારમનના બાપ પાસે અનેનાસનું એક નાનકડું ખેતર છે. જમીન બહુ હલકા પ્રકારની હોવાથી ઊપજ ઝાઝી નથી. કારમનનો ભાઈ વિસેન્ટિ પણ 'પીતિયો' છે. કારમનના જન્મ વખતે તેને કોઢ થઈ ચૂકેલો હતો. પણ વિસેન્ટિ અને તેનાં માબાપને કૂલિયનને લગતી ભયાનક અફવાઓ પર વિશ્વાસ હતો. કુટુંબે તેને બારથી વધારે વર્ષ સુધી અધિકારીઓથી છુપાવી રાખ્યો. શરૂઆતમાં આ કઠણ નહોતું. કારણ કે તેમના ઘરની પાછળ એક તાડ તથા નારિયેળીની વાડી હતી. એની પાછળની ખુલ્લી જગ્યામાં એક પડતર પરવાળુ જમીન છે. તેને

---

* કોલંબસના જેવો જ સ્પેનનો એક સાહસી ખલાસી મુસાફર. જેમ કોલંબસ હિંદુસ્તાનનો માર્ગ ખોળવા જતાં અમેરિકા જઈ પહોંચ્યો, તેમ તેના પછી થોડે વર્ષે માગેલાન ફિલિપાઈન્સ જઈ પહોંચ્યો. (ઈ. સ. ૧૫૨૦ની આસપાસ) એણે સ્પેનથી અમેરિકાનો માર્ગ લીધો, અને દક્ષિણ અમેરિકાને કિનારે કિનારે હંકારી, ભૂશિરને ઓળંગી ઑસ્ટ્રેલિયા તરફ ગયો, અને ત્યાંથી ફિલિપાઈન્સમાં જઈ પહોંચ્યો. ત્યાં પહેલાં તો એને આવકાર મળ્યો, પણ પોતાની હોશિયારી અને સિપાઈઓના મદમાં ત્યાંના રાજદરબારીઓનું અપમાન કર્યું, અને લડાઈ જેવું આદર્યું; તેમાં તે માર્યો ગયો. તે સાહસિક પણ ક્રૂર હતો.

દૂરને છેડે એક પરવાળાંનો ખડક છે. હાથ અને ઘૂંટણ ટેકવ્યા વિના તે પર ચડી શકાતું નથી. એને મથાળે પથ્થરોની વચ્ચે એક સાંકડી ગુફા છે. બહારથી તે ઝાડીઝાંખરાંથી ઢંકાયેલી છે, પણ પાછલા ભાગમાં સંતાઈ રહેવા જેટલી જગ્યા છે. આટલાં વર્ષ ભય અને ત્રાસનો માર્યો વિસેન્ટિ એ ગુફામાં ભરાઈ રહેલો હતો. અધિકારીઓ આવે છે એમ ખબર પડતાં જ તે થોડોક ખોરાક સાથે લઈ વાડીમાં થઈ ત્યાં છટકી જતો. ધડકતે હૃદયે તે ટેકરી પર ચડે અને ચુપચાપ ગુફામાં પડી રહે. જરાક પણ અવાજ આવતાં ચોંકી ઊઠે. ઇન્સ્પેક્ટરના ઘણા દિવસ રોકાવાથી જો વિસેન્ટિનો ખોરાક ખૂટી જાય તો મધરાતે તેનાં ભાઈ બહેનોમાંથી કોઈક તે કઠણ ટેકરી ચડીને એને પહોંચાડી આવતું. ઇન્સ્પેક્ટર નીકળી ગયા બાદ તે પાછો ઘેર આવતો. એક વાર ઇન્સ્પેક્ટર ત્યાં નજીકમાં જ રહેલો અને તેથી કોઈ તેને ખોરાક પહોંચાડી શકેલું નહીં, તે વખતે વિસેન્ટિ ભૂખથી લગભગ અધમૂઓ થઈ ગયો હતો.

"વિસેન્ટિની શોધ લાગી નહીં, ત્યાં સુધી કારમન અમને પોતાની વાત કહેતી નહોતી. જ્યારે પહેલી વાર તેને દવાખાને લઈ ગયા, ત્યારે દરદીઓની હાર તથા ઇન્જેક્શનની સોય લઈને ઊભેલા દાક્તરને જોઈને તે રડારોળ કરવા લાગી. હવે તો તે ઠેકાણે આવી ગઈ છે. વિસેન્ટિ મળી ગયો છે અને તે સેબુના કુષ્ઠાલયમાં છે. તેઓ એને અહીં મોકલી દેવાના છે. જ્યારે એ આવે ત્યારે કદાચ એને અટૂલું લાગશે. ટોમસ, તમે એની બહેનને બચાવી છે, માટે કદાચ એ તમારા પ્રત્યે મિત્રભાવ રાખે. તમે અમારી સાથે એમને તેડવા આવી અમને મદદ કરશો ને?"

"એણે સંતાઈ રહેવામાં મૂર્ખતા કરી," ટોમસે લાગલો જ જવાબ આપ્યો. "મને લાગે છે કે એ મારું સાંભળશે નહીં. પણ હું એને જણાવીશ કે દાક્તરો આપણને સાજા જ કરવા ઇચ્છે છે. હું એને કહીશ કે મને જ જુઓ. હું અહીં આવ્યો ત્યારે કશું નક્કી કહેવાય એમ નહોતું. પણ હવે જુઓ, હું પહેલાં જેવો થયો છું.— પણ, ચાનો વખત થયો છે. હું તે લઈ આવું."—તેનો કોઈ આભાર માને તેવો પ્રસંગ ઉડાવી દેવાની તેની આ રીત હતી. તે ગયો.

"આ છોકરી — કારમન — એનો કેસ ખરાબ છે શું, કારિટા?"

"ના. પણ રોગે તેના હાથ પર અત્યારમાં જ બહુ અસર પહોંચાડી છે. પણ એ બહુ ચાલાક છોકરી છે. તેનાં આંગળાં થોડાં ખવાઈ ગયાં છે, છતાં તે ઉત્કૃષ્ટ ભરતકામ કરે છે. જો લોકોમાં આટલો વહેમ ન હોય તો આવી ચીજોને સહેલાઈથી જંતુશુદ્ધ કરી બજારમાં વેચવા મોકલવામાં કંઈ હરકત ન હોવી જોઈએ. પણ આજે તો કોઈ તેને ખરીદતું નથી."

ટોમસ ચા લઈ આવ્યો. અમે સૌ મૂગાં થયાં. કારિટાની એ એક સુખપ્રદ વિશેષતા હતી કે અમે સાથે બેસીનેયે મૂગાં રહી શકતાં હતાં. છેવટે, સૂર્ય આથમવા લાગ્યો ત્યારે તે બોલી, "નેડ, મારે એક અંગત ખબર આપવાની છે. હું,— તેઓ કહે છે કે, — તેઓ કહે છે કે, — હવે મારી તપાસમાં જંતુ દેખાતાં નથી."

"શું કહો છો, કારિટા!" હું ઉત્સાહમાં બોલી ઊઠ્યો. "ત્યારે તમે સાજાં થઈ ગયાં? કારિટા! તમે હવે નીરોગી છો, પાછાં મનીલા જઈ પણ શકો!"

"હમણાં તો કોઈ રીતે નહીં. હજુ કેટલોક વખત રાહ જોવી રહી. પણ, નેડ, મેં તમને એક વાર કહેલું કે મારી હવે ક્યારેય પાછા જવાની ઇચ્છા જ નથી. એ બહુ મુશ્કેલ છે. મને અહીં વધારે સુખ છે; અહીં કામમાં અને તમારી નજદીક તો છું."

એ રડવા જેવી થઈ ગઈ. મારાથી એ સહન ન થાત. તેથી મેં ઉતાવળે કહ્યું, "મારે તો એ જ જોઈએ છે, કારિટા."

પણ તે જ રાત્રે જ્યારે હું એકલો બીડી પીતો બેઠો ત્યારે મેં નિશ્ચય કર્યો કે કારિટાનો નિગરાણી (ઑબઝરવેશન)નો સમય પૂરો થાય અને તેની જંતુ-મુક્તતા ટકી રહે, તો મારાથી બનતું સઘળું કરીને મારે તેને પાછી એના સમાજમાં રવાના કરવી. હજુ તે તરુણ છે, તેનું ઘણું જીવન બાકી રહ્યું છે, તેથી એણે ત્યાં જ પાછાં જવું જોઈએ.

તે પછી લગભગ એક વર્ષ વીતી ગયું. ડૉ. વિન્ટને મને એક દિવસ ખબર આપી કે પૅરોલ પર જનારી બીજી ટુકડી ઊપડવાની છે.

"કારિટા હજુ 'નેગેટીવ' (જંતુમુક્ત) જ છે ને?" મેં પૂછ્યું.

"હા. હું માનું છું કે હવે એનો રોગ કાયમ માટે અટકી ગયો ગણાય."

થોડી વારે તે ચા ટાણે આવી. વિન્ટને કરેલી વાત મેં તેને જણાવી. મેં કહ્યું, "તમારે અહીં જ પડયા ન રહેવું જોઈએ. તમે સાજાં થયાં છો. જે દુનિયા તમારી છે, ત્યાં જ તમારે પાછાં જવું જોઈએ."

"મારે નથી જવું, નેડ. મેં તમને કેટલીયે વાર કહ્યું છે કે, બહારના લોકોના વહેમ અને ભયનો સામનો હું કરી શકીશ નહીં. અને, અહીં મારી પાસે કામ પડેલું છે. સાજા લોકોમાં મને કામ મળે એવો સંભવ નથી."

"કારિટા, જો તમારે માટે પણ આ કઠણ વાત હોય તો બીજાઓનું શું? તેમને તો સામનો કરવો જ રહ્યો. તમે એક અહીં રહી જવાનું ગોઠવી શકો, પણ કૂલિયન બધા જંતુ-મુક્તોને ન સંઘરી શકે. તે ઉપરાંત, જેમને બહાર કામ મળી શકે એમ ન હોય, તેમને તો પાછાં આવ્યે જ છૂટકો થશે. તમને તો તમારાં સાસરિયાં-પિયરિયાં પણ છે. કારિટા, જેમણે તમને સાજાં કર્યાં, તેમના પ્રત્યે તમારું કર્તવ્ય છે કે તમારે પાછાં ઘેર જઈ પૅરોલ પર ગયેલાઓની તરફથી સમાજમાં લડત ચલાવવી. તેઓ પાછા સમાજ જીવનમાં દાખલ થાય તેવો કોઈએ રસ્તો કાઢવો જોઈએ. એ સેવા કરવાની તમારામાં લાયકાત છે."

તેણે જવાબ ન દીધો. તેના મોઢા પર અંદર ચાલી રહેલા ઝગડાની રેખાઓ ફરકતી હતી. માલૂમ પડતું હતું કે મેં રજૂ કરેલો વિચાર તેનાયે મનમાં ઊઠતો; પણ, તે તેને કાઢી નાંખતી.

અમે મૂગાં બેઠાં હતાં, તેટલામાં ફાધર મારેલ્લો આવી પહોંચ્યા. આવકાર દેવા હું ઊભો થયો. થોડી વાર આડીતેડી વાતો કર્યા બાદ હું પાછો પૅરોલની વાત પર આવ્યો.

"ફાધર, તમે આવ્યા તેથી હું રાજી થયો. હું કારિટાને સમજાવી રહ્યો છું કે તેણે કૂલિયન છોડવું જોઈએ."

એ ભલા વૃદ્ધ પાદરીનું મોં સાવ પડી ગયું.

"પણ, નેડ, કારિટા મારો જમણો હાથ છે. તે અહીં કોઢિસ્તાનમાં કેટલું સુંદર કામ કરી રહી છે."

"ફાધર, જો કારિટા અહીં સિસ્ટર વિક્ટરીની જેમ આવેલાં હોત, તો મારે કશું કહેવાનું રહેત નહીં. સિસ્ટર વિક્ટરી એક નીરોગી સ્ત્રી તરીકે સ્વચ્છાએ રોગીઓની સેવા કરવા આવ્યાં છે. જ્યારે કારિટા સ્વેચ્છાએ નહીં, પણ આવવું પડ્યું માટે આવ્યાં. મહારોગીઓને અનુભવવા પડતાં સર્વે ભય, નાસીપાસી, નિરાશા વગેરે તેને સહેવાં પડ્યાં. રોગમાંથી પસાર થઈ હવે તે સાજાં થયાં છે. સાશંક જગતમાં આશા અને શ્રદ્ધાનો સંદેશો પહોંચાડવાનું કામ તેમણે હવે કરવાનું છે. કારિટાના જેવી સ્ત્રી પૅરોલ પર જનારાઓ માટે બહારની દુનિયામાં વસવું સરળ કરી શકે. તેના અહીંના કામની મને કદર નથી માટે નહીં, પણ તેની કિંમત સમજું છું માટે જ તે પાછાં જાય એમ ઇચ્છું છું."

ફાધર મારેલ્લો વિમાસણમાં પડ્યા.

"પણ, નેડ, તેના અહીંના કામનો વિચાર કરો. પતિઓથી વિખૂટી પડેલી કેટલી પત્નીઓને તેની પાસેથી સાંત્વન મળી રહ્યું છે તેનો વિચાર કરો. પોતાનાં માતાપિતાથી વિખૂટાં પડેલાં બાળકોને એણે કુમારી માતા મેરીના સમર્થ ખોળામાં આણ્યાં છે, તેનો વિચાર કરો. વળી, તે માતાઓનો વિચાર કરો જેમને પોતાના બાળકોથી છોડાવીને અહીં ખેંચી આણવામાં આવી છે, પણ જેમને કારિટાએ દિવ્ય શિશુ ઇશુના કરુણામૃતનો લાભ અપાવ્યો છે." — પાદરી, જાણે, દેવળમાં પ્રવચન આપતા હોય તેમ બોલ્યે જતા હતા. પણ તે વચ્ચે જ થોભી ગયા. વળી બોલ્યા, "હું હવે ઘરડો થતો જાઉં છું. કારિટા એમ તો ન હોય કે હું સ્વાર્થી થયો હોઉં? તમારું કાર્યક્ષેત્ર, તમારો સ્વધર્મ, બીજે હોવા છતાં તમારી પ્રેમભરી મદદ અને હાજરીનો હું લોભ કરતો હોઉં?"

તે માથું નમાવીને બેઠા. કેટલીક મિનિટ સુધી અમારામાંથી કોઈ બોલ્યું નહીં. છેવટે ફાધરે જ મૌન છોડ્યું.

"તમારે જવું, કારિટા. મારી ગરજે મને આંધળો કર્યો હતો. પરમ પિતા મને માફ કરો. . . . હું તમારો આભાર માનું છું, નેડ."

કારિટા હજુ મૂગી જ બેઠી. એનું માથું ઝૂકેલું હતું, અને તેની છાતી ટૂંકા ટૂંકા શ્વાસોથી ઊંચી નીચી થતી હતી. તેના હાથને અડીને મેં કહ્યું.

"બરનાબિ ક્રિસોલાચા યાદ છે, કારિટા? તે પૅરોલ પર ગયો. ગયો ત્યારે ઘેર પાછા પહોંચવાનો તેને આનંદ હતો. ઘેર મા સિવાય કોઈ સગું નહોતું. તેના ગયા પછી થોડા જ વખતમાં મા મરણ પામી. પછી મનીલાના મહોલ્લાઓમાં તે ભીખ માગતો પકડાયો. એને ગુજરાન માટે પાછું અહીં આવવું પડ્યું. એને અહીં રહેવાનો કશો અધિકાર નથી. પણ આપણે — કૂલિયનવાળા — મનીલામાં તેને મદદ કરી શક્યા નહીં. કદાચ તમે તેને મદદ કરી શકયાં હોત. ફ્રેડરિકો આરાંગ પણ પાછા જનાર છે. શી ખબર છે કે ક્યાં અને કેવી પરિસ્થિતિમાં તેનાં કુટુંબીઓ હશે? કદાચ તમે તેને મદદ કરી શકો. તમારી પાછળ થોડે કાળે કારમન પણ જશે. ખવાઈ ગયેલા હાથો વડે તે શી રીતે પોતાનું ગુજરાન ચલાવશે? એ બધું કામ તમે અહીં જે જે કરો છો તેનાથી જરાયે ઊતરતું નથી, કારિટા!"

કારિટાએ માથું ઊંચું કર્યું. એની આંખો ઝળઝળિયાંથી ભરેલી હતી.

"તમે–તમે ઇચ્છો છો કે હું જાઉં?"

મારી રગેરગ તેને રોકવા ઇચ્છતી હતી. પણ મારી આગળ હવે તે પ્રશ્ન રહ્યો નહોતો.

"હું તમને મોકલવા ઇચ્છું છું. જે અમે અહીં બાકી છીએ તેમનાં પાછાં જવાનાં સ્વપ્નાં અચળ રાખવામાં હું તમારી મદદ ઇચ્છું છું. જો ઘેર જઈને અમે તરછોડાવાનાં જ હોઈએ તો તે સ્વપ્નાં કેમ ટકી શકે? જો આ સ્થાનને કોહિસ્તાન ઉપરાંત એક એવું દોજખેય ન થવા દેવું હોય કે જેમાં પેસતાં દરવાજા પર જ આશાને છોડી દેવી પડે, તો ફરીથી ઘેર જવાની આશાને અહીં જીવતી રાખવી જોઈએ. જે જે માણસ અહીં પાછો ફરે છે તે એ આશાને ભાંગનારો બને છે."

"બેટા," ફાધર મારેલ્લોનો આ અવાજ હતો. "તમારા બંદીવાસ દરમ્યાન તમે સારી આધ્યાત્મિક ઉન્નતિ કરી છે. કારિટા, તમારા

સ્વાર્પણનો સંતોષ મેળવતાં તમારે તમારા મિત્રને વંચિત ન કરવા. એ આનંદ એમના હકનો છે, કેમકે એમાં એમનો સ્વાર્થ નથી."

એ અટક્યા. કારિટાએ મારા પર પોતાની આંખો ઠેરવી. પછી અટકતી જીભે બોલી: "ફાધર, હું જવા કબૂલ થાઉં છું."

ફાધર મારેલ્લો ઊભા થયા. "બચ્ચાંઓ, આની હવે વધારે વિગતો ચર્ચી લેવા હું તમને છોડી જાઉં છું."

કેટલોક વખત અમે કશું બોલ્યાં નહીં.

"તમે ક્યાં જશો, કારિટા?"

"મારે સાસરે તો નહીં જ, નેડ. ત્યાં મને આવકાર નહીં મળે. હું પાછી પિયર જઈશ, ત્યાં મારા પિતા એક નાના અધિકારી છે. તેઓ આનંદ અને શ્રદ્ધાથી મારું સ્વાગત કરશે. પણ બીજાઓ માટે ત્યાં મારાથી શું થઈ શકે એનો કશો ખ્યાલ આવતો નથી. મને ડર છે કે હુંયે પાછા આવેલા તિરસ્કૃત અને અછૂત મહારોગીઓમાંની એક થઈ જઈશ. . . . નેડ, હું સોમવારે જમવા આવીશ. આજે સાવ થાકી ગઈ છું."

હું એને રસ્તા સુધી મૂકવા ગયો. તેને જતાં જોઈ, અને તેના જવામાં, તેના વિના મારે હવે એકાકી ગાળવા પડનારાં લાંબાં લાંબાં વર્ષો જોયાં. કલાકો સુધીની વાત-સાથી (સાથે વાતો કરનાર) જશે, ચા તથા ભોજનની સહભોગિની જશે, કોઢિસ્તાનના ઉત્સવોની જોડીદાર જશે — એનાં ચિત્રો ઊઠયાં. પાદરીએ કહ્યું તેમ કુલિયન છોડવાની તેને સલાહ આપવામાં ભલે મારી નિઃસ્વાર્થ બુદ્ધિ હશે; પણ એ ત્યાગ મારે માટે લગભગ અસહ્ય હતો.

કારિટા ગુરુવારે ઊપડી ગઈ. તેની સાથેસાથે ખરા સુખનું મારું બીજું સ્વપ્ન પણ કાયમ માટે ઊડી ગયું.

*

વૉલ્ટર સિમસન અને હું વીજળીના કારખાનામાં હતા. એમાં હવે એક બરફખાનું, વાઢખાનું, (લાકડા વહેરવાનું કારખાનું) અને રોશની ખાતું ચાલતાં હતાં. અમે મનીલાથી મંગાવવાના સામાનની યાદી તપાસી રહ્યા હતા. કારખાનાની બહાર, જ્યાં આજુબાજુના

ટાપુઓમાંથી વહેરાવા માટે આવેલી મોટી મોટી લાટો પડાઉઓમાંથી કાઢીને ખડકવામાં આવતી હતી, ત્યાં અમે બંને ઊભા હતા.

૯૭ એક માણસો કંપનીની માલની હોડી ખાલી કરી રહ્યા હતા. બાલાલાના ધક્કામાં એક બીજી હોડી ચોખાની ગુણો ઠાલવતી દેખાતી હતી. તેના માણસો એકાએક કામ કરતાં અટકી ગયા અને હાથ ઊંચા કરી ઘાંટા પાડતા જણાયા. સ્ટીમરની તીણી સિસોટી વાગી. અમે ઊભા હતા ત્યાંથી અમે એક છોકરાને કોઢીવાસના નીચેના રસ્તા પરથી પૂરજોશમાં સાઇકલ દોડાવી જતો જોયો. એ જ્યાંથી પસાર થયો ત્યાં તેની પાછળ ઘરોનાં બારણાં ખૂલી ગયાં અને લોકો બહાર નીકળી આવ્યાં. ઘોંઘાટ મચી ગયો. કોઢીવાસના દરવાજામાં જેવો તે પેઠો કે તરત જ આજુબાજુ ઊભેલા માણસો તેની પાછળ પાછળ દોડવા લાગ્યા. ફિલિપાઇન દોડે ત્યારે જોશ પૂરઝડપ હોવાનો જ. અમારી નજીક તે છોકરો આવી લાગ્યો, ત્યારે તે બૂમો પાડતો જ હતો. પણ હવે તે હાંફવા લાગ્યો હતો. તે શું બોલે છે તે મારા પહેલાં સિમસને ઝીલ્યું.

"યુદ્ધવિરામ! યુદ્ધવિરામ!"

સિમસન કારખાનામાં મોટી સીટીની દોરી ખેંચવા દોડ્યો. સુસકારો કરતી પહેલી વરાળ બહાર નીકળી અને, પછી, સીટીની કિકિયારી કોઢિસ્તાનની પાર થઈ કોરનના ખડકોમાં જઈ થડકાઈ, અને ત્યાંથી પાછી પડઘારૂપે આવી. થોડી થોડી વાર બંધ કરી, એણે સીટી પાસે ત્રણ કિકિયારીઓ પડાવી. પછી પાછી ત્રણ, અને વળી પાછી ત્રણ — એમ નવ વાર વગાડી. પછી એક છોકરાને બોલાવી, સીટીની દોરી, તેના હાથમાં સોંપી અને આગવાળાને વરાળ પૂરજોશમાં રાખવાની સૂચના આપવા દોડ્યો. બૉઇલર ખાલી પડી ગયાં ત્યાં સુધી કોઢિસ્તાનના વીજળી-કારખાનાંની સીટી બંધ પડી નહીં. હું કોઢીવાસના ઉપરના રસ્તા પર ઊપડ્યો. દેવળના ચોગાનમાં ધમાલ મચાવતા એક ટોળાની વચ્ચે ફાધર મારેલ્લો ઊભેલા હતા.

બહુ ધામધૂમથી આજનો પ્રસંગ ઊજવાશે એ હું જાણતો હતો. લોકો તેની તૈયારી કરી જ રહ્યા હતા. સારાં કપડાં પહેરી, વાવટા ઉડાડતા તેઓ બહાર નીકળવા લાગ્યા હતા. બધા હસતા તથા ગાતા

હતા, અને સ્વાતંત્ર્ય ચોક તરફ ભેગા થઈ રહ્યા હતા. પણ હું શૂન્યમૂનસ્ક થયો હતો. ત્યાં ન જતાં હું ઘરભેળો થયો. ટૉમસ ઘેર નહોતો. જરૂર તે ઉત્સવમાં જ ગયો હશે એમ મેં ધાર્યું.

મને કંઈક થતું હતું. મને એકલા પડવાની ઇચ્છા થઈ. સીટી વાગતી હતી, ત્યારે મારા અંતઃકરણમાં દબાઈ રહેલી કંઈક વસ્તુ ઉપર આવતી લાગી.

નારિયેળીઓના પડછાયા ચોપાટી તરફ લંબાતા જતા હતા. પૉર્ચમાં ઠંડક થઈ હતી. મેં રસોડામાં જઈને એક દારૂનો શીશો, ગલાસ અને ઠંડા પાણીનો ઘડો આણ્યા. મેં એકાંતમાં અને એકલા જ 'યુદ્ધવિરામ' ઊજવવાનું ઠરાવ્યું. મારા દિલના ઊંડાણમાં ભરાઈ બેઠેલો કોઈક વિચાર બહાર આવવા પ્રયત્ન કરી રહ્યો હતો, પણ તેનું રૂપ હું સ્પષ્ટ જોઈ શકું તે પહેલાં મારે ઘણા ગલાસ ખાલી કરવા પડ્યા. હું — નેડ લૅંગફર્ડ — મારી — નેડ ફરગ્યૂસન સામે નજર માંડીને ઊભો હતો, અને અંદરનો સાક્ષી બંનેને સુલેહ કરવા જોર કરી રહ્યો હતો. હું ઊઠીને આંબાઓ તળે ગયો. જે કાંઈ મૈત્રી, ભાઈબંધી, પ્રેમસંબંધો મેં જાળવી રાખ્યાં હતાં, તે એ આંબા તળે જ હતાં.

ટૉમસને બોલાવવા મેં ટેબલ પર પડેલી રૂપાની ઘંટડી વગાડી. તે કાંઈ આવ્યો નહીં. ઘણું કરીને એ તો હજુ યુદ્ધવિરામના જલસામાં જ હશે. હું પાછો વિચારમાં ડૂબ્યો : યુદ્ધ બંધ પડ્યું; ટૉમ ગયો; બિલ પણ મરી જ ગયો હોવો જોઈએ, કેમ કે મહિનાઓથી તેના કંઈ સમાચાર મળ્યા નહોતા. ટૉમના અને બિલના માનમાં મેં દારૂ લીધો. લડાઈમાં તેઓનો હિસ્સો હતો. તેમણે વીરતાપૂર્વક પોતાનો ફાળો ચૂકવી દીધો હતો.

અંદર છુપાયેલો નેડ લૅંગફર્ડ છતો થઈ મને કંઈ કહેવા માગતો હતો. બધું મિથ્યા ભાસતું હતું. આ કુલિયન અને અહીં ચાલી રહેલું બધું કદાચ માયા જ હશે. જ્યારે મોટર નદીમાં ઊથલી પડી, ત્યારે જ હું તો ડૂબી ગયો. — હું ધ્રૂજતે પગે ઊઠ્યો અને માયાવી ભાસને નામે દારૂ પીધો.— અને પછી નેડ લૅંગફર્ડ બોલ્યો : "મારીયે લડાઈ પૂરી થઈ ગઈ છે; મેંયે યુદ્ધવિરામ પર સહી કરી નાંખી છે."

ત્યારે હું જાગ્રત થયો. આજ સુધી મેં એ વાત મારી જાત આગળે કબૂલ કરી નહોતી, તો બીજાઓ પાસે ક્યાંથી જ હોય?

રસ્તાઓ પર અને મેળાવડાઓમાં હું હાથ-મોજાં પહેરી રાખતો, અથવા કોઈની નજરે ન પડે તેમ સંતાડી રાખતો. આથી આવા સ્થાનમાંયે કોઈ છેતરાતું હશે, એમ માનનારો હું કેવો ગધેડો! પહેલા વેઢા સુધી ખવાઈ ગયેલાં મારાં આંગળાં મેં ઊંચાં ધર્યાં, ઊંચાં કરી હું તેમના પ્રત્યે દાંતિયાં કરવા લાગ્યો. હું ખૂબ નશામાં હતો.

"મન મનામણાં છોડી દે, મૂરખ, સાચી બીનાનો સ્વીકાર કર!" ભલા ભગવાન! મારી પોતાની ઠેકડી પર જ હું ખડખડ હસતો હતો. ફરીથી મેં દારૂની પ્યાલી લીધી અને ઘાંટો તાણી બોલ્યો: "સચ્ચાઈના માનમાં!"

પહેલાં મૂઠીભર, પછી ફૂડી બંધ, પછી સો સો માણસોને મેં અહીંથી દેખીતી રીતે સાજાં થઈ થઈને ફરીથી ઘેર જતાં જોયાં હતાં. એને લીધે આમ — પાછળ રહેનારાઓની આશા ટકયા કરતી. કેવળ મોત જ છૂટકારો આપી શકે એવાં સઘળાં ભયંકર ચિહ્નો અમારાં શરીરો પર જણાતાં છતાં અમે આવી આશા રાખતા, એ હું જાણતો હતો. છતાં, આશા અમને છેતર્યે જતી હતી અને છેવટ સુધી અમને પોતાના પંજામાં પકડી રહેલી હતી. પણ હવે એ મોહમાયા — એ આત્મવંચના ખતમ થયાં. મેં મારી હાર સ્વીકારી.

આપણે કેવા આપણી જાતને છેતરતા ફરીએ છીએ! કેવળ કોઢીઓ જ નહીં, પણ માણસ માત્ર! દેહનો અંત આવે ત્યાં સુધી આશાનો અંત આવવા દેતા નથી. એ દિવસે — એ સાંજે મેં સત્ય જોયું. મારી ખાતરી થઈ કે હું સાજો થઈને કદી કુલિયન છોડવાનો નથી. કદાચ હું કોઢથી ન મરું, પણ કોઢિયો રહેતો જ મરીશ.

મારા જીવનવ્યાપારનું સરવૈયું શું દેખાડતું હતું, વારુ?

દરિયામાં દૂર મારી એક મચ્છીબોટનો પડછાયો દેખાતો હતો. બીજી કેટલીક બોટો લંગર નાંખીને પડેલી હતી. નીચે તરફના ધક્કાઓ પર એક કારખાનું હતું. અમેરિકન દૃષ્ટિએ તે બહુ નાનકડું હતું. પણ કુલિયનની દૃષ્ટિએ સારું મજાનું હતું. મિત્રો કે રોજી વિના મેં બંને ઊભાં કર્યાં હતાં. આવી જગ્યામાં આશા રાખી શકાય તે કરતાં મેં ઘણો વધારે યશ મેળવ્યો હતો. લોકો મારા પ્રત્યે માનની નજરે જોતા હતા. મારી સલાહ પૂછતા હતા. તે સર્વે કોઢિયાઓ હોઈ તેમને માટે

ધંધાનું મહત્ત્વ ખાલી સમયને ભરી કાઢવાના તથા પૈસા કમાવાના સાધન કરતાં ઘણું વધારે હતું. તે જે શીખતા હતા, તેથી તેમને એક હુન્નર મળતો હતો. સારા થઈને ઘેર જવાનો પ્રસંગ આવે તો નીરોગીઓની દુનિયામાં કરવાનો ધંધો તેમને મળ્યો હતો.

દાક્તરો પ્રગતિ તો કરતા જ હતા. મારી બાબતમાં નહીં, તોયે બીજાઓની બાબતમાં તો ખરી જ. મારા હાથ ખવાઈ ચાલ્યા હતા. કારમનના મારા કરતાંયે ખરાબ હતા. છતાં, દાક્તરો જણાવતા હતા કે તેનો રોગ અટકી જવાનો સંભવ હતો. મારે માટે તે નહોતો. મારી બાબતોમાં બીજાં લક્ષણો રહેલાં હતાં ખડો થા અને ઝૂઝ, બહાદુર. પાછો રણમાં આવ. તારાથી પડ્યા ન રહેવાય — હમણાં તો નહીં જ. બાકીની મુદત માટે સહી કરી નાંખ. હવે ખુલ્લી આંખે સહી કર. કોઢિયા — જન્મભર કોઢિયા — તરીકે રહી લડવાના ખત પર સહી કર. હાથ સાવ ખવાઈ ગયા નથી તે પહેલાં સહી કરી નાંખ — મેં ફાઉન્ટન પેન ઉપાડી અને ટેબલની પાટલી પર પાકી શાહીથી મારી સહી કરી. સહીની ઉપર કશું લખેલું નહોતું. પણ તે ન વંચાતો મજકૂર હું જાણતો હતો. મારા પોતાના મટાડની આશા મેં છોડી દીધી. પણ, મારી પાસે કામ હતું, શક્તિ હતી, હું જીવતો રહી કામ કર્યો જઈશ.

પછી હું અઢેલાને પડ્યો. ખૂબ સંતોષનો અનુભવ કરવા લાગ્યો. આખરે, મને નિઃસ્વાર્થપણે જીવતા રહેવાની ઇચ્છા આવી. મેં મારી સ્વતંત્રતા અનુભવી. 'જે જીવન છોડે છે તેને જ તે મળે છે'— એ આ સૃષ્ટિનો નિયમ છે. તે જ નઝરતના ઈશુએ જાણ્યો હતો.

ટૉમસ ઘણો મોડો ઘેર આવ્યો.

"સાહેબ, તમે જીત-ઉજવણીમાં ન આવ્યા?"

"હજુ પૂરી જીત નથી, ટૉમસ. આ તો યુદ્ધવિરામ–કાચી સુલેહ છે."

"હા, પણ એટલે હવે લડવાનું તો થોભ્યું ને, સાહેબ!"

"હા, લડવાનું થોભ્યું ખરું, ટૉમસ. હવે વધારે નાસભાગનું કામ નહીં. જીવન ચલાવ્યે રાખવાનું — એ આપણો યુદ્ધવિરામ છે, ટૉમસ. જો" — મેં પાકી શાહીથી ટેબલ પર કરેલી મારી સહી બતાવીને કહ્યું, "જો, મેં આ સહી કરી નાંખી છે."

૨૨

# લિયોનર્ડ વૂડ

દિવસો પછી મહિનાઓ, અને મહિનાઓમાંથી વરસો ગણાવા લાગ્યાં. યુદ્ધવિરામને ત્રણ વર્ષ થઈ ગયાં. એક દિવસ અમારા કોઢિસ્તાનમાં પાછું ઉત્સાહનું પૂર આવ્યું. ફિલિપાઈન્સ માટે નવા ગવર્નર–જનરલની નિમણુકના સમાચાર આવ્યા હતા. મારા અહીંના વસવાટ દરમ્યાન કેટલાયે હાકેમો આવ્યા અને ગયા હતા. પણ મેં કંઈ એ બનાવોમાં રસ લીધો નહોતો. પણ આ નવા ગવર્નર–જનરલ તો મારી માહિતીના— ૧૮૯૮ના મારા આદર્શ વીર—લિયોનર્ડ વૂડ હતા. આ પહેલાં આ ટાપુઓમાં તે બે વાર આવી ચૂક્યા હતા. એક વાર એક પ્રાન્તના સૂબા તરીકે, બીજી વાર એક કમિશનના સભ્ય તરીકે. એ કારણથી વૂડની નિમણૂકથી મને ઉત્સાહ લાગ્યો. મારા બાળપણના આદર્શ વીરે પોતાનો મોભો જાળવ્યો છે એટલું જ નહીં, પણ એથીયે ઊંચા ચડયા છે એ જોઈ મને સંતોષ થવો સ્વાભાવિક જ હતું. પણ બીજું કારણ એ કે જેના જીવનની શરૂઆત દાક્તર તરીકે થયેલી તે જ વડા હાકેમ થવા, તેથી કુલિયનને ઘણો લાભ થવા સંભવ હતો.

એક દિવસ નમતા પહોરે હું બગીચામાં મારા ઓરકિડો પર દૃષ્ટિ નાંખી રહ્યો હતો. તેમાંના કેટલાક અમેરિકામાં ઇનામ મેળવે એવા હતા. એટલામાં ડૉ. વિન્ટન આવ્યા, મેં કાતર બાજુએ મૂકી, અને હમેશની રીત મુજબ બંને આંબા નીચે જઈ બેઠા.

"નેડ, મને કહેતાં દુઃખ થાય છે કે હું પાછો ઘેર જાઉં છું."

"પાછા ઘેર જાઓ છો! અરે, હજુ હમણાં જ તો આવ્યા છો?"

"ઘેર એટલે અમેરિકા. હું કુલિયન છોડી જાઉં છું."

હું સડક થઈ ગયો અને ટગર ટગર જોવા લાગ્યો. તેના વિના આ સ્થાનની હું કલ્પના કરી શકતો નહોતો.

"પણ કેમ, અને કયાં જાઓ છો?"

"એ નવું કામ છે, નેડ. લુઝિયાના સંસ્થાનનું કારવિલમાં આવેલું કુષ્ઠાલય હવે યુ. સ્ટે.નું મધ્યવર્તી કુષ્ઠાલય કરવાનું છે. હું તેનો સુપરિન્ટેન્ડન્ટ નિમાયો છું. એ બેટનરૂઝ પાસે મિસીસીપી નદી પર આવેલું છે."

"હા, મેજર ટૉમસને જ્યારે મારો રોગ પહેલવહેલો પારખ્યો, ત્યારે એ સંસ્થા વિષે મેં કંઈક માહિતી સાંભળી હતી. પણ, જો તમે પાછા જાઓ છો, તો મનેયે સાથે કાં લેતા ન જાઓ?"

"હું ધારું છું કે એ બની શકે, નેડ. અને મને તે ગમે પણ ખરું. પણ, બાપુ, કુલિયનને તમારો કેટલો ખપ છે તે જાણો છો ને? આ તમારા ઉદ્યોગોનું કેટલું મહત્ત્વ છે તે સમજો છો ને? સિમસન તે ચલાવી શકે એમ નથી. તે ઇજનેર તરીકે ઠીક છે. પણ લોકો પર તેનો તમારા જેટલો પ્રભાવ નથી. પછી કોણ રહ્યું? ના, ના. હજુ હમણાં તમે અહીંથી છૂટી ન શકો. તમારે એટલી છૂટવાની જરૂર પણ નથી. કદાચ આગળ પર એવી જરૂર ઊભી થાય. એ સમય આવશે ત્યારે કારવિલમાં અમે તમારું સ્વાગત કરીશું."

ટેબલ પર કરેલી પેલી સહીને હું જોતો બેઠો. મારા ઉદ્યોગો એ મહત્ત્વના તો છે જ. વિન્ટન પણ સ્વીકારે છે. અને, આ સહી મેં કરી ત્યારે મેં જે વિચાર્યું હતું તે જ વાત એ કરી રહ્યો હતો. ભવિષ્યમાં એવો વખત આવશે કે જ્યારે હું કશું કરવાને અશક્ત થઈ જઈશ. ત્યારે હું કારવિલ જઈ શકું.

"ત્યારે હાલ એ વાત મુલતવી રાખવાની.—ક્યારે જવા ધાર્યું છે?"

"આ અઠવાડિયાને અંતે ગવર્નર–જનરલે કહેવડાવ્યું છે કે તે અહીં આવવાના છે. તેથી હું થોડા દિવસ રોકાવા ઇચ્છતો હતો. પણ મને તરત ઊપડવાનો હુકમ છે, એટલે તે માનવો જ રહ્યો."

જેટલો વખત રોકી શકાય તેટલો વખત મેં તેમને રોકયા. મને તેમના પ્રત્યે ઊંડો પ્રેમ બંધાયો હતો, અને તેમને વિદાય આપતાં કષ્ટ થતું હતું. થોડા દિવસ પછી ધામધૂમપૂર્વક અમે તેમને વિદાય કર્યા.

સ્ટીમર દેખાતી બંધ થઈ ત્યાં સુધી હું જોતો રહ્યો. મને — અમને સૌને તેની કેટલી ખોટ લાગવાની હતી!

*

જનરલ વૂડ આવ્યા તે દિવસે તેમનું ખૂબ સ્વાગત થયું. એમાં ભાષણો તો ખરાં જ. મારો હાજર રહેવાનો વિચાર હતો, પણ છેલ્લી ઘડીએ મારી હિંમત થઈ નહીં. મારા જેવા એક વ્યંગ બનેલા પ્રૌઢ માજી સિપાઈને જનરલ વૂડ જુએ તે મને ગમ્યું નહીં. કારખાનામાંથી જરૂરના બે માણસો સિવાય બીજા બધાને જલસામાં જવા રજા આપી હતી. હું બગીચામાં કામ કરવા ગયો, પણ તેમાં મન લાગ્યું નહીં. પછી એક નાનકડી બંદૂક લઈ હું ચોપાટી પર ગયો. એ બંદૂક વડે હું ઘણુંખરું લક્ષ્ય સાધવાનો અભ્યાસ કરતો. બાટલીઓને સમુદ્ર તરફ ઉછાળી, તે હવામાં હોય એટલામાં જ તેને બંદૂકથી વીંધવી એ મારી રમત હતી. જે હવામાં ન વીંધાય તેને તે પાણીને અડતાં વેંત પૂરી કરતો. બાટલીઓ ખલાસ થઈ ત્યારે લાકડાના કટકાઓનો ઉપયોગ કરવા માંડ્યો. પાણીમાં તરતા એકાદ કટકાને તેની નીચે બંદૂકની ગોળી છોડી, ઉપર ઉછાળતો, અને એ પાછો પાણીમાં પડે તે પહેલાં તેને પાછો વીંધવા પ્રયત્ન કરતો. પણ આમાં સફળ થતો નહોતો. મારું ધ્યાન હજુ તેમાં જ પરોવાયું હતું, એટલામાં મારે પડખેથી મેં એક ઘેરો અવાજ સાંભળ્યો:

"સરસ, સરસ કોશિશ! પણ, હું ધારતો નથી કે એ સફળ થઈ શકે!" હું ચોંકીને વળ્યો. મારી સામે મેં એક કદાવર બાંધાનો, તડકો ખાધેલી ચામડીવાળો, શરીર પર ધોળાં દૂધ જેવાં કપડાં અને બગલમાં ટોપો પકડી ઊભેલો પુરુષ જોયો. એની હસતી આંખો અને પ્રેમળ ચહેરામાં મેં પચ્ચીસ વર્ષ પૂર્વે લશ્કરી છાવણીમાં પહેલી વાર જોયેલા સરદારને ઓળખ્યો. તે એકલો જ હતો. મારી ગભરાયેલી આંખો પાછળ લૉન (હરિયાળુ) પર દોડી. ત્યાં એક ટોળું ઊભેલું હતું. તે તેના રસાલાના માણસો તથા કેટલાક અહીંના દાક્તરો હતા.

"તમારે તો અમારી 'રફ રાઈડર્સ' ટુકડીમાં હોવું જોઈતું હતું. આવા નેમ સાધી શકનારા માણસોનું સ્થાન તો સ્વદેશમાં હોય."

મારી જીભ તો જાણે ઝલાઈ ગઈ હતી. જેમ તેમ કરી મેં જવાબ દીધો—"મેં તેમ કરવા પ્રયત્ન કરેલો, જનરલ."

કેવો છબરડો! બેટોના મોટામાં મોટા અધિકારીના માનમાં થયેલા મેળાવડામાંથી ગાપચી મારવા જતાં આમ પકડાઈ ગયો!

"એમ? પ્રયત્ન કરેલો? ત્યારે કેમ દાખલ ન થઈ શકયા?"

મારો અહંભાર* ચાલ્યો ગયો. મેં એમની ટુકડીમાં ભરતી થવા માટે કરેલા પ્રયત્નની અને એમના પ્રથમ મેળાપની વિગતો કહી સંભળાવી.

એમનો ચહેરો ગંભીર થયો. "તમે આજે સવારે મારાથી નાઠા ખરા, પણ તમારે વિષે મેં ઘણું ઘણું સાંભળ્યું છે. મનીલામાં માર્શલ, વિન્ટન અને બીજાઓને મોઢે પણ તમારી વાતો સાંભળેલી. એટલે, મારાથી બચી શકવાનો સવાલ જ નહોતો. તમને સજા કરવાને મેં જાતે જ અહીં આવવાનું ઠરાવ્યું, અને તેમાં વધારો કરવાને માટે હવે તમને હું તમારી નેમ તાકવાની કળામાં જ હરાવીશ." એમ કહી તે પાછા વળ્યા, અને પોતાના કારભારીને ઇશારો કરી બોલ્યા,

"સ્ટીમર પરથી મારી નાની બંદૂક મંગાવો."

કારભારી અદબ કરી ચાલ્યો.

મેં બેસવા માટે એક પથ્થર બતાવી કહ્યું, "એ ચોખ્ખો છે."

"હું ઇચ્છું છું કે ભગવાન કરે કે લોકો ક્રોધથી ગભરાવવાને બદલે સમજણથી એ વિષે વિચારતા થાય. . . . પણ, આ માછીઉદ્યોગ અને વીજળી કારખાના વિષે શું હકીકત છે? દાક્તરો કહે છે કે તમારા માણસો વધારે સુખી છે અને તેમના રોગમાંયે, કંઈ નહીં તોયે, સુધારો તો છે જ. તમારો શો મત છે?"

* માણસમાં કયારેક પોતાની મોટાઈ અને વિશેષતાઓનું ભાન જાગ્રત રહે છે, તેમ જ કયારેક પોતાની અલ્પતા અને ઊણપોનું. બંને ભાનો તેને, જાણે તેના પર કોઈએ મોટો ભાર લાદ્યો હોય તેમ નિખાલસપણે વર્તતાં અટકાવે છે. આવી જે પોતાપણાની ભારરૂપ જાગૃતિ તેને માટે 'અહંભાર' શબ્દ વાપર્યો છે. અહંકારમાં અહંભાર છે, પણ તે ઘણુંખરું અભિમાન સૂચવવા એટલે કે મોટાઈ અને વિશેષતાના ભાન માટે વપરાય છે. મૂળમાં અહીં 'સેલ્ફ કૉનશસ્નેસ' શબ્દ છે.

"મારો પણ એ જ મત છે, જનરલ. તેમને પૈસા મળે છે, તેથી ઇચ્છેલી વસ્તુઓ ખરીદી શકે છે, વધારે સંતોષ અનુભવે છે, અને તેની અસર તેમના શરીર ઉપર પણ થાય છે."

"મને લાગે છે કે તમારું કહેવું બરાબર છે. આવા સ્થાનમાં રહેલા લોકોને કામ કરવાના પ્રસંગથી અને તેના આનંદથી વંચિત રાખવા એ તો ભયંકર છે. તમે જે કરી રહ્યા છો તે મોટા પ્રમાણ પર કરવામાં આવે તો તેમનાં ઘેર રહેલાં કુટુંબીઓને પણ લાભ થાય. એથી સરકારનેયે મોટી મદદ મળે. કેમકે આટલા બધા લોકોના ગુજરાનનો આજે પૂરેપૂરો બોજો તેના પર જ પડે છે, તે હળવો થાય. વળી ખરચના સવાલને લીધે જે રાજ્યો પોતાનાં મહારોગીઓમાં આવી સંસ્થાઓ દ્વારા આવું કામ કરી શકતાં નથી, તેમનેયે માર્ગદર્શન થઈ શકશે. તમારો ઉદ્યોગ આ રીતે એક નમૂનેદાર પ્રવૃત્તિ છે. એ રીતે જ એની ભવિષ્યમાં કિંમત અંકાશે. મારાથી ક્યારેય તમને કંઈ મદદ કરી શકાય એમ હોય તો મને જણાવતાં અચકાશો નહીં."

"આપે મને આજ બહુ ઉત્તેજન આપ્યું છે, નામવર. જેમ જેમ આ કામ ખીલતું ગયું છે, તેમ તેમ મારી ખાતરી થતી ગઈ છે કે આમાંથી હજુ ઘણું ઘણું નીપજી શકે એમ છે. જો કુષ્ઠાલયોને ખેતી તથા ઉદ્યોગોને અનુકૂળ સ્થાનોમાં વસાવવામાં આવે, અને જો નિષ્ણાત માણસોની દેખરેખની તેમને પૂરતી મદદ કરવામાં આવે તો, હું માનું છું કે, ઘણા માણસો મહેનતનાં કામ કરવાને અશક્ત હોવા છતાં, કુષ્ઠાલયો મોટે ભાગે પોતાની જરૂરિયાતો પોતે જ પેદા કરી શકે. દાક્તરોનો એકંદર મત એવો છે કે ઓછામાં ઓછા અડધા રોગીઓ શરીરે મજબૂત હોય છે. એ સાચું છે કે બહારનાં બજારો તેમને માટે બંધ હોય છે. પણ એક કુષ્ઠાલય, દાખલા તરીકે, માછલી પકડે, બીજું ચોખા પકવે, ત્રીજું કાપડ વણે, અને એ રીતે જે જે ધંધા માટે જેની ખાસ અનુકૂળતા હોય તેને તે ખાસ ખીલવે એવી વ્યવસ્થા કરવામાં હરકત ન હોવી જોઈએ. ચીજોની આપ-લેની યોજના ઘડી શકાય. કમમાં કમ, રોગીઓનાં પોતાનાં બજારો તો તેમને માટે ખુલ્લાં થાય."

મેં ઘર તરફ નજર નાંખી. ગવર્નરના માણસો હવે અધીરા થયેલા મને જણાયા.

"એ લોકોની ચિંતા ન કરો. આ બાબતમાં કંઈ બીજાયે વિચારો હોય તો જણાવો."

"એક જ બીજો વિચાર છે, જનરલ. અને તે વિષે મારા કરતાં આપ વધારે સમજો છો. મને લાગે છે કે કોઢિસ્તાનમાં બનેલી કેટલીક ચીજો તો ખુલ્લાં — નીરોગીઓનાં — બજારોમાં મોકલવામાં અડચણ ન હોવી જોઈએ."

"દાખલા તરીકે ?"

"દાખલા તરીકે રસ્તા બાંધવાનાં સાધનો — પથરા, કાંકરા ઇત્યાદિ, તથા ઈંટ, નળિયાં, સિમેંટની લાદીઓ, લોઢાનો સરસામાન વગેરે. આ આ બધાંને સહેલાઈથી જંતુશુદ્ધ કરી શકાય. મને શંકા નથી કે નિષ્ણાત માણસો એવી કૂડીબંધ ચીજો બતાવી શકે કે જે વહેમીમાં વહેમી માણસ પણ સલામત માની શકે. થોડા વખત પર અહીં એક વિજ્ઞાનશાસ્ત્રી આવ્યા હતા. મારી જોડે ચર્ચામાં તેમણે તાડીમાંથી આલ્કોહોલ — દારૂ બનાવવાની શક્યતા દેખાડી. એ તો ખાતરીથી બે-જોખમ ચીજ ગણાય."

"તમારા વિચારોમાં મને રસ પડ્યો છે, નેડ. આ પ્રવૃત્તિ ચાલુ રાખજો. એમાં નવું નવું નિપજાવવાને અવકાશ રહેલો છે. મને સમજાતું નથી કે લોકો આના ચેપનો આટલો બધો ડર કેમ રાખે છે. એ જંતુની ચેપ લગાડવાની શક્તિ એટલી તો મંદ માલૂમ પડી છે કે પ્રયોગશાળામાં વૈજ્ઞાનિક રીતે એ ચેપ કોઈને લગાડવામાં હજુ સફળતા મળી નથી."

ઘર અને આંગણામાં ફરતાં ફરતાં એમણે વાતો ચલાવ્યે રાખી. મચ્છીશિકાર અને પ્રાણીશિકારની વાતોમાં પડ્યા. કુલિયનના મોટા મચ્છ, જંગલી સૂઅર અને નાનાં હરણોની ચર્ચા નીકળી. એટલામાં કારભારી બંદૂક લઈને આવ્યો. કેટલીક મિનિટ લગી વૂડે લક્ષ્યવેધના ઉત્તમ પ્રયોગો બતાવ્યા. તે હવામાં લાકડીઓ ઉછાળતા અને સહેલાઈથી તેને વીંધતા. એમને તાકવા માટે મેં કેટલીક ઉછાળી. પછી તેમણે હવામાં એક મોટો-શો પથરો ફગાવ્યો. તેને વીંધતાં ચૂક્યા. બીજો ફેંક્યો.

તે પણ ચૂકયા. ત્રીજો ખૂબ તપાસીને લીધો. પછી ડાબા હાથમાં બંદૂક પકડી. મને એમની પકડમાં કંઈક અડતું લાગ્યું—પેલા પથરાને ઊંચે હવામાં ફેંકી તેમણે બંદૂક છોડી. ચૂકી ગયા. તરત બીજી વાર છોડી. બંદૂકનો વાંદરો બીજી વાર દાબ્યાનો કટ્ અને ગોળીનું નીકળવું બંને જાણે એકી વખતે થયેલાં લાગ્યાં. પથ્થરમાંથી એક ટુકડો ઊડયો. પથ્થરને વાગીને ઊછળવાથી ગોળીનો માર્ગ બદલાયાનો સૂસવાટો નીકળ્યો. આવો ઝડપી અને અચૂક વેધ મેં કદી જોયેલો નહીં. મલકાઈને તેમણે બંદૂક કારભારીને પાછી સોંપી, અને બોલ્યા, "તોલ બરાબર ઊતર્યા બાદ ફરીથી ન તોળવું સારું."

પછી બીજા મંડળ સાથે અમે ભળ્યા. થોડીક મિનિટ બધા સાથે એકબીજાની વાતો થઈ. તે બાદ ઘરની પાછળ થઈ-તેઓ રસ્તે પડ્યા. મેં જોયું કે વૂડ ચાલતાં જરા લંગડાતા હતા. ડાબા હાથમાં બંદૂક પકડતી વખતે અડવાણું માલૂમ પડયું હતું તે પણ યાદ આવ્યું. એમને કચૂબામાં કંઈક ઈજા થયેલી તે હું જાણતો હતો. તેની આ ખોડ રહી ગઈ હતી. પણ ખોડ છતાં તેણે પોતાની જીવનનૌકા હંકાર્યે રાખી હતી. એણે સામા આવી પોતાની ખોડ મારી આગળ પ્રગટ કરી, અને હું શરમનો માર્યો ઘેર બેસી રહ્યો! જો વિન્ટન હોત તો આમ કરવાની મેં હિંમત કરી નહોત. . . . બીજી વાર જ્યારે વૂડ આવ્યા — પણ તે કહેવામાં કાંઈ અર્થ નથી. મને પોતા પ્રત્યે તીવ્ર શરમ લાગી.

૨૩

# ટામારાઉ

મારા બાગનો આગલો દરવાજો ખૂલ્યો અને કોઈનો પગરવ સંભળાયો. બે પુરુષોને ઘરની પાછળ થઈ આવતાં જોઈ હું પોર્ચની કિનારી તરફ ગયો. બંને અમેરિકન હતા. એક માણસ વિશાળ રાતું મોઢું અને ઘાટા કાળા વાળવાળો હતો. તેના માથા પર એક મેલો, ઘસાઈ ગયેલો ટેનિસ રમતાં પહેરવાનો ટોપો હતો. તેનો ધોળો પોષાક કઘોણો પડેલો, કંઈક મેલો અને ધોવાણની કરચલીઓવાળો હતો. બીજો માણસ ટટ્ટાર, પાતળો અને નવજુવાન હતો. તે ઉઘાડે માથે હતો, અને તેણે એક ખુલ્લા ગળાનું ધોળું સ્વચ્છ પહેરણ, તેટલું જ સ્વચ્છ અને ઈસ્ત્રી કરેલું અડધું પાટલૂન, અને મોઢું જોઈ લો એવા પાલીસ કરેલા ચકચકિત મોટા પીળા બૂટ પહેરેલાં હતાં. તેનું મોઢું અને હાથ તડકો ખાઈ લગભગ તેના બૂટ જેવાં જ થયેલાં હતાં. તેનું હાસ્ય મનોહર હતું.

'રાતા મોઢો' પહેલાં મારી તરફ જોઈ રહ્યો. અને પછી ફરીને આંગણાં પર દૃષ્ટિ ફેરવી. જુવાને બોલવાની પહેલ કરી:

"મંગળપ્રભાત, તમે મિ. ફરગ્યૂસન?" — "જી, હા."

"મારું નામ લૅમ્બર્ટ — રિચર્ડ લૅમ્બર્ટ. આ ભાઈનું નામ પિટ બ્રાન્ટ. એ મનીલામાં રસ્તાઓ અને ઘરો બાંધવાનું કામ કરે છે, અને હું થોડા વખત પછી ફિલાડેલ્ફિયામાં વકીલાત શરૂ કરીશ હમણાં અમે દરિયા અને જંગલના શિકારે ઊપડ્યા છીએ. અને જોલો તથા મિન્ડાનાઓથી ભટકતા ભટકતા અહીં સુધી આવી પહોંચ્યા છીએ. ગઈ રાત્રે અમે અહીં મુકામ કર્યો હતો. કેટલાક દાકતરોએ તમારી વાત કરી, તેથી થયું કે જઈને ઓળખાણ કરીએ. અમે તમને તકલીફ તો નથી આપતા?"

"ઓહ! ખાતરી આપું છું ભાઈઓ, કે વસંતના ફૂલો જેટલું જ તમારું આવવું મને પ્રિય લાગે છે. અહીં તમારે માટેની ખુરસીઓ પર બેસો. બીજીને અડાય નહીં તે સંભાળજો."

"ધતિંગ!" —રાતા-મુખા બ્રાન્ટનો આ ઉદ્દગાર હતો. તેનો અવાજ મત્ત આખલાના જેવો હતો. નિષેધ કરેલી ખુરસીઓમાં તે બેસી ગયો, અને મારી સામે આંખો તાકીને જોતો હણહણતો હોય તેમ બોલ્યો:—

"ખોટું! કંઈ જોખમ નથી. લડાઈ શરૂ થઈ ત્યારથી હું આ બેટોમાં બધે જ ભટકયો છું, અને કોઢ, કૉલેરા, શીતળા અને બીજાયે જે તમારા ભયંકર રોગો કહેવાય છે તેના સંસર્ગમાં આવ્યો છું. અહીંના દેશીઓ જોડે પણ બધી જાતના ન કરવાના વ્યવહાર પણ કર્યા છે. મને કદી કશાનો ચેપ લાગ્યો નથી. જો કોઈને ચેપ લાગતો હોત, તો મને લાગ્યો જ હોત."

"મને તો લાગ્યો"—હું વચ્ચે જ બોલી ઊઠયો. લૅમ્બર્ટ, જે હજુ સુધી ઊભેલો જ હતો, ઝપ દઈને મુલાકાતીઓની ખુરસી પર બેસી ગયો. બ્રાન્ટ મારા પર બધે દૃષ્ટિ ફેરવી જ રહ્યો હતો, તેની નજરમાંથી કશું છૂટયું નહીં.

"હા, ભગવાન! ખરું છે. તમને લાગ્યો છે! આ બાબતમાં મેં ભૂલ કરી અથવા, એમ હોય કે હું સાવ રીઢો છું તેથી જ બચ્યો હોઉં. માનું છું કે અહીંનો આ પ્રવાસ ફાયદાકારક જ નીવડવાનો છે. ટામારાઉનો શિકાર કંઈ જેવી તેવી વાત નથી."

"ટામારાઉ!"—મેં ઉદ્દગાર કર્યો. "તમે એ પ્રાણીના શિકાર માટે ઊપડેલા છો, એમ કહેવા માગો છો શું? અરે, એ તો લગભગ પુરાણોનું જ પ્રાણી લાગે છે. અહીં રહેનારાઓમાંથી કોઈએ તેને જોયું સરખું નથી."

"કેમકે એ પ્રાણી અહીં પાકતાં નથી. પણ મિન્ડોરોમાં—દુનિયામાં એ એક જ સ્થાન છે, જ્યાં—એમની ઊપજ છે"—આટલું બોલીને બ્રાન્ટ મૂગો થઈ ગયો.

પછી લૅમ્બર્ટે કહ્યું, "કહેવાય છે કે એ જાનવર નહીં, પણ ચોપગું વજ્ર છે. દોસ્ત, એકાદને મારીને તેનાં શીંગડાં ઘેર લઈ શકું તો કેવી મઝા પડે! પણ, કદાચ, એનો મેળાપ થયા પછી ઘેર જીવતાં પહોંચવું એ જ સદ્ભાગ્ય ગણાય."

અમે ટામારાઉની વાતોએ ચડ્યા. માની ન શકાય તેવી તે વાતો વિચિત્ર હતી. બધી વાતોને ભેળવીને જો તે પ્રાણી નિપજાવીએ તો ગેંડો, રાક્ષસ અને દરિયાઈ તોફાન ત્રણેનાં તત્ત્વો ધરાવનારું, કશાથી અટકાવી ન શકાય એવો ધસારો કરનારું પ્રાણી તે ટામારાઉ એવી કલ્પના કરવી જોઈએ. પછી માછીઉદ્યોગ અને વીજળીના કારખાનાંની વાતો થઈ.

"હિંમતનું કામ છે, ભાઈ" બ્રાન્ટે ટીકા કરી. પછી પાછી મારા શરીર પર નજર ફેરવી, "કહું છું, લૅમ્બર્ટ, આમને આપણે મિન્ડોરો લઈ જઈએ." અને મારી સામે જોઈ, તથા તેના જવાબની રાહ જોયા વિના મને પૂછ્યું, "ઇચ્છા છે?"

મારું હૈયું ઊછળવા લાગ્યું.

"કાં નહીં?" લૅમ્બર્ટે મારી વતી દલીલ કરી. "મને લાગે છે કે ભારે ગંમત આવશે. તમે નીકળી શકશો?"

મેં ક્ષણભર ઉતાવળે વિચાર કરી લીધો. હું એક નમૂનેદાર રોગી ગણાતો હતો. લગભગ દશ વર્ષ હું રહ્યો હતો. ક્વચિત્ કરેલો નશો બાદ કરીએ તો મારી કારકિર્દી સ્વચ્છ હતી. તો એક વાર—બસ એક જ વાર—કાં મજા ન કરી લેવી? થોડાં વર્ષ પછી બંદૂકને પકડવીયે મારે માટે શક્ય નહીં રહે. . . . વિન્ટન તો હવે છે નહીં. ગાપચી મારવાથી એને કલંક લાગવાનું નથી. નવો માણસ, જે હોય તે, હજુ આવ્યો નથી. જો ચોરછુટ્ટી લઈ શકું તો હમણાં જ લઈ શકાય. નહીં તો પછી કદી નહીં.

"તમારે મને વહાણ પર ચોરી જવો પડશે."

"એ તો નક્કી" લૅમ્બર્ટ બોલી ઊઠ્યો. "આજે રાત્રે તમારા એકાદ માણસને લઈને હોડીમાં નીકળી પડજો. ઉપસાગરની બહાર નીકળશો એટલે અમે તમને ઉપાડી લેશું. પછી આપણને તેઓ પકડવા

આવે તોયે તેમને બરાબર પોકરાવશું. અમારું વહાણ બે ઇજિનનું છે. તે આપણને ઉતાવળે લઈ જશે. ચાર — બહુ તો, પાંચ — દિવસમાં તમે પાછા આવશો. પછી કોણ જાણવાનું છે?"

"માત્ર અહીંનું નાનામાં નાનું બાળક જ," મેં કટાક્ષ કર્યો. "અહીં એવી કોઈ ઘટના બનતી નથી, જે આખી વસ્તીમાં અડધા કલાકમાં ફેલાઈ ન જાય. છતાં, તેઓ પછી મને શું કરી શકવાના છે? હું જેલમાં જ છું ને જેલમાં જ પાછો આવીશ. અહીં કોઈ ફાંસીએ તો ચડાવતું નથી! મારે મારો ખોરાક અને વાસણો લઈ લેવાં પડશે. અને મારી સાથે હું મારા નોકર ટૉમસનનેયે લેવા ઇચ્છું છું. એ મને રાંધી ખવડાવશે."

"અમારી પાસે બે પ્રાયમસ સ્ટવ છે. તેમાંનો એક તમે વાપરી શકશો. પણ બંદૂકોનું શું?"

ટૉમે મોકલેલી બંદૂક મને સાંભરી. ભગવાન તેનું ભલું કરો.

"સદ્‌ભાગ્યે મારી પાસે એક સરસ રાઈફલ છે. ખૂબ ઊંચા પાવરની."

"ફક્કડ! ત્યારે અમે તમારી આશા રાખશુ"

તેમના ગયા પછી મેં બંદૂક બરાબર તપાસી લીધી. અને એક કારતૂસ ભરવાની નાના જીવોના શિકારની બંદૂક તથા મારી રિવૉલ્વર (ખીસા બંદૂક) પણ લીધી. પ્રાણી હુમલો કરે તો નજીકથી મારવા માટે એ હથિયારો જરૂરી હતાં.

બધો સામાન ભેગો કરવામાં અને સિમસન તથા જોઝિ કૂઝને માટે કામની સૂચનાઓ લખી કાઢવામાં બાકીના કલાકો નીકળી ગયા. અધિકારીઓની દૃષ્ટિએ મારી 'ગોટલી' બહુ ગંભીર માલૂમ પડે તોયે મારાં કાગળિયાંઓ સિદ્ધ કરી આપત કે મારા માણસોને મારી યાત્રાના સ્વરૂપની કંઈ જ જાણ નહોતી.

જોઝિ અમને અમારી હોડીમાં બેસાડી પેલાઓના વહાણ સુધી લઈ ગયો હતો; તેથી તે જાણતો હતો કે અમે કોઈ જાતની સહેલગાહે જઈએ છીએ. પણ અમે ક્યાં જઈએ છીએ તેની તેને જાણ નહોતી. આથી, તેયે દોષમાં આવે એમ નહોતું.

ખુશનુમા રાત હતી. જ્યારે અમે બ્રાન્ટ–લૅમ્બર્ટની નાજુક અને નાનકડી સ્ટીમર પર ચડ્યા, ત્યારે કુલિયનમાં જગ્યાએ જગ્યાએ વગાડાતી સતારોએ જાણે અમને વિદાય આપી. સ્ટીમરે કોરનનાં પશ્ચિમ કિનારા તરફ મોઢું ફેરવ્યું. ટૉમસ અને હું પાછળની એક નાની તૂતક પર ગોઠવાયા હતા. બીજાઓ આગળની વિશાળ તૂતક પર હતા. બંને તૂતકોની વચ્ચે એક નાનો ચાલી-પુલ હતો. નિશાળેથી ગાપચી મારનાર છોકરાની જેમ હું વહાણની ગતિને લીધે થતી ફીણોની રેખાને જોતો ઊભો હતો. મારું હૈયું આનંદમાં આવ્યું.

"કેટલા ખલાસીઓ છે, ટૉમસ ?"

"ચાર, સાહેબ. હું ધારું છું કે મિ. બ્રાન્ટ અને મિ. લૅમ્બર્ટે તેમને આપણી બાબતમાં કહી રાખેલું છે. તેથી, તેઓ આપણી નજીક નહીં આવે."

બીજે દિવસે મધ્યાહ્‌ને અમે એક સાંકડા અને વાંકાચૂંકા બંદરમાં દાખલ થયા. બંદરના બંને કિનારા ખૂબ ઊંચા અને સીધા ભીંત જેવા હતા. કિનારાથી થોડે દૂર અમે લંગર ઉતાર્યું. અમારો ભોમિયો માટિયો ટાગાલોગા જાતિનો હતો. એ મિન્ડોરોનો વતની હતો, અને અમે જેની ખોજમાં હતા તે પ્રાણી મળવાનાં સંભવનીય સ્થાનો જાણતો હતો. ક્યાંયે વસ્તીનાં ચિહ્ન દેખાતાં નહોતાં. કિનારાઓ પરનાં ગામડાં ખૂબ દૂર દૂર વિખરાયેલાં હતાં, અને અંદરનો પ્રદેશ ફિલિપાઈનો તેમ જ અમેરિકનો માટે લગભગ અણશોધાયેલ પૃથ્વી હતી. ડુંગરાઓમાં મલાઈ અને નીગ્રો લોકોની એક મિશ્ર જાત રહેતી હતી, અને કિનારાઓ પર તેમના પ્રમાણમાં વધારે આગળ વધેલી ટાગાલોગા જાતિની વસ્તી હતી.

બપોર પછી બ્રાન્ટ અને લૅમ્બર્ટ એક નાનકડી હોડી ઉતારીને માછલી પકડવા નીકળ્યા ટૉમસ અને હું તૂતક પર જ રાહ જોતા બેઠા. લૅમ્બર્ટે એમ વિચારેલું હતું કે રાત પડે ત્યારે અમારે જંગલમાં દાખલ થવું અને ઝાડો પર ચડી જઈ સવાર સુધી ટામારાઉની રાહ જોતાં બેસવું. એની ગણતરી હતી કે ટામારાઉ ત્યાં મોત ખોળતું આવી પહોંચશે. એણે ટામારાઉ વિષે ઘણું સાહિત્ય વાંચ્યું હતું.

પણ અમારો ભોમિયો માટિયો આ વિચારથી સહમત નહોતો. એણે વાંધો રજૂ કર્યો : "સાહેબ, ટામારાઉનો આ રીતે શિકાર શોધવામાં ડહાપણ નથી. તમને મચ્છર ખૂબ કરડશે, અને ટામારાઉ ત્યાં આવશે નહીં. ટામારાઉ બહુ મુશ્કેલીથી નજરે પડે છે. વધારે સારો માર્ગ એ છે કે રાત્રે તમે વહાણ પર જ રોકાઓ, અને કાલે મળસકામાં આપણે એક સરસ જગ્યાએ જઈશું. ટામારાઉ ત્યાં રાત્રે પાણી પીવા આવે છે. ત્યાંથી આપણે તેનું હાથિયા ઘાસ (કોગન)માં પગેરું કાઢી શકશું."

હું માટિયાની પુખ્ત સલાહ સ્વીકારવા ઇચ્છતો હતો. પણ લેમ્બર્ટ એના અભિપ્રાય પર મજબૂત હતો. બ્રાન્ટે તો ચોખ્ખું પરખાવી દીધું કે, "માટિયાની જ વાત સાચી છે. ડિક, એ બરાબર સમજે છે. હું તો અહીં જ સૂઈ રહીશ. તમે ભલે, ગમે તો, મૂઢ પક્ષીઓની જેમ ઝાડોમાં ભરાઈ બેસો."

"તમારું શું, નેડ ?" લેમ્બર્ટે પડકાર કર્યો. "તમે મારી સાથે આવશો ?"

શું કરવું ! લેમ્બર્ટ મારો મેજબાન હતો અને મારામાં બ્રાન્ટના જેવું ચોખ્ખું કહી દેવાની હિંમત નહોતી. તીવ્ર અસંતોષ દેખાડીને માટિયો અમારી બેઉની જોડે આવ્યો. અમે એક નાનકડી હોડીમાં ઊતર્યા અને એક ડુંગરાળ કિનારે ઊતર્યા. એક નાળાની વાટે વાટે અમે ચડવા માંડયું. ચારે બાજુએ જંગલ હતું. કલાકેક ચાલ્યા પછી એક ખુલ્લા પ્રદેશમાં આવ્યા. કમ્મરથી માંડીને ખભાપૂર ઊંચાં, જાતજાતનાં જાડાં હથિયાં ઘાસથી એ પ્રદેશ ઢંકાયેલો હતો. માટિયોએ ઝાડો પસંદ કર્યા. દરેક જણ તેની એકેક મજબૂત ડાળ પર ચડી ગયા. અને બને તેટલી સગવડ કરીને તે પર ગોઠવાઈ ગયા. ચૂપકી રાખવી જરૂરની હતી. પાંચ મિનિટમાં મચ્છરોએ મને શોધી કાઢ્યો, અને પોતાના આખા જન્મારામાં ન મળનારી ઉજાણી કરવા માંડી. મારી ચારે બાજુએ શોર અને કિકિયારી સંભળાતાં હતાં. જંગલનાં પ્રાણીઓ ઊપડયાનો તે અવાજ હતો. ચંદ્ર આથમી ગયો અને અમે ઘોર અંધારામાં પડ્યા. હું આમતેમ મરડાતો અને સળવળતો હતો, તથા

અંદરથી કણુતો હતો. ચાર કલાક પછી લૅમ્બર્ટે મારા ઝાડ નીચે આવી મને સાદ કર્યો :

"કહું છું, નેડ, નીચે ઊતરો. આ તો ચુસાઈ ગયા !"

હું ઉતાવળો નીચે ઊતર્યો. મોટી યાતનામાંથી છૂટયા જેવું લાગ્યું. અમને હોડી પર પાછા દોરતી વખતે માટિયાનું માથું ગર્વથી ઊંચું હતું. પણ એ કશું બોલ્યો નહીં. લૅમ્બર્ટ અસાધારણ શાંત હતો. હું થાકીને લોથ થઈ ગયો હતો. તૂતક પર પહોંચ્યા ત્યારે એક સુંવાળા બિછાનામાં ભરાઈ ગયો અને બે મિનિટમાં ઘસઘસાટ ઊંઘી ગયો.

ત્રણ દિવસ અમે રોકાયા છતાં ટામારાઉ કંઈ દેખાયું નહીં. બ્રાન્ટ અને લૅમ્બર્ટ તેને બીજે ક્યાંક શોધવા અધીરા થયા. પણ માટિયો મક્કમ રહ્યો. "આ અમેરિકનો ટામારાઉ શોધે છે. જો ક્યાંક મળે તો તે આ જ જગ્યા છે"—એમ વિચારી તે કઠોર થઈ અમને રોજ સવારના દિવસ નીકળતા પહેલાં જ જગાડી દેતો. તે પેલા બેનો અને ટૉમસ મારો નાસ્તો તૈયાર રાખતા. પછી અમે નીકળી પડતા, અને પાણીનાં વહેણોને માર્ગે માર્ગે ચાલતા. ક્યાંક આગલી રાત્રે ટામારાઉ પાણી પીવા આવ્યું હોય તો તેનાં પગલાં શોધતા. કંઈ ચિહ્ન સાંપડે તો માઈલો સુધી પગેરું કાઢતા. એક ઠેકાણે તાજાં પગલાં દેખાયાં. તેની પાછળ અમે લગભગ આખો દિવસ ગાળ્યો. લગભગ પંદર માઈલ અમે રખડયા હશું. કયાંક ઊંચા ઘાસમાંથી, કયાંક ઝાડી–ઝાંખરાંના જંગલમાંથી. કોઈક વાર, અમને વહેમ આવે કે નજીકમાં અમારો શિકાર હશે, તો તે ચેતે નહીં તે માટે, ચૂપચાપ હાથ અને ઘૂંટણ પર ચાલીને અમને અમારો રસ્તો કાપવો પડ્યો. ગરમી ગૂંગળાવનારી હતી. હાથિયા ઘાસમાંથી ચાલતાં અમારી બંદૂકોની નાળ એવી તો તપી જતી કે હાથ અડાડી શકાતો નહોતો અમારા હાથ પર કાંટાના ચીરા અને પથરાના ઉઝરડા પડી ગયા હતા. શરીર પર ભાગ્યે એક ઇંચ એવી જગ્યા હશે જ્યાં મચ્છરે ડંશ માર્યા ન હોય. આ સાહસ નાદાનની રમત જેવું નીવડે એવો ધાસ્તી લાગતી હતી. મારા હૃદય પર શ્રમની અસર જણાવા લાગી. હાથ પરના ઉઝરડા આગળ પર કંઈ વધારે હેરાન તો નહીં કરે એવી પણ ધાસ્તી લાગતી હતી.

પણ, અમે ટામારાઉને નામે નાહી નાંખવાની તૈયારીમાં હતા ત્યાં જ અમને તે દેખાયું. આતુર નજરે ટૉમસ રોજ સવારે અમને નીકળતાં જોતો, તેથી આજે મેં એને સાથે આવવા પરવાનગી આપી હતી. મેં એને મારી પક્ષી મારવાની નાની બંદૂક આપી હતી. એ ભરેલી હતી અને સાથે પણ કારતૂસો રાખેલી હતી. માટિયો કહે, "ટામારાઉ માટે તે નકામી છે, સાહેબ." છતાં, મેં એ લઈ લીધી હતી.

જંગલ વટાવીને અમે ખુલ્લા ભાગમાં પેસતા હતા. ઝાડીઝાંખરામાંથી કંઈક બે પરવાઈથી માર્ગ કાપી રહ્યા હતા. લૅમ્બર્ટ મારી ડાબી બાજુએ સો એક વાર દૂર હતો. જમીન નરમ હતી. અમે બનતાં સુધી બિલકુલ અવાજ થવા દેતા નહોતા. એકાએક લૅમ્બર્ટની સીધાણમાં ત્રણ ટામારાઉઓ ચમક્યાં અને ભયાનક વેગે નાસવા લાગ્યાં. બે ઘેરા — લગભગ કારાબાઉના — રંગનાં અને એક ઘણું નાનું રતુંબડા રંગનું હતું. ઘણુંખરું નર, માદા અને બચ્ચું હશે. લૅમ્બર્ટે પોતાની બંદૂક ખભે ટેકવીને નર પર ગોળી છોડી દીધી. અમે તે જગ્યાએ પહોંચ્યા ત્યારે ત્યાં ઘાસ અને ઝાડીઝાંખરા પર લોહીનો છંટકાવ દેખાયો. પ્રાણી ઘવાયું હતું! લૅમ્બર્ટ ઉત્સાહથી ગાંડો થઈ ગયો!

"તમે જોયું કે? કેટલું અદ્દ્ભુત હતું! માદા પોતાનું માથું બચ્ચાના પેટ નીચે ઘુસાડીને એને ગરદન પર લટકાવીને ઉઠાવી ગઈ! કેવી જબરી મા! મેં કદી આવું જોયું નથી."

માટિયો અધીરો થયો. તેણે ભાંગીતૂટી બોલીમાં કહ્યું: "ઘવાયેલું ટામારાઉ બહુ ભયંકર. તેનું પગેરું કાઢવું જોઈશે. બધી બાજુએ જોતાં રહીને ટામારાઉ સીધી લીટીમાં દૂર દૂર જાય. પછી વળ લઈ પાછું આવે. ઘવાયેલું ટામારાઉ હમેશાં લડે. એ પાછું આવે જ. બાજુએ તપાસવું. પાછળ તપાસવું, આગળ તપાસવું — જોઈએ."

આ બધું સાંભળી ગ્રાન્ટ પણ ગંભીર થઈ પોતાના જાડા અવાજે બોલ્યો: "આપણને અહીં ગરમાગરમ સમય આવ્યો ખરો! માટિયા, આગળ ચાલ."

પણ માટિયોની સૂચનાઓ હજુ પૂરી થઈ નહોતી. તેણે ચેતવણી આપી. "ટામારાઉ મારવું સહેલું નહીં. એ મારવું દુનિયામાં કઠણમાં

કઠણુ જાનવર. બહુ ગોળીઓ ખાય. તે આવે ત્યારે ગોળી ઠોકો, ઠોકો, ઠોકો, ઠોકતા જ જાઓ. બહુ દૂર હોય ત્યારે ન છોડો. એ પડે તો પાસે ન જાઓ. મરી ગયું કહું ત્યાં સુધી."

હાવકા રહી અમે એની સૂચના મુજબ વર્તવા લાગ્યા. એણે અમને જંગલમાં વીખેરી નાંખ્યા. બે પ્રાણીઓ જુદાં પડી ગયાં હતાં તેથી અમારે બંનેનાં પગેરાં તપાસવાનાં હતાં, અને તે એકબીજાથી બહુ અંતર પર હતાં. હું જમણી બાજુ જોતો હતો. લગભગ અડધો કલાક ચાલ્યા બાદ મેં જોયું તો ટૉમસ અને હું બીજાઓથી એક બે ખેતરવા જુદા પડી ગયા હતા. વધી ગયેલા ઝાડીવાળા જંગલ કરતાં અહીં ખુલ્લામાં હું વધારે સલામત છું એમ મેં માન્યું. સૂરજ ખૂબ તપતો હતો. મેં ગતિ ધીમી કરી. પગલાં ઝાંખાં થયાં અને છેવટે ઘાસમાં દેખાતાં બંધ થયાં. હું ગોળ ગોળ ફરતો તે શોધવા મથતો હતો. ટૉમસ મારી પાછળ પાછળ આવતો. એકાએક તેણે બૂમ પાડી:

"જુઓ! પેલું આવે!" મેં પાછા વળીને જોયું. નર ટામારાઉ આગળ જઈ બાજુએ વળી ગયો હતો, અને અમારી પાછળ થઈ ગયો હતો. ત્યાંથી એણે અમારા પર સીધો ધસારો કર્યો હતો. ઘાસ વચ્ચેથી પહોળાં શિંગડાંવાળું તેનું ત્રિકોણ માથું જ હું જોઈ શકતો હતો. મેં વિચાર્યું, "મારે એને અટકાવ્યે જ છૂટકો, મારે એને અટકાવ્યે જ છૂટકો!"

મેં એક ઘૂંટણ જમીન પર ટેકવ્યો અને સ્થિરપણે નેમ લીધી. પછી હળવેથી વાંદરો દાબ્યો. ખૂબ ઠંડું મગજ રાખી હું કામ કરતો હતો. મારી પહેલી ગોળીએ તેને બિલકુલ રોકયો નહીં. તે વાગી ખરી, પણ તેનું માથું જરાયે ડગ્યું નહીં. તે સીધો મારા પર ધસી આવ્યો. મેં પાછો વાંદરો દાબ્યો; ફરી દાબ્યો, વળી દાબ્યો. . . . એ ભારી બંદૂકના ચાર બાર તેની ખોપરીમાં પેઠા. છતાં તે ધસારાબંધ જ આવી રહ્યો હતો. મેં ટૉમસને ચીસ નાંખતો સાંભળ્યો. પણ મારાથી ઉતાવળ થઈ શકે એમ નહોતું. મેં એના પર છઠ્ઠી અને છેલ્લી કારતૂસ છોડી ત્યારે તો તે લગભગ મારી નજીક આવી પહોંચેલો હતો. પણ ત્યાં જ તે ચારે પગ ફેલાવી જમીન પર પટકાઈ પડ્યો. છતાં, પટકાતાં પટકાતાંયે

તેણે ઘાસમાં આંકા પાડી નાંખ્યો અને તેનું ભારે ભૂખરું શરીર એવા જોરથી મારી જોડે ભટકાયું કે હું ચત્તો પછડાયો.

હું ઊભો થઈ શકું તે પહેલાં બીજાઓ આવી લાગ્યા હતા. મારું ટામારાઉ મરી ગયું હતું, તેની માટિયાને મોઢે ખાતરી લેવાની જરૂર રહી નહોતી. એ જાનવરની ખોપરીનો લગભગ પા ભાગ ટુકડા થઈ ઊડી ગયો હતો. પણ માટિયોનું કહેવું ખરું હતું. દુનિયાનું કોઈ પણ પ્રાણી આટલી ગોળીઓ ખમી ન શકે.

*

કોઢીઆમના ધક્કા પર જ્યારે અમે અમારી નાનકડી હોડીમાંથી ઊતર્યા, ત્યારે એક મોટું ટોળું અમને આવકાર આપવા ઊભેલું હતું. ગામનો એકેએક મર્દ, સ્ત્રી અને બાળક ત્યાં હશે. શિકારની ખબર આગળથી પહોંચી ગઈ હતી, કારણ કે એક માણસે ટામારાઉનાં અવશેષોને પેલી લૉંચમાંથી હોડીમાં ઉતારતાં જોયેલાં, અને તેણે આ અદ્ભુત અને ચોંકાવનારા શિકારની ખબર બધે ફેલાવી દીધી હતી. માટિયોએ પશુનું ચામડું ઉતાર્યું હતું, અને તે ચામડું, સાફ કરેલી ખોપરી તથા શિંગડાં હું સાથે લઈ આવ્યો હતો. છોકરાં તેમ જ મોટાં વીંટળાઈ વળ્યાં અને શિંગડાંને અડી જોવાની રજા માગવા લાગ્યાં. ટૉમસ ચોકી કરવામાં રોકાયો, અને અમે બંનેએ મળીને શિકારનાં ક્યાં, કેમ અને ક્યારેના પ્રશ્નોની ઝડીને ઝીલી. ઘણાંને મન તો લાગતું હતું કે ટામારાઉનો શિકાર કર્યો એટલે તો શેતાનને જ મારી લાવ્યા. શેતાનની કથાનાં બધાંયે ચિહ્નો — શિંગડાં, પૂંછડી અને બધું — મોજુદ હતાં જ !

ટૉમસનું વર્ણન સાંભળ્યા પછી જ મેં સાંભળ્યું કે હું એક અવ્વલ કોટિનો વીર છું. અમે પેડ્રો ટામોસને અવશેષો સોંપ્યાં. એને ચામડું કેળવતાં આવડતું હતું, અને કોઢિસ્તાનમાં એ કામ તે અવારનવાર કરતો. એક અઠવાડિયામાં તે માથું અને શિંગડાંને એક લાકડાની બેઠક પર જડી બરાબર સજાવી લાવ્યો. ચામડું કેળવતાં તેને વધારે વખત લાગ્યો. છેવટે તેયે આવ્યું. મેં તે મારા ખાટલા પાસે બિછાવ્યું. ચામડું કે માથું ઊધઈના હુમલા સામે લાંબો વખત ટકવાનો

સંભવ નહોતો. પણ રોજ સવારે ઉઘાડે પગે તેના સુંવાળા ગાલીચા પર ચાલતો ત્યારે તેના સ્પર્શથી મારા શરીરમાં એક વિશિષ્ટ લહેર ઊઠતી. માથાને મેં પૉર્ચની ભીંત પર ગોઠવ્યું.

*

અધિકારીઓએ અમારી ગેરહાજરીની કશી નોંધ લીધી નહીં. અમે અનુમાન કરતા હતા કે એ બાબત આંખમિચામણાં થશે. ત્યાં એક સવારે ટૉમસે ખિન્ન વદને મને ખબર આપ્યા કે ડૉ. પાલાઓએ એને તેડ્યો છે.

વિન્ટનના ગયા પછી પાલાઓ કામચલાઉ વડો નિમાયો હતો. તેડું કદાચ અમારી ચોરછુટ્ટી માટે હોય, પણ વધારે સંભવ તો એ હતો કે હમણાં જ આવેલી સ્ટીમરમાં ટૉમસના ઘરના કાંઈ સમાચાર આવ્યા હોય. કુટુંબમાં કાંઈ મરણ થયું હોય ત્યારે ઘણુંખરું આ જાતનાં તેડાં આવતાં. મેં ટૉમસને તુરત જ જવા કહ્યું. તેને ત્યાં કલાકેક લાગ્યો. મેં તેને પાછો આવતો જોયો, ત્યારે આશ્ચર્યથી મારું મોં વકાસ્યું. બે સરસ જર્મન રખારી કૂતરાંને બળથી ખેંચતો — અને વચ્ચે વચ્ચે પોતે તેમના બળથી ખેંચાતો — તે આવતો હતો. પચાસેક નાના-મોટા માણસોનું સરઘસ તેની પાછળ પાછળ અદબથી ચાલ્યું આવતું હતું. હંમેશનો ગંભીર ટૉમસ પોતાની દોરીઓને એક પછી એક તોડવા મથતાં કૂતરાંથી ગભરાયેલા જેવો દેખાતો હતો. હું તેમને લેવા દરવાજા પર દોડી ગયો, અને ટૉમસના હાથમાંથી દોરીઓ લઈ લીધી, એટલામાં પંજાઓની બે જોડ મારા ખભા ઉપર ચડેલી જોઈ હું આભો બની ગયો. ટૉમસે દરવાજો બંધ કરી દીધો અને લોકોને બહાર જ રહેવા વિનંતી કરી. કૂતરાંઓને મેં ઘરમાં આણ્યાં. તે ઊંચી જાતની નર-માદાની જોડી હતી. બંને ભૂખ્યાં-તરસ્યાં હતાં, પણ બિલાડીનાં બચ્ચાં જેવાં ગરીબ. બંનેને અમે ખવડાવ્યું. પછી ટૉમસે ગજવું ખોળી એક ચિટ્ઠી કાઢી. પિટ બ્રાન્ટની તે હતી :

"— પ્રિય નેડ, હું કહેતો જ હતો કે તમારામાં સાહસ છે. દરેક માણસ પાસે કૂતરો હોવો જોઈએ. શાગ અને મેસિ ઊંચી જાતનાં છે. વંશ વર્ણન સાથે છે. તમને ફરી મળીશ.— પિટ"

૨૪

# ચોલમોગરાની કથા

અમેરિકાન લોકો પાસે ફાળો ઉઘરાવી વિન્ટને જતાં પહેલાં પોતાની દેખરેખ તળે કોઢિસ્તાનમાં એક પ્રૉટેસ્ટંટ દેવળ બંધાવ્યું હતું. તે દેવળમાં પોતાને ખરચે તેણે એક વ્યાસપીઠ ગોઠવ્યું હતું. કોઈ દહાડો કોઢિસ્તાનને કાયમનો ધર્મોપદેશક મળશે એવી તે આશા સેવતો હતો. એ આશા હજુ ફળી નહોતી. હડસનની ફિલિપાઈન ટાપુઓમાંથી બદલી થઈ ગઈ હતી. તે પછી ઘણા આવ્યા અને ગયા. છેવટે પાદરી મૅનસનને અહીં માટે જ મનીલાથી મોકલવામાં આવ્યા. એને આવ્યે મહિનો થયો નહીં હોય, ત્યાં તો તે અને ફાધર મારેલ્લો ગાઢ મિત્રો બન્યા અને રોગીઓના કાયડાઓનો સાથે મળી વિચાર કરતા થયા. કુલિયનમાં ઉપદેશ અને પાઠપૂજાઓ તો પાદરીઓની ફરજોનો અંશમાત્ર જ કામ હતું. આરોગ્યની બાબતમાં રોગીઓ દાક્તરોને પૂછતા. પણ પોતાના અનેક અંગત પ્રશ્નોના ઉકેલ માટે તેઓ આ બે ધર્મગુરુઓની સલાહ શોધતા.

નવા ગવરનર-જનરલ (લિયોનર્ડ વૂડ)ની મુલાકાત પછી અમે વારંવાર તેની તરફથી કંઈ ને કંઈ જાણવા જેવું પામતા. તેનામાં રહેલો વૈદકરસ કાર્યપ્રવૃત્ત થયા કરતો હતો. એણે એક અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રીને અમારે ત્યાં ખાસ મોકલવાનું ઠરાવ્યું. કોઢિસ્તાનને વધારે ખીલવવા માટે ચોક્કસપણે શું શું કરી શકાય તેની તેણે તપાસ કરવાની હતી. એ આવ્યો ત્યારે અમે ખૂબ રાજી થયા. એ નામાંકિત માણસ હતો. ફિલિપાઈન યુનિવર્સિટીની વૈદકશાળા સાથે એને ઘણાં વર્ષોથી સંબંધ હતો.

અમારી પહેલી મુલાકાત અકસ્માત્ થઈ. હું દવાખાને ગયો હતો, ત્યાં ખાતાનો એક દાકતર, ડૉ. પૉન્સ, એક અજાણ્યા ગૃહસ્થને લઈને

બહાર આવ્યો, "નેડ, હું તમને ડૉ. બૉન્ડ સાથે મેળવવા ઇચ્છું છું. દાક્તર, આ નેડ ફરગ્યૂસન." એનું મોઢું મલક્યું. "ટામારાઉનો શિકાર કરનારા તમે જ?"

"એમ કહેવાય છે," મેં શરમાતાં શરમાતાં કહ્યું.—આટલા લાંબા વખત પછી શું મને ચોરછુટ્ટી માટે ઠપકો મળવાનો હશે?

"તમે બતાવો તો મારે તેનાં માથું ને ચામડું જોવાં છે. કેવો અદ્ભુત તે શિકાર થયો હશે! બ્રાન્ટે મને તેનો થોડો કિસ્સો સંભળાવ્યો છે."

અમે ખૂબ વાતો કરી. માલૂમ પડ્યું કે તે શિકારનો શોખીન હતો, અને ટામારાઉને મારવાની એને ખાસ હોંશ હતી. સામાન્ય દેખાવમાં એ વૂડ જેવો જ કહેવાય. ઉંમરે એનાથી નાનો અને ઊંચાઈમાં એકાદ ઇંચ ઓછો હશે, પોતાની મૂછો પણ એણે વૂડની ઢબે જ કાતરેલી હતી.

"થોડાએક દિવસમાં હું તમને મળવા આવવા ઉમેદ રાખું છું," તેણે છૂટાં પડતાં કહ્યું.

*

ત્રણેક દિવસ પછી જ્યારે તે મારે ઘેર આવ્યો, ત્યારે તે સાવ થાકેલો હતો.

"કાંઈક પિવડાવશો કે? વિન્ટન કહેતા હતા કે તમે મહેમાનોની બહુ સારી પરોણાગત કરો છો."

"કરી શકીશ. પણ ચાલો, ત્યાં આંબા નીચે જઈએ. ત્યાં વધારે ઠંડક છે."

બૉન્ડે ભરેલો ગ્લાસ હાથમાં લીધો. એણે નારિયેળીઓ તથા દરિયા તરફ નજર નાંખી, અને પછી ફૂલો તથા લતાઓ પર.

"આવી જગ્યાએ આવું સુંદર સ્થળ હું પહેલી જ વાર જોઉં છું. બધા એની નકલ કરે તો કેવું સારું! કુલિયનને સુંદર બનાવાય એવી ઘણી સગવડો છે. પૉર્ચમાં લટકાવેલું ટામરાઉનું માથું મેં જોયું. કેવું જંગલી પ્રાણી હશે તે! આ ટાપુ પર શિકાર કરવા જેવું કશું છે શું?

તમે જાણતા હશો કે કદાચ મારે અહીં કામ કરવા માટે આવવાનું થશે. જો આવીશ તો આપણે સાથે થોડી મૃગયા કરીશું."

"બહુ સરસ. હરણાં અને સૂવર અહીં આપણને મળશે."

પછી અમે સંસ્થાનની વાતો કરી. મારી પ્રિય ધૂન મેં એને જણાવી: દરેક શક્તિશાળી સ્ત્રી-પુરુષને યોગ્ય પ્રકારનું કામ, અને બાળકો ન થતાં દંપતીસુખ મળે તેમ થવું જોઈએ. એણે સાંભળી લીધું, પણ કશો મત પ્રગટ કર્યો નહીં. તે ઊઠ્યો ત્યારે મેં ઉમેદ બતાવી કે એ વડો અધિકારી થઈને પાછો અહીં આવે.

"એ તો કહી શકું નહીં. તમે જાણતા નહીં હો કે તંત્ર ચલાવવામાં મને રસ નથી. જો વૈદક શોધખોળના કામ માટે વૂડ પૈસાની ગોઠવણ કરી શકે તો તેમાં હાથ ઘાલવા હું ઇચ્છું ખરો."

એ વિચારને મેં ખૂબ વધાવ્યો ત્યારે તેને સાનંદાશ્ચર્ય થયું. મારી પેલી 'સુલેહ' પછી મેં ખૂબ વાંચ્યું અને વિચાર્યું હતું, અને મહારોગના વિષયમાં લગભગ તટસ્થપણે રસ લેવા લાગ્યો હતો.

"તમે અસાધારણ રોગી છો. ઘણાખરા દરદીઓ રોગ વિશેના જ્ઞાનથી જ ભડકે છે."

"ખરું. મનેયે તેથી નાસી છૂટવાની કેટલીયે વાર વૃત્તિ ઊઠી છે. પણ હવે એ બધું પાર કરી ગયો છું. મારે વિષેનો ઉત્તર મેં જાણી લીધો છે. કમમાં કમ, મને પોતાને તે વિષે શક રહ્યો નથી. હવે હું કોઢ વિષે વાંચી શકું છું, ચર્ચા કરી શકું છું અને ગભરાયા વિના તેને જોઈ શકું છું. પરિણામે, મને હવે કોઢના પ્રશ્નમાં ખૂબ રસ આવે છે. હું જાણવા ઇચ્છું છું કે આ ચોલમોગરાના તેલની દવા તરીકે શોધ કેવી રીતે લાગી? ક્યારથી એ ઇલાજ શોધાયો છે? — કેમ, ટોમસ?"

"સાહેબ, જાૅસિલ્ડો આવેલા છે. નવા મચ્છીફાંદાના નકશા લઈને."

"એને આવવા દો, ફરગ્યૂસન. ચોલમોગરાની વાત લાંબી છે. થોડા દિવસ પછી હું પાછો અહીં આવવા પ્રયત્ન કરીશ. હમણાં તો મને પણ તમારા નકશા જોવા દો."

અમે જાસિલ્ડાને અંદર બોલાવ્યો. તે વખતે એ વાત ત્યાં જ અટકી. તે પછી થોડા જ વખતમાં ડૉ. બૉન્ડ મનીલા પાછા ચાલ્યા ગયા. એમની પાછા આવવાની ઉમેદ તો નહોતી, છતાં મેં આશા રાખી કે વળી પાછા ક્યારેક મળીશું.

*

દરમ્યાનમાં એક ઘટના ઊભી થવા માંડી હતી. કારમનનો ભાઈ વિસેન્ટિ સેબુથી આવી ગયો હતો. અમે સાંભળ્યું હતું કે તે એક અસંતોષી રાજદ્વારી ચળવળિયો હતો. પોતે સમજતો ન હોય તેવી બાબતોમાં એ દરદીઓને ભમાવી ઉશ્કેર્યા કરતો. એનું આવવું કોઈ રીતે કોઢિસ્તાનને લાભદાયી થાય એમ નહોતું. એના પકડાયા પહેલાં એનો રોગ સારી પેઠે વધી ગયેલો હોવાથી એની સાજા થવાની આશા નહોતી.

કારમન હવે સત્તર વર્ષની થઈ હતી. આંગળાંની ખોડ સિવાય બીજી રીતે એ ચિત્રમાંની રમણી જેવી સુંદર હતી. વિન્ટનનો અભિપ્રાય હતો કે એનો સુધારો ચાલુ રહેવાનો તથા આગળ પર એનો છૂટવાનો ઘણો સંભવ હતો. એના ભાઈના આવ્યાથી તે ખુશ હતી, અને ટૉમસ પાસેથી એણે ભાઈના માર્ગદર્શક થવાનું વચન લીધું હતું.

ટૉમસે બે-એક અઠવાડિયાં સુધી વિસેન્ટિ જોડે મિત્રતા સાધવાનો પ્રયત્ન કર્યો. પણ તે તેનાથી કંટાળ્યો અને તેનો ત્યાગ કર્યો. મેં કારણ પૂછતાં, તેણે ટૂંકામાં એટલું જ કહ્યું, "વિસેન્ટિ મૂરખ માણસ છે."

"એ ભલે મૂર્ખ હોય, ટૉમસ, પણ એને એક અતિ સુંદર બહેન તો છે."

ટૉમસે સંમતિમાં ડોકું ધુણાવ્યું. પણ ગંભીર થઈ બોલ્યો, "બહેનને લીધે વિસેન્ટિ વધારે ડાહ્યો બની જતો નથી."

બે અઠવાડિયાંમાં તો વિસેન્ટિ આખા કોઢીગ્રામમાં સ્વાતંત્ર્યના બરાડા પાડતો ફરી વળ્યો. એનું ચાલે તો એ આ આરોગ્યમંદિરને નિર્માણ કરવામાં ભાગ લેનારા સર્વે માણસોને કાઢી મૂકવા તૈયાર થાય. તેમાં તે બૉન્ડનોયે અપવાદ ન કરે, અને વૂડનોયે નહીં — જોકે

થૂક તે ક્ષણે પણ, કુલિયન માટે વધારે ફંડ મેળવવા કોશિશ કરી રહ્યો હતો.

હું એ માણુસને બે-એક વાર મળ્યો. મને તેના પર પૂરેપૂરો તિરસ્કાર છૂટ્યો. અસંતોષી અને ટીકાખોર ન હોય તેવો મેં ક્યારેય એને જોયો નહીં. એનો ચહેરો, દાક્તરો જેને સિંહમુદ્રા કહે છે, તેવો હતો. એટલે કે રોગને લીધે કપાળ પર સખત ઢીંમણાં, ભવાં પર ઊંડી રેખાઓ, ઝૂકેલા ગાલો, અને મોટા, સૂજેલા અને લટકતા કાન થઈ જવાથી સિંહના જેવું મોઢું દેખાય તેવો.

*

એક દિવસ ડૉ. પૉન્સે મને ખબર આપ્યા કે ડૉ. બૉન્ડે કુલિયનના મુખ્ય રોગ સંશોધક અને કામચલાઉ વડાનું પદ સ્વીકાર્યું છે. હું આ સાંભળી રાજી થયો, કેમકે એની મતલબ એ થઈ કે, એક તો, ગવરનર–જનરલે સંસ્થાને લગતી બૉન્ડની સૂચનાઓ માન્ય રાખી હતી, અને, બીજું એ કે, માલકાંયાન પૅલેસમાં કોઢી જનતાનાં હિતોની ખરેખરી ચિંતા રખાવા લાગી હતી.

બૉન્ડના ફરીથી આવ્યા પછી સંસ્થાનના વાતાવરણમાં ઘણો ફેરફાર નજરે પડવા લાગ્યો. દવાખાનાંઓ માટે તથા વધેલા દાક્તરી કામદારો (સ્ટાફ)ને રહેવા માટે કેટલાંક નવાં મકાનોની યોજનાઓ તૈયાર થઈ. પૂર્વે વૈદકશાળાના અધ્યાપક હોવાથી અહીંના દાક્તરોમાંથી કેટલાક તેના જૂના વિદ્યાર્થીઓ હતા. આથી, તેમની શક્તિને ખ્યાલમાં લઈ, તે મનીલાથી ડૉ. ડૉમિંગ્વેઝ તથા બીજા કેટલાક જુવાન ફિલિપાઇનિ દાક્તરોનું મંડળ પોતાની સાથે લઈ આવ્યા હતા.

મારા હાથ નીચે કામ કરી ચૂકેલા માણસોની કાર્યશક્તિ વિષે મારી સલાહ લેવા માટે બૉન્ડે મને ઘણી વાર તેડ્યો હતો. બાલાલામાં દાક્તરો માટે થનારાં મકાનો બાંધવામાં રોગીઓનો ઉપયોગ કરી શકાય એમ નહોતું. પણ કોઢીઆમનાં વસતિગૃહો, દવાખાનાં અને ઇસ્પિતાલના વિભાગો બાંધવાનાં કામોમાં તેમને રોકી શકાય જ. અત્યાર સુધી બેકાર બેસી રહેલા કેટલાક સશક્ત માણસોને આ કામો લેવા હું તૈયાર

કરી શકયો. મેં એમને સમજાવ્યું કે કુલિયનની નવરચનામાં દરેક માણસને પોતાની બુદ્ધિ અને શ્રમશક્તિ અજમાવવાને સુંદર અવકાશ છે.

બૉન્ડને આવ્યે મહિનો થયો હશે. એક દિવસ તેમણે મારે ત્યાં આવી તેમની સાથે મને શિકારે લઈ જવા ઇચ્છા દર્શાવી. કુલિયનનાં હરણો નાની જાતનાં પ્રાણી છે અને તેમનો શિકાર રાત્રે બત્તીની મદદથી થાય છે. શિકારી કપાળ પર ટૉર્ચ બાંધીને ઊંચા હાથિયા ઘાસમાં થઈ રસ્તો કાપે છે. બત્તીના અજવાળાથી હરણની આંખો પ્રકાશી ઊઠે છે, અને તે પરથી શિકારીને તેના અસ્તિત્વની ભાળ લાગે છે, અને તે એનો શિકાર કરે છે. આ પ્રકારનો શિકાર મૃગયાની સહેલ તરીકે મને ગમતો નહોતો. પણ ઊંચાં ઊંચાં ઘાસમાં દિવસે હરણને મારવું અશક્ય હોવાથી, ક્યારેક ક્યારેક આ રીતે મારો માંસાહાર પૂરો કરી લેવા મારી તૈયારી રહેતી. કોઈક વાર હરણની મૃગયામાં જંગલી સૂવરનો શિકાર મળતો. પણ એ અકસ્માત ગણાય. કારણ કે ઘણુંખરું સૂવરનો શિકાર દિવસે જ થતો. જંગલી કારાબાઉ (સાબર ?)ની બાબતમાં તો, એ મહાપશુને આ બેટના જંગલોમાંથી જોશભેર પસાર થતું કોઈએ જોયું માત્ર હોય તો ભલે. બાકી કોઈ ખાતરીપૂર્વક જાણતું નહોતું કે અહીંના જંગલનું એ જાતનું પ્રાણી સાચે જ જંગલી કારાબાઉ છે, કે પાળેલા કારાબાઉના રખડી પડેલા વંશજો છે. કેમ કે, આ ટાપુને કોઢિસ્તાન બનાવ્યા પહેલાં અહીં કેટલાંક કારાબાઉ આણવામાં આવેલાં, અને તેમાંથી કેટલાંક જંગલી થઈ ગયાં હતાં. મેં તો એકે વાર આ પ્રાણીને જોયું નહીં. ઇચ્છાયે રહી નહોતી. મારા ટામારાઉથી મને સંતોષ હતો.

તે રાત્રે બૉન્ડ અને હું સાથે ઊપડ્યા. ઊંચા, સખત, કોગન–(હાથિયા ઘાસ) અને જંગલના સીમાડા પરની કઠણ ઝાડીઓમાં થઈ અમે ઘણા કલાક રખડપટ્ટી કરી પણ કિકિયારીઓ પાડી નાસતા એક-બે વાંદરા, અને ગભરાયેલા પણ મિત્રભાવે ચપકારા કરતા એક 'જેક્કો' (સરડા ?) સિવાય અમે કશું જોયું નહીં. છેવટે કંટાળીને અમે ઘર તરફ પાછા ફર્યા, બાલાલા જતાં મારું ઘર રસ્તામાં આવતું હોવાથી મેં બૉન્ડને થોડું પીણું લેવા આમંત્રણ કર્યું.

"ચાલો, ચોપાટી પર જઈને બેસીએ. રાત્રે રેતીમાં બેસી પાણીને નિહાળતાં બેસવાનું મને ગમે છે."

ઘણો વખત સુધી અમે કંઈ પણ બોલ્યા વિના બેસી રહ્યા. રાત્રી સ્વચ્છ અને હૂંફાળી હતી, અને હવામાં (સમીરની) ઉષ્ણ દેશોમાં જ અનુભવાતી વિલક્ષણ કુમાશ હતી. સતારોનો ઝણકાર બંધ પડી ગયો હતો અને કૂતરાં પણ મૂગાં હતાં.

"મને આવી રાત્રીઓ ગમે છે," બોન્ડે કહ્યું. "હું યુ. સ્ટે.માં ઉત્તરનો રહીશ છું, પણ દક્ષિણની વૈદકશાળામાં જોડાયો ત્યારથી તેનો અનુરાગી બન્યો છું. ત્યાં જ મને મારી સહધર્મિણી મળી. તે હમણાં એને પિયર છે, પણ અમારું ઘર બંધાઈ રહેશે ત્યારે અહીં આવી જશે."

મેં કાંઈ જવાબ આપ્યો નહીં. તેની અપેક્ષાયે નહોતી.

થોડી વાર ચૂપ રહી, પાછો તે બોલ્યો: "તમે મને એક વાર ચોલમોગરાના તેલની કથા પૂછેલી. તે દિવસે હું તે કહી શક્યો નહોતો. આજે મોડું તો થયું છે, પણ આજે કદાચ ઠીક સગવડ છે. કમમાં કમ, આ વખતે કોઈ આવીને ખલલ નહીં નાખે!"

"મારે માટે તો બધો જ કાળ સરખો છે. દુનિયાથી વિખૂટા પડેલા આ નાના ભાગમાં અમારું એક જાતનું થંભી ગયેલું જીવન છે. અહીં કાળની ગણના નથી."

તેણે એક સિગારેટ કાઢી, તેને એક કાળી ભૂંગળીમાં બેસાડી, અને તે પર એક ચાંદીની સળગાવણી (લાઈટર) ધરી.

"મારી પત્નીએ આ મોકલી છે. . . . સરસ છે નહીં?"

"ઉત્કૃષ્ટ છે," મેં કહ્યું.

"આ ચોલમોગરાની વાત જુગજૂની છે. એની એક દંતકથા છે. તે માની શકાય એવી નથી, પણ જમાનાઓથી કહેવાતી આવી છે. કહેવાય છે કે બરમાના એક રાજાને કોઢ થયેલો. જ્યારે એ વાત પ્રસિદ્ધ થઈ ગઈ ત્યારે તેને જંગલમાં કાઢી મૂકવામાં આવ્યો. પણ તેની જીવવાની અભિલાષા પ્રબળ હતી. તે જે કોઈ ફળ–ફૂલ–મૂળ જંગલમાં મળી જાય તે પર ગુજારો કરવા લાગ્યો; એમ કરતાં કરતાં

તેને ચોલમોગરાનાં ઝાડ હાથ આવ્યાં. અસલ ચોલમોગરો બરમામાં જ થાય છે. તેનું ફળ તેણે તોડ્યું, ફોડ્યું અને ખાધું. હું નથી ધારતો કે તેનો સ્વાદ તેને જરાયે સારો લાગ્યો હશે. તમે કદાચ તે જાણતા હશો જ."

મેં મારો ન્યૂયૉર્કનો અનુભવ કહ્યો. તેના નામથી જ કંપારી છૂટતી હતી. "બહુ જ કુસ્વાદુ છે, જૅક. મને ખાતરી છે કે બાપડો રાજા ભૂખે જ મરતો હોવો જોઈએ."

"અને છતાં, તમે અસલ ચોલમોગરો તો ચાખ્યો જ નથી. અમેરિકામાં તથા અહીં જે વપરાય છે તેને હિંદનો 'કારપસ' કહે છે. એ ચોલમોગરાના જ વર્ગ અને ગુણધર્મનાં ઝાડ છે, અને ઘણી જગ્યાએ ઊગે છે. . . . પણ, પાછી રાજાની વાત કરીએ. તેણે વારંવાર એ જ ફળ ખાધાં. આથી ધીમે ધીમે એનો કોઢ ઓછો થયો અને છેવટે તે મટી ગયો. તેને પાછું પોતાનું રાજ મળ્યું, અને ચોલમોગરો કોઢની અકસીર દવા છે, એવો તેણે રાજમાં ઢંઢેરો પિટાવ્યો.

"તમને ગમે તો આ વાત માનો, અથવા ન માનો. એનો સાર એટલો જ છે કે કોઢની દવા ચોલમોગરો છે, એ જ્ઞાન સેંકડો વર્ષથી ઊતરી આવ્યું છે. હકીકતે એના ફળનો નહીં, પણ તેલનો જ આપણે ઉપયોગ કરીએ છીએ.

"ફિલિપાઈન આવતાં હું રસ્તામાં ઇન્ડો-ચાઈનામાં ઊતર્યો હતો. ત્યાં 'આંકોર-વાટ'ના પ્રસિદ્ધ મંદિર પાસે આવેલા ખેર રાજાઓના પ્રાચીન નગર 'આંકોર-ટૉમ'નાં ખંડિયેરો જોવા હું ગયો હતો. નગર બહુ જ જૂનું અને જંગલમાં દટાઈ ગયેલું છે. ખેર રાજાઓનો વંશ ઈસવી સનની પહેલી સદીથી ચાલ્યો હતો. આંકોર-ટૉમમાં દશ લાખની વસ્તી હતી. તેમાં અનેક જૂનાં મંદિરો અને રાજમહેલો હતાં: કહે છે કે તેના એક રાજાને કોઢ નીકળ્યો. આખું શહેર તો ખંડિયર થઈ ગયું છે, પણ થોડાં મંદિરો અને રાજમહેલ ઠીક જાળવી રાખવામાં આવ્યાં છે. રાજમહેલની પાસે 'કોઢી રાજાની અટારી' નામે ઓળખાતી એક ઇમારત છે. કદાચ ત્યાં તે રોગી રાજાને રાખવામાં આવ્યો હશે. અટારીનો બહારનો ભાગ પથ્થરની દીવાલોનો છે. તે પર વાઘ,

ચિત્તા, હાથી અને યુદ્ધનાં દૃશ્યોનાં કોતરકામ છે. એ બધાંની વચ્ચે એક ઝાડનું ચિત્ર કોતરેલું છે. ત્યાંના વતનીઓ કહે છે કે એ ચિત્ર મહારોગીઓની આશાદોરી ચોલમોગરાનું છે.

"આમ ચોલમોગરાની શોધનાં મૂળ ઝાંખા ભૂતકાળમાં ગૂંથાયાં છે. છતાં, અર્વાચીનો એના કરતાં કોઈ વધારે સારો ઇલાજ હજુ સુધી શોધી શકયા નથી. એને આપવાની પદ્ધતિમાં અમે ઘણો સુધારો કર્યો છે ખરો, પણ પાયામાં એ પ્રાચીન વસ્તુ જ છે. વધારે સારા ઇલાજ શોધવાના પ્રયત્નોમાં થયેલા પ્રયોગોએ કેટલાંક અવનવાં પરિણામો ઉપજાવ્યાં છે. 'એનિલાઇન' રંગના કેટલાક પ્રયોગો થાય છે. કેટલાક દાક્તરોને 'મેથેલીન બ્લ્યૂ' પર શ્રદ્ધા છે. કમભાગ્યે એ દવાથી દરદીની ચામડીમાં ભૂરાશ આવી જાય છે, અને લાંબા વખત સુધી રહે છે. જ્યારે પણ નવો ઇલાજ નિષ્ફળ જાય છે, ત્યારે પાછા જૂના ઇલાજ પર જવું પડ્યું છે. . . . તમને કંટાળો તો નથી આવ્યો ને?"

"બિલકુલ નહીં. ચલાવ્યે રાખો."

"એક મોટું કામ ઇલાજ શોધવાનું છે. મહારોગી સંકટનિવારણ અને મહારોગ સંકટનિવારણ વચ્ચે ઘણો ફરક છે. બીજામાં શોધખોળ મહત્ત્વની બાબત છે. માનવજાતિના આ જૂના દુશ્મનનો નાશ થયેલો જોવા હું ઇચ્છું છું. તેના પંજામાં સપડાયેલાઓની સંભાળ તો લેવી જ જોઈએ. તે એક ભૂતદયાની વાત થઈ. પણ મુખ્ય તો તે શત્રુનો જ નાશ કરવો જોઈએ. એવી ગણતરી છે કે જગતમાં ત્રીસ લાખ કોઢી છે. તેમાંથી માત્ર ત્રણ જ ટકાની સંભાળ લેવાય છે. દુનિયાના લગભગ એકેએક મુલકમાં કોઢ મળી આવે છે. ઠંડા આઇસલેન્ડ અને નોર્વેમાં છે, અને ઉષ્ણ હિંદુસ્તાન તથા આફ્રિકામાંયે છે. એ રાક્ષસ પોતાના શિકારને ત્રાહે ત્રાહે પોકરાવે છે. અને જેમને તે ન લાગ્યો હોય તેમનામાંયે દુઃખોના દાવાનળ સળગાવે છે. પુરુષને રોગ થાય; તેને બૈરાં-છોકરાં હોય, અને એકાએક તેને ખેંચી જવામાં આવે. તેઓ બાપડાં પાછળ રઝળી પડે."

મને મારી જોડે કામ કરતા આરાંગ વકીલનું સ્મરણ થયું. બીજી ટુકડીમાં તેને ઘેર જવાની રજા મળશે. આરાંગે પોતાની બધી કમાણી

ઘેર મોકલી દીધી હતી. એ પૂરતી હતી કે? ઘેર જઈને એ શું સ્થિતિ જોશે?

બ્રાન્ડે ફરી શરૂ કર્યું: "મારા ક્ષેત્ર કરતાં હું બહુ વધારે બોલી ગયો, નેડ. પાછળ રહેલાંઓનું કેમ કરવું તે રોગીને પકડી લાવનાર સરકારે ઉકેલવાનો પ્રશ્ન છે, અથવા હોવો જોઈએ. મારું કામ મહારોગના ઉપચાર તથા નાશનો ઉપાય શોધવાનું છે. નવાં પરિમાણો પર, નવાં સાધનોથી, અને ઊંડા અભ્યાસથી એ સવાલ ઉકેલવાનો છે. એક કુટુંબના એક માણસને રોગ થાય છે પણ બીજાઓને ઘણી વાર થતો નથી; આનું કારણ હજુ સમજાતું નથી. આપણા ઇલાજો — તેને ઇલાજો કહીએ તોયે — 'લાગે તો તીર, નહીં તો તુક્કા' જેવા છે. આપણે એ જાણીએ છીએ કે મર્યાદિત દાખલાઓમાં એ રોગ અમુક હદ સુધી વધી પછી આપોઆપ બળી જાય છે. એટલે કે કાંઈ પણ ઉપચાર વિના તે માણસ જંતુ-મુક્ત બની જાય છે. બે માણસ રોગની સરખી ભૂમિકા પર હોય, બંનેને સરખા ઇલાજો કરીએ, છતાં એક પર તેની અસર થાય છે અને તે સાજોયે થયેલો જણાય છે. બીજો એટલો જ બરોબર ઉપચાર લેતો હોય અને સલાહ મુજબ વર્તતો હોય, છતાં તેનો રોગ ધીમે ધીમે વધતો જ જાય છે, અને તેનો કેસ અસાધ્ય બને છે."

"ખરું, જેક. એ તો હું અનુભવથી જાણું છું."

"માફ કરો નેડ. હું તમારું ભૂલી ગયો. એટલે, હજુ ઘણું કાર્ય બાકી છે. ખરું પૂછતાં, હજુ શરૂઆત જ થઈ છે. એકાદ માણસને જંતુ-મુક્ત થયેલો સમજી પાછો ઘેર મોકલીએ, તોયે તે પાછો નહીં જ આવે એની પચાસ ટકાથી વધુ ખાતરી નથી. પણ, આ કોયડાઓનો ઉકેલ મળે નહીં ત્યાં સુધી આપણે અટકવાનું નથી."

તેના ગયા પછી તેની વાતો પર વિચાર કરતો હું ઘણો વખત સુધી ત્યાં જ બેઠો. શું એની આશા બરાબર હતી? શું આ બધાં દુઃખોનો એક દિવસ અંત આવશે?

# નવમું બચ્ચું

એક દિવસે સવારે કારખાને જતાં રસ્તામાં મેં એક નાનકડું ટોળું દીઠું. તેની વચ્ચોવચ્ચ વિસેન્ટિ હતો. તે એક આવેશભર્યું ભાષણ આપી રહ્યો હતો. જ્યારે હું પહોંચ્યો ત્યારે થોડા માણસો અને છએક રખડતાં કૂતરાં ત્યાં ભેગા થયેલાં હતાં. ધીમે ધીમે ભીડ થવા લાગી. "આપણો દેશ પચાવી બેઠેલા ગોરાઓને ચગદી નાંખવા જોઈએ,"— આ અને એવા જ બીજા ઉદ્‌ગારો મેં સાંભળ્યા. મેં મારા દાંત કચકચાવ્યા, અને ટોળામાં પેસી તેની ગરદન મરડી નાંખવાની ઇચ્છાનો મુશ્કેલીથી સંયમ કર્યો. ભીડ વટાવી હું આગળ ચાલ્યો ગયો.

કૉનરાડો મિગુએલ ઉતાવળે મારી તરફ આવતો હતો. તે એક મારો માછી હતો. તે જરાક તોરી પણ સારો કારીગર હતો.

"મિ. નેડ, મને જરા મદદ કરશો ?"

"જરૂર, કૉનરાડો શું છે ?"

"મારે કચેરીમાં જવાની જરૂર પડી છે. પેલા મારસિયાનો સાન્તેઝે મારા પર એક ફરિયાદ નોંધાવી છે."

"શાની ફરિયાદ ?"

"હમણાં બધું કહેવા જેટલો વખત નથી, મિ. નેડ. મારસિયાનો પહોંચે તે વખતે મારેયે હાજર રહેવા આપણે ઉતાવળે કચેરીમાં પહોંચી જવું જોઈએ."

અમારા ગામમાં લગભગ સ્વાધીન પંચાયતી રાજ હતું. કોઢિસ્તાનનો વડો સરકારી પ્રતિનિધિ હતો. સ્થાનિક કાયદા ઘડવાનું અને અમલ કરવાનું, તથા વ્યવસ્થા જાળવવાનું કામ મોટે ભાગે દરદીઓના હાથમાં જ હતું. અમારી પંચાયત તેમ જ પોલીસની ટુકડીને અમે જ ચૂંટતા હતા.

કોઢિસ્તાનની દીવાની અદાલત સંસ્થાન-કચેરીના ઉપલા માળ પર ભરાતી. મામલાઓ તો નજીવા હોય, પણ તેના દશ્યથી — ખાસ કરીને વકીલો લડતા હોય ત્યારે — દરદીઓને સારું મનોરંજન મળતું. આજે

વકીલો નહોતા, પણ કચેરી ઠીક ઠીક ભરાઈ ગઈ હતી. શરમાતો શરમાતો હું કૉનરાડોની પાછળ પાછળ કૉર્ટના મોખરા તરફ જઈ બેસી ગયો.

ડૉ. મોરાલિસ કામચલાઉ વડો હતો. જાળીની પેલી બાજુથી તેણે મારી સામે જોઈ સ્મિત કર્યું. તે એક ધોબણની ફરિયાદ સાંભળી રહ્યો હતો. ઠરાવેલા પૈસા તેને મળ્યા નહોતા. મોરાલિસે તેની અને પ્રતિવાદીની વચ્ચે સમાધાન કરાવ્યું. પછી તેણે સાદ કર્યો:

"મારસિયાનો સાન્તેઝ વિરુદ્ધ કૉનરાડો મિગુએલ: — પક્ષકારો આગળ આવે."

"આ એક ડુક્કરની તકરાર છે, સરકાર" — ન્યાયાધીશની બેઠક તથા કચેરી વચ્ચેની જાળી પાસે પહોંચતાં પહોંચતાં મારસિયાનો બોલ્યો. — "મારી પાસે, સાહેબ, એક બહુ સરસ કુળવાન ભૂંડ છે. તે મારી આવકનું સાધન છે. સંસ્થાનના જે લોકો પોતાની ભૂંડણો માટે તેનો ખપ ઇચ્છે, તેને હું એક શરતે તેનો ઉપયોગ કરવા દઉં છું કે તે ભૂંડણને જે બચ્ચાં થાય તેમાંથી અડધાં બચ્ચાં ભૂંડણના માલિકે મને આપવાં. હું કશું રોકડું નાણું લેતો નથી. — હવે, એમ બન્યું છે, સાહેબ, કે કૉનરાડો મિગુએલની ભૂંડણે નવ બચ્ચાં જણ્યાં હતાં. માથી વિખૂટાં પાડી શકાય એટલાં મોટાં તે થયાં ત્યાં સુધી તેમની માએ તેમને ઉછેર્યાં. પછી કૉનરાડો મિગુએલ લાગલા જ મજકૂર ભૂંડણનાં ચાર બચ્ચાં અને મારો કુળવાન ભૂંડ લઈને મારી પાસે આવ્યા પણ જ્યારે મેં પાંચમા બચ્ચાનું પૂછ્યું, ત્યારે તેમણે મને તે આપવાનો ઇન્કાર કર્યો."

ડૉ. મોરાલિસે ગળાનો ખોંખારો કર્યો.

"મારસિયાનો, જો ભૂંડણ એકી બચ્ચાં જણે તો વધેલા એક બચ્ચા વિષે તમારી વચ્ચે કશી કબૂલાત થયેલી?"

"ના, સાહેબ, કશી જ કબૂલાત નહોતી —" કૉનરાડો વચ્ચે જ બોલી ઊઠ્યો. "પણ દુનિયાનો દરેક દેશ સ્વીકારે છે કે બાપ કરતાં માનો પોતાનાં બચ્ચાં પર વિશેષ હક છે. આ વેતરનું છેલ્લું બચ્ચું નબળું હતું. એની માની પ્રેમભરી સંભાળથી તે બચ્યું અને ફાલ્યું —"

"બાપનો હક પણ સ્વીકારાયેલો છે, સરકાર" — મારસિયાનો એને અટકાવતો બોલ્યો. "નેપોલિયનની કાયદાસંહિતા બાપનો અધિકાર પહેલો માને છે, એ આપ જાણો છો, સાહેબ."

મારું હસવું દાબવા માટે હું ઊંચોનીચો થવા લાગ્યો. કોર્ટના આ નાટક માટે તેઓએ સારી તૈયારી કરી હોવી જોઈએ. મોરાલિસે બહુ મુશ્કેલીથી પોતાનો ચહેરો ગંભીર રાખ્યો. છેવટે તેણે માર્ગ સૂચવ્યો :

"ધારો કે નવમા બચ્ચાની કિંમત અદાલત ઠરાવી દે, અને કૉનરાડોના ભાગનું અડધું બચ્ચું મારસિયાનો તે ભાવે ખરીદે તો ?"

"મારી પાસે પૈસા નથી, સરકાર," મારસિયાનોએ વાંધો લીધો.

"ઠીક, ત્યારે, કૉનરાડો, તમે તે અડધો ભાગ ખરીદી લો તો ?" — મોરાલિસે કહ્યું.

"માના હક્કનો મારો દાવો છોડવા હું તૈયાર નથી, સાહેબ," કૉનરાડોએ દૃઢપણે કહ્યું.

કચેરીમાં ગડબડ ઘોંઘાટ મચ્યો. હાજર રહેલા પ્રેક્ષકો આપસમાં ભૂંડણમાતાના અધિકાર અને નેપોલિયનના કાયદાની ચર્ચા કરી રહ્યા હતા. વિદ્વત્તાના પ્રદર્શનની ફિલિપાઈનો ઉપર ખૂબ અસર થાય છે. કૉનરાડો અને મારસિયાનોને હવે કોઢી સમાજમાં ખાસ પ્રતિષ્ઠા મળવાની. બંને તે જાણતા હતા, અને તેમના ચહેરા પરથી ઝઘડાનો ભાવ ચાલ્યો જઈ આત્મસંતોષ દેખાવા લાગ્યો.

થોડી વારે ન્યાયમૂર્તિ મોરાલિસનો ન્યાયદંડ બધાને ચૂપ કરવા માટે ટપટપાયો.

"એક સૂચના તમને વિચારવા માટે મૂકું છું," ગંભીરતાનો ડોળ કરી તેમણે કહ્યું. "હું એક ન્યાયી ઉકેલ બતાવું છું. હું સૂચવું છું કે મારસિયાનો અને કૉનરાડો આ નાના બચ્ચાંને મારીને મોઢાથી પૂંછડી સુધી વચ્ચેથી તેના બે ભાગ કરે, અને બંને કુટુંબ વેનરના આ અધિક ભાગને દૈવી ભેટ સમજી ઊજવે, અને તેનું 'લેચન'* બનાવે."

* ડુક્કરને ભૂંજીને બનાવાતી કોઈક વાની હોય એમ જણાય છે. ફિલિપાઈનોનું તે એક અતિ પ્રિય ભોજન ગણાય છે.

કોનરાડો અને મારસિયાનોની આંખો કચેરીમાં બેઠેલા ઉત્સુક માણસોમાં ફરી. સ્પષ્ટ હતું કે તેઓ પોત પોતાની પત્નીને સલાહ લેવા માટે ખોળી રહ્યા હતા. એકાએક કોનરાડોનો ગંભીર ચહેરો પ્રસન્ન થઈ ગયો:

"મને કબૂલ છે, સાહેબ," તેણે કહ્યું.

"અને મને પણ, સરકાર," મારસિયાનોએ ઉમેર્યું.

'કોર્ટ બરખાસ્ત" — ડૉ. મોરાલિસે ઝપાટાબંધ જાહેર કરી દીધું.

લોકો બહાર નીકળી ગયા. કૉનરાડો મારી પાસે આવી ઊભો, અને મેં હાજરી ભરી તે માટે મારો આભાર માન્યો.

"તમારું લેચન સફળ થાઓ," મેં ઉત્તરમાં કહ્યું.

પછી હું ડૉ. મોરાલિસ પાસે ગયો. હસી હસીને અમારાં પેટમાં દુખવા આવ્યું.

"ડુક્કર, નેપોલિયનનો કાયદો અને માતાના અધિકાર!" તેણે કહ્યું. "કેવો દિવસ! મારા દેશબંધુઓનાં ભાવિ માટે જરાયે નિરાશ થવા જેવું નથી."

"પણ ન્યાયાધીશને કેમ ભૂલો?" મેં કહ્યું. "સોલોમનને તો તમે ક્યાંયે પાછળ પાડ્યો, દાક્તર! મને થયું કે સમાધાન કરાવવા હું બચ્ચું ખરીદી લઉં. પણ તમારી સૂચના જ વધારે સારી હતી."

અમારું એ જમણ સારું ઊજવાયું. 'અમારું' કહું છું, કારણ કે તે જ દિવસે સાંજે મારસિયાનો અને કોનરાડો — બેઉ વચ્ચે સુલેહ થયેલી હોવાથી બંને ભેગા થઈને મને રીતસર ડુક્કર-ભોજનનું નોતરું દેવા આવ્યા. ચોપાટી પર ઉજાણી થઈ. બીજી ચીજો હતી જ. કુશળ ફિલિપાઈન રસોઇયાઓએ રાંધેલા લેચન જેવું સ્વાદિષ્ટ જમણ તમે ભાગ્યે જ કલ્પી શકો. સ્ત્રીઓએ શકરિયાં અને શાકની કચોરી વગેરે પણ બનાવ્યાં હતાં.

મેં કહ્યું, "ડૉ. મોરાલીસે સોલોમન કરતાંયે આજે વધારે સારો ન્યાય તોળ્યો છે."

## ૨૬

# કોઢવિજ્ઞાન

'रणभूमि पर सन्मानित!'—પચ્ચીસ વર્ષ પર 'ચાઇના'માં બેસીને જ્યારે અમે ઊપડ્યા, ત્યારે એવો કયો સિપાઈ હતો કે જેને એવાં સ્વમાં ન આવ્યાં હોય કે જાણે એક દિવસ પોતાની ટુકડીને કતાર બાંધવાનો હુકમ થયો છે, અને તેની સ્થિર પૂતળાં જેમ ઊભેલી હારની સામે ખડો થઈને, તેનો કર્નલ પોતાને હાથે તેના કોટ પર એક ચાંદ લટકાવે છે, અને એ રીતે તેણે રણભૂમિ પર દાખવેલી વીરતાને માટે સમ્માનિત કરી હંમેશ માટે જગજાહેર કરે છે? મને એવો ચાંદ કદી મળ્યો તો નહીં, પણ મને તેનાં સ્વમાં તો વારંવાર આવેલાં. આજેયે અમે એક રણભૂમિ પર છીએ. તલવારબાજીની ભૂમિ કરતાં આ યુદ્ધભૂમિ ઓછી કપરી નથી. આ લાંબી મરણતોલ લડાઈમાં ઝાઝાં માનઅકરામ મળતાં નથી. છતાં એક જણને તે પણ મળવાનો પ્રસંગ આવ્યો. એક દિવસ અમને સમાચાર મળ્યા કે ગવર્નર-જનરલ' વૂડ સિસ્ટર વિક્ટરીને ચાંદ અર્પણ કરી, તેની ઘણાં વર્ષોની નિષ્ઠાપૂર્વક સેવાની કદર કરનાર છે. મને થયું એક પુરુષ એવો છે ખરો કે જે આવા યુદ્ધમાં દાખવેલી વીરતાનેયે સમજી શકે છે.

અમને સૌને સિસ્ટર વિક્ટરી માટે ઘણું માન હતું. તેના કરુણાપૂર્ણ અને અક્ષય સ્મિતથી એનો ચહેરો મોહક લાગતો. ફ્રાન્સના ચાર્ટ્રિઝ શહેરનાં તે વતની હતાં, અને કુલિયનની સ્થાપનાના સમયથી અહીં હતાં. તે અને બીજી કેટલીક સિસ્ટરોને દરદીઓના પહેલા જથ્થાની સગવડ કરવા આગળથી મોકલવામાં આવી હતી.

તેને ચાંદ એનાયત કરતી વખતે વૂડે એક નાનકડું ભાષણ કર્યું: "સિસ્ટર, આજે હું અહીં બેવડા રૂપમાં ઊભો છું. એક તો, જેઓ અહીં રહે છે અને જેઓ તમારા પરનો પોતાનો પ્રેમ અને કૃતજ્ઞતા

દર્શાવવા ઇચ્છે છે, તેમના તરફથી. એમાં મારું હૃદય તેમનાં જ હૃદયોની સાક્ષી પૂરે છે. બીજું, જે ટાપુઓ પર આશીર્વાદ વરસાવવા તમે અહીં આવ્યાં તે ટાપુઓના, તથા જે દેશે પ્રારંભમાં આ કાર્ય શક્ય બનાવ્યું તે દેશના પ્રતિનિધિરૂપે પણ હું ઊભો છું. તમે કરેલી અવિશ્રાંત સેવાની કદર રૂપે જે આ ચાંદ એનાયત કરવામાં આવે છે, તે આ બંને રૂપે તમને અર્પણ કરવાનો યશ મને મળે છે, તેથી હું મારુંયે ગૌરવ થયેલું સમજું છું. . . ."

સિસ્ટર વિક્ટરીના ધોળા ઝભ્ભા પર વૂડે એ સોનાનો ચાંદ લટકાવ્યો ત્યારે તેણે તે પર નજર નાંખીને પોતાનું સદા પરિચિત મીઠું સ્મિત કર્યું.

"આભાર માનું છું, વહાલા ગવર્નર-જનરલ. તમારો અને સૌનો આભાર માનું છું."

આ ઘટનાને ઘણા દિવસ થઈ ગયા. થોડા વખતથી ડૉ. ડૉમિંગ્વેઝ અમારા વડા અધિકારી નિમાયા હતા. ઘણા દિવસથી મેં તેમને આમંત્રણ આપી રાખેલું હતું. આજે તેઓ મારે ત્યાં આવ્યા હતા. ફિલિપાઇનિ લોકોના કેટલાક ગુણો મને ગમતા હતા. તેઓ શિષ્ટાચાર પાળનારા અને સંકોચશીલ સ્વભાવના હોય છે. તેડા વિના કદી ઘેર મુલાકાતે ન આવે.

ડૉ. ડૉમિંગ્વેઝ મને ઘણા ગમતા હતા. પોતાની બીજી જવાબદારીઓ વધી જવાથી બૉન્ડે વડા-અધિકારી-પદનું રાજીનામું આપ્યું હતું. કોઈ ફિલિપાઇનિને જ વડો અધિકારી નીમવો એવો તેનો મત હતો. મનેયે તે વિચાર બરોબર લાગતો હતો. ફિલિપાઇનિ સરકાર જ આ સંસ્થા નિભાવતી હતી, અને વૉલ્ટર સિમસન તથા મારા સિવાય બધી વસ્તી ફિલિપાઈનોની જ હતી. લગભગ બધા જ દર્દીઓ ફિલિપાઇનિ, ચીના કે મોરો હતા.

ડૉ. ડૉમિંગ્વેઝ જેવા શક્તિશાળી અને ભાવનાવાન માણસ સંસ્થાનને મળ્યા એ અમારું સદ્‌ભાગ્ય હતું. મહારોગના વિષયમાં તેમને ખરેખરો રસ હતો, અને પોતાની જવાબદારીઓ સંભાળવામાં અત્યંત નિષ્ઠા હતી. અહીં આવ્યે તેમને બહુ દિવસ થયા નહીં, ત્યાં તો તેમણે ચોલમોગરાના ઇન્જેક્શનની એક નવી રીત અજમાવવા માંડી. એમાં ચાઠાંઓમાં જ

સીધાં ઇન્જેક્શન આપવામાં આવતાં. માંસમાં અપાતાં સામાન્ય ઇન્જેક્શનો ઉપરાંત આ ઇન્જેક્શનો હતાં. કેટલાક દરદીઓની બાબતમાં પરિણામો અદ્‌ભુત હતાં. તેમનાં ચાઠાં લગભગ પૂરેપૂરાં મટી ગયાં.

ડૉ. ડૉમિંગ્વેઝ સામાન્ય ફિલિપાઈનો કરતાં વધારે ઊંચા અને નજરમાં ભરાઈ જાય એવા માણસ હતા. બરાબર ઠરાવેલે વખતે તે ઉતાવળી ગતિએ મારી વાડીના બારણામાં પેઠા. જ્યારે જ્યારે પણ તે મારે ત્યાં આવતા, ત્યારે હંમેશાં સમય બરાબર સાચવતા. ધંધાના મારા બીજા સાથીઓ એટલા જ ચોક્કસપણે અનિયમિતતા જાળવતા. મને તો લાગે છે કે, મહામહેનતે કેળવેલી સાધના વગર આટલી અચૂકપણે અનિયમિતતા જાળવવી શક્ય નથી. જાસિલ્ડો જેવા માણસ સાથે ત્રણ વાગ્યાનો વખત ઠર્યો હોય, અને એ જો ૩–૫૯ મિનિટે આવે, અને તે માટે જો હું તેને ઠપકો આપું, તો તે જવાબ આપવાનો કે હજુ ચાર તો થયા નથી! ચાર વાગ્યા નથી એટલે ત્રણ જ વાગ્યા છે, એટલે બરાબર સમય સાચવ્યો ગણાય. એને અમે ‘ફિલિપાઈનિ ટાઇમ’ કહેતા. એમની દૃષ્ટિએ, ‘અમેરિકન ટાઇમ’માં બે ઉપર સાઠમી મિનિટને જ ત્રણ સમજવાનો કઢંગો આગ્રહ હતો.

ડૉમિંગ્વેઝ સાથે એક અજાણ્યા ગૃહસ્થ હતા. મેં પહેલાં એને કદી અહીં જોયા નહોતા. તે શરીરે ઊંચા અને પાતળા, તથા ગરમ દેશને અનુકૂળ સ્વચ્છ ધોળા પોષાકમાં હતા. માથે ઉનાળાની સફેદ હૅટ હતી. એમનો ચહેરો લાંબો અને પાતળો હતો, અને એની આંખોમાં ધાર્યું કામ પાર પાડીને જ જંપે એવા માણસનું નૂર હતું. મને તે સાઠેક વર્ષના લાગ્યા. તે અંગ્રેજ હશે એમ મેં કલ્પના કરી; તેણે બોલવા માંડતાં જ તે ખરી ઠરી.

“નેડ, ડૉ. ઍન્સ્લીને હું તમારી મુલાકાતે લાવ્યો છું. તે કલકત્તાથી આવે છે, અને મહારોગનું કામ કરનારા દુનિયાના સૌથી અનુભવી દાક્તરોમાંના એક છે.”

“મને મુલાકાત આપી આપે મારા પર બહુ મહેરબાની કરી છે, દાક્તર. પાછળ મારા બગીચામાં જશું? ત્યાં આપણે વધારે સગવડે વાતો કરી શકશું.”

"તમારે વિષે મેં મનીલામાં વાતો સાંભળી, મિ. ફરગ્યૂસન. અને ત્યારથી તમને મળવાને, અને તમે તથા તમારા સાથીઓ જે કામ કરી રહ્યા છો તે જાતે જોવાને હું ઉત્સુક હતો. મેં સાંભળ્યું હતું કે તમારાં ઘર ને વાડી જાતે જ એક પ્રદર્શન જેવાં છે. પણ આ તો મેં કલ્પના કરી હતી તેથી ઘણાં વધી જાય છે."

"મારી માનીતી જગ્યા ચોપાટીની બાજુએ છે . . . તે તરફ જશું?"

જ્યારે અમે ત્રણ જણ આગળની લૉન પર પહોંચ્યા અને તેમણે દરિયાનું દૃશ્ય અને ઝાડોની રચના જોઈ, ત્યારે તે ખુશ ખુશ થઈ ગયા.

ડૉમિંગ્વેઝે કહ્યું, "અહીં સૌથી વધારે સુખપ્રદ વસ્તુ એ છે કે નેડની આ જગ્યા આ ટાપુ પર ઠંડામાં ઠંડી છે. મને લાગે છે કે બાલાલાથી અમારામાંના ઘણાક તો માત્ર ઠંડક મેળવવા માટે જ અહીં નાસી આવે છે. હમેશાં અહીં થોડો પવન તો વાતો હોય જ. હું નથી ધારતો કે આખા ટાપુ પર કોઈ બીજી જગ્યા હશે કે જ્યાં તમે અહીંના જેટલું ગરમીથી બચી શકો. ટેકરીની નીચે અમારે માટે જે ઘરો બાંધ્યાં છે, તેના કરતાં આ જગ્યા સારી છે એમાં શંકા નથી જ. ત્યાં તો દિવસે તેમ જ રાત્રે ઉષ્ણ દેશોની દૃષ્ટિએ પણ સખત ગરમી હોય છે. તમને કાલે રાત્રે એનો અનુભવ થયો જ હશે, દાક્તર."

અમે આંબા નીચે જઈ પહોંચ્યા.

"યાદ રાખો, ડૉ. ડૉમિંગ્વેઝ, હું હિંદુસ્તાનથી આવું છું, અને ત્યાંયે અહીંના જેવી જ ગરમી પડે છે."

"હા, ત્યાં આવું જ છે પણ થોભો, હું બે ખુરશીઓ લાવું."

ડૉમિંગ્વેઝ ઉતાવળે છાપરીમાં ગયા અને મહેમાનને તેમ જ પોતાને માટે એકેક ખુરશી લઈ આવ્યા. અમે ત્રણે બેઠા. મારી આજુબાજુ ફેલાયેલા સૌંદર્યનું મારા મનમાં અભિમાન ઊપજ્યું. ડૉ. ડૉમિંગ્વેઝનું કહેવું ખરું હતું. મારાં બે વિશાળ વૃક્ષોની છાયામાં અહીંની ગરમીને હાર ખાવી ન પડે એવું ભાગ્યે જ બનતું. ઈશાની ચોમાસાના વાયરાથી દરિયો ખળભળી ઊઠેલો હતો, અને ઠંડા પવનનો ઝપાટો મેદાન પર થઈ ઝાડોની ડાળોને હલાવી રહ્યો હતો.

"મારે કબૂલ કરવું જોઈએ, ફરગ્યૂસન, કે આ જગ્યા રળિયામણી છે. મને થાય છે કે ડૉમિંગ્વેઝ જેવા માણસો તમને લાલચ બતાવીને આ જગ્યા પડાવી કેમ નથી લેતા !"

"એમાં તે બહુ ફાવે એવો સંભવ નથી, ડૉ. ઍન્સ્લી," મેં ડૉમિંગ્વેઝ તરફ જોઈને હસીને કહ્યું. "વાત એમ છે કે અધિકારીઓએ ક્યાં રહેવું, તે અહીંની સરકારે જ ઠરાવી દીધું છે. તેમનાથી બીજે ન રહેવાય . . . અમને દરદીઓને વધારે છૂટ છે. તમને જગ્યા ગમી તેથી મને અભિમાન થાય છે. જો તમે અહીં લાંબું રોકાવાના હો તો હું આશા રાખું છું કે જ્યારે પણ તમને મન થાય ત્યારે આનો ઉપયોગ કરશો."

"બહુ મહેરબાની. પણ કમનસીબે મારે પરમ દહાડે જ અહીંથી મનીલા ઊપડી જવાનું છે. તોયે તેથી આ ક્ષણે તો અહીંનો આનંદ લૂંટવામાં મને કશી અડચણ નથી."

અમે છાયામાં વાતો કરતા બેઠા. ટૉમસ નારંગીના સોડાની બાટલીઓ લઈ આવ્યો. નાની નાની નારિયેળીઓમાંથી કાઢેલા નીરોને સોડવીને બનાવેલી તાડી કરતાં વધારે ઉગ્ર પીણું ફિલિપાઈનો ભાગ્યે જ પીએ છે. આ તાડીને અહીં 'ટૂબા' કહે છે, અને ગરીબ લોકો જ તે સાધારણ રીતે પીએ છે. મારા પરોણા અંગ્રેજ હોવાથી મેં એમને કહ્યું કે એમને વગર જોખમે સ્કૉચ દારૂ અને પાણી હું આપી શકું એમ છું. પણ એમણે તેની ના પાડી અને કહ્યું કે તેમને નારંગીનો સોડા જ વધારે પસંદ પડશે. પાછળથી વાતચીતમાં મને માલૂમ પડ્યું કે તે પાદરી દાક્તર હતા . . . આ કામમાં લાગેલા બીજાયે ઘણા દાક્તરો મિશનરી જ હોય છે.

"તમે કોઈ કુષ્ઠાલયના વ્યવસ્થાપક છો, ડૉ. ઍન્સ્લી ?" મેં પૂછ્યું.

"સાવ તો એમ નહીં. સ્કૂલ ઑવ્ ટ્રૉપિકલ મેડિસિન (ઉષ્ણ-દેશી રોગ વિદ્યાલય) સાથે મારો સંબંધ છે, અને તેના મહારોગ વિભાગનો હું સંચાલક (ડિરેક્ટર) છું. કલકત્તાની નજીકમાં અમારું એક નાનું કુષ્ઠાલય છે ખરું, અને તેની વૈદક જવાબદારી મારી પર છે. પણ મારું મુખ્ય કામ વિદ્યાલય ખાતામાં છે."

"ડૉ. ઍન્સ્લી પોતાને વિષેની હકીકત બહુ સંકોચ કરીને કહે છે, નેડ," ડૉમિંગ્વેઝ વચ્ચે જ બોલ્યા. "હિંદુસ્તાનમાં જ્યાંએ જ્યાંએ સ્થપાયેલાં કુષ્ઠાલયોના એ ધર્મપિતા જેવા છે. ઘણીખરી સંસ્થાઓ અર્ધમિશનરી પ્રવૃત્તિઓ છે, અને તે સર્વેના વૈદક સંચાલકો ડૉ. ઍન્સ્લી તરફથી દોરવણી અને પ્રેરણા મેળવે છે. એમણે જ્યારે હિંદુસ્તાનની એક મિશનરી ઇસ્પિતાલમાં પોતાનું કામ શરૂ કર્યું, ત્યારે હાલના ઘણા કાર્યકર્તાઓ જન્મ્યાયે નહોતા. કેવળ એમના સહકારીઓ જ નહીં, અમે સર્વે એમની દોરવણી અને સલાહ લઈએ છીએ, અને એમનો અભિપ્રાય શોધીએ છીએ. અહીં એમનું આવવું થયું એ તો કુલિયનને મોટો લહાવો મળ્યો છે. ગઈ કાલે રાત્રે અહીંની મેડિકલ સોસાયટી (વૈદક મંડળી)માં તેઓ આવ્યા હતા અને બ્રિટિશ સામ્રાજ્યમાં કોઢીઓમાં જે અદ્ભુત કામ ચાલી રહ્યું છે, તેનું તેમણે દિગ્દર્શન કરાવ્યું હતું."

આ વાતમાં મને રસ પડ્યો. હું બોલ્યો :

"અમે અહીં કુલિયનમાં અલગ પડી ગયેલા હોવાથી, અમારો એવો ખ્યાલ બંધાવા સંભવ રહે છે કે, આ રોગ વિષે જે કાંઈ કામ ચાલી રહ્યું છે તે અહીં જ થાય છે. દુનિયાના બીજા દેશોમાંયે આવું કામ ચાલતું હશે, એ વાતનો મેં તો ઝાઝો વિચાર જ કર્યો નહોતો. અલબત્ત, યુ. સ્ટે.માં કારવિલ ખાતે થતાં કામની વાત હું જાણું છું."

"આખાયે સામ્રાજ્યમાં અહીં–તહીં પુષ્કળ કોઢ છે. તમે જાણતા જ હશો કે હિંદુસ્તાનમાં તે હજારો વર્ષથી રહેલો છે. ગુજરીઓ અને શેરીઓમાં ભીખ માગતા કોઢિયાઓનો પરિચય જેટલો ઈશુ ખ્રિસ્તને હતો, તેટલો જ બુદ્ધનેયે હશે. આ કમભાગ્ય લોકોને સૌથી પહેલી વૈદક મદદ મિશનરી દાક્તરો તરફથી મળી. મિત્રો કે કુટુંબીઓએ આણી પહોંચાડ્યાથી, કે પોતાની મેળે જ કાંઈક ઇલાજ કે રાહત મેળવવાની ઇચ્છાથી તેઓ મિશનરી ઇસ્પિતાલોનાં ચોગાનોમાં દાક્તરોની નજરે પડવા લાગ્યા. ધીમે ધીમે દાક્તરો, અથવા તેમના પૈકી કેટલાક, તેમના પર ધ્યાન આપવા અને તેમની માવજત કરવા લાગ્યા. પરિણામે, આખા બ્રિટિશ સામ્રાજ્યમાં અને ખાસ કરીને આફ્રિકા, હિંદુસ્તાન અને વેસ્ટ

ઇંડિઝમાં નાની મોટી અનેક હસ્પિતાલો ઊભી થઈ. ત્યાં તેમને દાખલ કરી એમની માવજત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે.''

"આમાંની કોઈક સંસ્થાઓ બહુ જૂની હશે?"

"હા, ઘણી જૂની. કેટલીક તો પેઢીઓથી ચાલે છે. દાક્તર, થોડા દિવસ પર અમારે અહીં એક આકર્ષક કાર્યક્રમ થયો હતો," ડૉમિંગ્વેઝ બોલ્યા: "અમારે ત્યાંની એક સિસ્ટરે લાગલાગટ પચ્ચીસ વર્ષ સુધી આ કોઢિસ્તાનની સેવા કરી છે. અને આટલાં વરસોમાં તે એક વાર પણ પોતાના સ્વદેશ — ફ્રાન્સ — ગઈ નથી. એને સોના-ચાંદ આપવા માટે જનરલ વૂડ જાતે આવ્યા હતા."

"ઉત્કૃષ્ટ. અમારે ત્યાંયે એવા માણસો છે. કેટલાક આવા ધાર્મિક સંઘો કેટલા નિષ્ઠાવાન હોય છે તે આશ્ચર્યકારક છે. બધાયે પંથોમાંથી એવા માણસો મળી આવે છે. જાણે જાતે દેશનિકાલ સ્વીકાર્યો હોય તેમ કશોયે બડબડાટ કર્યા વિના, બલ્કે અત્યંત પ્રસન્નચિત્તે રાત કે દિવસ, રવિવાર કે સોમવાર, કશું ન જોતાં, એક નાતાલથી બીજી નાતાલ, અને એ રીતે વરસો સુધી તેઓ દરદીઓની સેવા કરે છે અને તેમની એકેએક જરૂરિયાતોની ચિંતા રાખે છે."

"હા. પણ આ સેવકોના સુંદર ત્યાગ ઉપરાંત જે બાબતની મારા પર અસર થઈ છે તે એ કે, તેઓમાંથી કોઈ નેયે આ રોગનો ચેપ લાગ્યાનું જણાયું નથી હિંદુસ્તાન કે બીજા દેશોના સેવકોને કદી ચેપ લાગ્યો છે ખરો?"

"લગભગ કદી નહીં. આખી દુનિયાના આંકડા લઈએ તો હું ધારું છું કે સેંકડો નહીં, પણ હજારો માણસોએ કુષ્ઠાલયોમાં કામ કર્યું છે, છતાં ચેપના દાખલા મારી જાણ મુજબ આંગળીના વેઢા પર ગણાય એટલા જ નીકળશે. અને આ કેટલીક સંસ્થાઓ સેંકડો વર્ષની જૂની છે છતાં. દાખલા તરીકે, (સિંગાપુર પાસે મલાયામાં) જોહોર નામે એક જગ્યાએ લગભગ બસ્સો વર્ષથી નીરોગી સેવકો રોગીઓની સેવા કરે છે. છતાં, અમે જાણીએ છીએ ત્યાં સુધી એકેયને ચેપ લાગ્યો નથી."

"અમારે અહીં પણ મનીલામાં સાન-લાઝારો છે, દાક્તર. તે સંસ્થા ત્રણસો વર્ષની જૂની છે. પણ જોહોરને માટે જે તમે કહ્યું તે જ વાત એનીયે છે," ડૉમિંગ્વેઝે ઉમેર્યું.

"ત્યારે લોકો કેમ એથી આટલા બીએ છે?" મેં પૂછ્યું.

ડૉ. ઍન્સ્લીએ હસીને ડૉમિંગ્વેઝ તરફ જોયું અને પૂછ્યું, "તમને શું લાગે છે, ડૉક્ટર?"

"એ વાત મને હજુ સુધી સમજાઈ નથી. રોગ કરતાંયે એના પ્રત્યેની ઘૃણા જ ન સમજાય એવી ગૂઢ છે. લોકોમાં દેખાય છે તેટલો એનો ભય રાખવા જેવું એ રોગમાં કશું નથી, એટલી વાત ચોક્કસ."

"તમારું કહેવું સાવ સાચું છે." ડૉ. ઍન્સ્લીએ સંમતિ દર્શાવી. "કેટલાય એવા રોગો છે કે જે કોઢ જેટલા જ કે એથીયે વધારે ભૂંડા ગણાય. દાખલા તરીકે, તીવ્ર ઉપદંશ. કોઢિયાએ લખેલો કાગળ હાથમાં લેવાથી અથવા કોઈ ચીની ધોબણ પાસેથી કપડાં ધોવડાવવાને લીધે ફલાણા માણસને ચેપ લાગ્યો — એવી એવી વિચિત્ર વાતો લોકોમાં ચાલે છે ખરી. પણ, ખરું જોતાં, અનુભવ એવો થયો છે કે એ રોગનો સંસર્ગ જવલ્લે જ લાગે છે. હકીકતે જ્યારે કોઈને ચેપ લાગે છે ત્યારે તેના કારણ તરીકે આવા અકસ્માત સંસ્પર્શ કરતાં વધારે સંગીન અને વિશ્વાસ કરવા જેવી બીનાઓ મળી આવે છે."

"હા. અમારે અહીં થોડાં વર્ષ પર એક કેસ બન્યો હતો," ડૉમિંગ્વેઝ બોલ્યા. "અહીંનો એક કારકુન નાણાવટમાં કામ કરતો હતો. ફિલિપાઈન સિક્કાના બદલામાં અહીંના સિક્કા તે આપતો. એને રોગ દેખાયો. પહેલાં અમે માની લીધું કે લેવડદેવડમાં નાણાં મારફતે તેને ચેપ લાગ્યો હશે. પાછળથી માલૂમ પડ્યું કે એના કુટુંબમાં એ રોગ હતો જ. એ અહીં નોકરીએ આવ્યો, તે પહેલાં જ એને એનો ચેપ વળગેલો હશે. પણ શરૂઆતની દશામાં હોવાથી દાક્તરી તપાસમાં તેનાં કોઈ ચિહ્નો જડી આવેલાં નહીં."

"તદ્દન સાચું. હું એ જ કહેવા માગતો હતો. અફવા ડોશી આપે છે તે કરતાં વધારે સંગીન ખુલાસા બધી હકીકતો જણાયા બાદ

ઘણુંખરું મળી જ આવે છે. અને તેથી જ, આ રોગ સામે આટલી કઠોર વૃત્તિ શું કામ છે તે સમજવું મુશ્કેલ થાય છે, ખરું ને ?"

"આ રોગ શી રીતે ફેલાય છે, તે વિષે શું કશું જ જણાતું નથી ?" — મેં પૂછ્યું.

"મને લાગે છે કે ડૉમિંગ્વેઝ મારી જોડે સંમત થશે કે એ બાબતમાં આપણને વગરશકનું કહેવાય એવું શાસ્ત્રીય જ્ઞાન હજુ બહુ જૂજ જ છે. જે અવલોકનો થયાં છે તે પરથી કેટલાક નિશ્ચિત અભિપ્રાયો બંધાતા જાય છે ખરા. એટલું લગભગ ચોક્કસ લાગે છે કે લાંબા વખતના નિકટ સંસ્પર્શ દરમ્યાન એ રોગ લાગે છે. છતાં, એવું બને છે કે બે નજીકની જગ્યાઓ હોય, અને બંનેની સામાજિક અને આર્થિક સ્થિતિ લગભગ એક સરખી જ હોય, તોયે એકમાં એ રોગનો વળગાડ ઘણો હોય અને બીજામાં નજરાયે કે ન જેવો હોય. દુનિયાના જુદા જુદા ભાગોમાં કામ કરતા અનેક કોઢ-નિષ્ણાતોનું આશ્ચર્યકારક નિરીક્ષણ છે કે કોઢી પતિનો ચેપ એની સ્ત્રીને લાગ્યાના, અથવા પત્નીનો ચેપ ધણીને લાગ્યાના કિસ્સા બહુ વિરલ છે. સાધારણ ગણતરી એ છે કે એવા કિસ્સા પાંચ કે છ ટકાથી વધારે દેખાતા નથી."

"એવો પણ કોઈ મત રજૂ થયો છે ખરો કે ગરમ દેશોમાં વસવાટ કરવાથી કે અમુક પ્રકારના ખોરાકથી આ રોગ થાય છે ?"

"મતો તો, જુદે જુદે વખતે, જાતજાતના પ્રચલિત થયા છે. એ વાત સાચી છે કે આ રોગનો વધુ ઉપદ્રવ ગરમ દેશોમાં જણાય છે. છતાં, એ પણ યાદ રાખવું જોઈએ કે આખીયે દુનિયામાં એના રોગીઓ મળી આવે છે. કોઈક પ્રકારનો ખોરાક આને માટે જવાબદાર છે એવા અભિપ્રાયો સૂચવાયા છે, અને લોકોએ માન્યા પણ છે. એક માણસનો નિશ્ચિત અભિપ્રાય હતો કે મત્સ્યાહારથી જ એ રોગ થાય છે. આજે ભાગ્યે જ કોઈ એ મતને વજન આપે છે."

"પણ વાંદા, માંકણ કે એવા ઝીણા જીવો તેનો ચેપ ન પહોંચાડતા હોય ?" મેં પૂછ્યું.

"આ વિષે તમે શું માનો છો, ડૉક્ટર ?" — આ નામાંકિત નિષ્ણાતને ડૉમિંગ્વેઝ પ્રત્યે જે આદર હતો, તે જોઈ હું ખુશ થયો

જોકે મારો અભિપ્રાય એક સામાન્ય માણસનો જ ગણાય, છતાં હું માનતો હતો કે ડૉમિંગ્વેઝ એક બુદ્ધિમાન અને તોલીને નિર્ણય આપનારા માણસ છે. તેથી ડૉ. ઍન્સ્લીના એમના પ્રત્યેના આદરથી મને વધારે સંતોષ થયો.

"એમ ન જ હોઈ શકે એવું માનવાને તો હું કશું કારણ જોતો નથી. માખી, મચ્છર, માંકણ જેવા મનુષ્ય જોડે ગાઢ સંબંધમાં આવનારા ઝીણા જીવોમાં કોઢનાં જંતુઓ શોધવાના જે વિવિધ પ્રયોગો થયા છે, તેનો ઇતિહાસ ડૉ. ઍન્સ્લી તમને કહી શકે એમ છે. તેઓ એ પણ જણાવશે કે રોગીઓનાં શરીર પરથી મળેલા આવા જીવોની તપાસમાં તપાસને સમયે કોઢનાં જંતુઓ હજી એકે વાર સાંપડ્યાં નથી."

"છતાં તે ચેપવાહક ન થઈ શકે?"

ડૉ. ઍન્સ્લીએ આનો જવાબ આપ્યો. "જરૂર થઈ શકે. હજુ મળ્યાં નથી, તેથી એ વાહક નથી જ એમ ન કહેવાય. જો આવા કોઈ જીવો ગુનેગાર હોય તો, મને ભાસે છે કે, તે એવા જીવ હોવા જોઈએ કે જે ઘરોમાં વસતા હોય અને બહુ દૂર સુધી પ્રવાસ કરતા ન હોય. એક ઘરમાં આ રોગના ઘણા દરદીઓ મળી આવે છે અને પડોશમાં બિલકુલ નથી હોતા, તેનો આ એક ખુલાસો હોઈ શકે."

"આ શોધી કાઢવાનો શું કોઈ માર્ગ નથી, ડૉક્ટર?"

"મારી ખાતરી છે કે છે જ. ડૉ. ડૉમિંગ્વેઝ વેગી રોગ-શાસ્ત્રી* છે. સંશોધન માટે તેમણે આ જ ક્ષેત્ર પસંદ કર્યું છે. આ દિશામાં કેટલી ગુંજાશ છે, ડૉ. ડૉમિંગ્વેઝ?"

"મને લાગે છે કે ક્ષેત્રિક તપાસ કરવાથી આપણને કાંઈક ચોક્કસ કૂંચીઓ મળી આવે. જુદી જુદી પરિસ્થિતિ ધરાવનારા દુનિયાના વિવિધ ભાગોમાં નિશ્ચિત ક્ષેત્રો ચૂંટી કાઢી ત્યાંની સંપૂર્ણ દાક્તરી તપાસ કરવી જોઈએ, અને તેમાં વસતા એકેએક કુટુંબનો ઇતિહાસ જાણવો જોઈએ. જ્યાં કોઢ ઘણો હોય તેવાં, તેમ જ નજરાયે કે ન જેવો હોય તેવાં, બંને ક્ષેત્રોનો અભ્યાસ થવો જોઈએ.

* Epidemiologist — શીતળા, મરકી, કૉલેરા જેવા વેગી રોગો, જે એકાએક જોરમાં ફાટે છે અને પાછા શમી જાય છે, તેના જાણકાર.

ખાસ કરીને આવાં બે પ્રકારનાં ક્ષેત્રો પાસે પાસે હોય અને એક જ જાતના તથા રહેણીકરણીના લોકો રહેતા હોય, ત્યાં આ અભ્યાસ વિશેષ થવો જોઈએ. સ્થાનિક ખોરાક, હવાપાણી, જીવનની પરિસ્થિતિ, બીજા રોગોની હસ્તી, તથા રોગનો પ્રતિકાર કરવાની મનુષ્યની શક્તિ ઓછી કરનારાં કારણો ધ્યાનમાં લેવાં જોઈએ. જે જે ઝીણા જીવો ગણાવ્યા તે તેમ જ બીજા પણ દૂરબીનથી તપાસવા જોઈએ. રોગનો ચેપ લઈ જનાર એક પણ સંભવનીય વાતની અવગણના ન કરવી ઘટે."

"પણ તેમાં તો ઘણો વખત જાય!"

"હા. ઘણા માણસોનાં આખાં જીવન પણ જાય. પણ, એમાંથી કાંઈ સત્ય જણાય એમ હોય તો એમ થાય તોયે શું? આ એક લાંબો પ્રયાસ છે એમ માનીને જ એ કામ ઉપાડવાનું છે. પણ, મારી તો અડગ શ્રદ્ધા છે કે જેની પાછળ આપણે ખાઈપીને મંડીએ તોયે નાબૂદ ન કરી શકાય એવો એક પણ રોગ નથી."

એના શબ્દો, એની આંખોમાંથી ચમકતો ઉમંગ, એણે દોરેલું આશાનું ચિત્ર, એક દિવસ આ ભયંકર ચીજથી સ્ત્રીપુરુષોનાં જીવન લૂંટાતાં બંધ થશે એ શકયતા, — આ બધાંથી મારું દિલ હાલી ઊઠ્યું.

"તમે કહ્યું તે બધાથી હું સંમત છું." ડૉ. ઍન્સ્લીએ શાખ પૂરી. "એ જાણીને બહુ ઉત્સાહ આવે છે કે આ જૂના રોગોની સામે ઝૂઝવામાં શોધખોળની આ નવી દિશામાં ધ્યાન દોરાવા લાગ્યું છે. તમે દોરી બતાવ્યો તેવા કાર્યક્રમનાં કેવાં કેવાં પરિણામો આવે, તે વિષે આજથી કશું કહી શકાય નહીં."

નારિયેળીના પડછાયા લાંબા વધવા લાગ્યા. બંને જણા જવા ઊઠ્યા. થોડી વાર અમે ત્રણેયે મેદાનમાં આંટા માર્યા અને પછી ફાટક સુધી હું તેમને વળાવવા ગયો. કેવળ ફિલિપાઈન્સ તથા યુ. સ્ટે.માં જ નહીં, પણ આખી દુનિયામાં અમારે માટે માણસો ઝૂઝી રહ્યા છે તે વાત મેં નવી જાણી. અને તેથી મારું હૃદય હલકું થયું. ડૉ. ઍન્સ્લી જેવા સૂક્ષ્મ બુદ્ધિના અને તીવ્ર રસ લેનારા માણસો તેમાં છે. એમની મુલાકાત મારે માટે કેટલી કીમતી હતી, તે વ્યક્ત કરવાનો મેં પ્રયત્ન કર્યો. દરવાજા પર તે ઊભા રહ્યા અને મારે ખભે હાથ મૂકી બોલ્યા —

"ભૂલશો નહીં, મિ. ફરગ્યૂસન, કે તમેયે અહીં જે કરી રહ્યા છો, તે પણ એક મહાન સેવાકાર્યનો પ્રારંભ છે. જગતથી વિખૂટા પડેલા માણસોના દિલમાં ઉત્સાહ, આશા, અહીંયે ઉપયોગી જીવન ગાળી શકાય છે એવું ભાન પેદા કરવું, તેના કરતાં વધારે મહત્ત્વનું બીજું કોઈ કામ નથી. બલ્કે ઘણાં ઓછાં કામો એના જેટલાંયે મહત્ત્વનાં છે. હું હિંદુસ્તાન પાછો જઈશ ત્યારે અહીં જે થઈ રહ્યું છે તેનો સંદેશો લઈ જવા ઉમેદ રાખું છું. મને ખાતરી છે કે તમારાં કામનાં ફળ કેવળ કુલિયનમાં જ નહીં; પણ તમે ન જાણેલી-જોયેલી બીજી અનેક જગ્યાઓમાંયે પાકશે. તમને યશ ઇચ્છું છું, અને કદી નિરાશ ન થવાનો નિશ્ચય કરનાર માણસ કેટલું કરી શકે તે જોવાની મને તક આપવા માટે તમારો આભાર માનું છું."

તેમના ચાલી ગયા પછીયે ઘણી મિનિટ સુધી હું તેમનો ખાલી પડેલો રસ્તો જોતો ત્યાં જ ઊભો રહ્યો. ઉત્સાહની એક નવી ભરતી મારામાં ઊઠતી હતી. . . .

"ત્યારે આમાં પડ્યે જ છૂટકો છે, જવાન. હારીને પડ કે સામી છાતીએ પડ." — એ શબ્દો ફરી યાદ આવ્યા.

## ૨૭

# પરચૂરણ

ડો. બૉન્ડનું ઘર બંધાઈ ગયા પછી તુરત જ તેનાં પત્ની કુલિયન રહેવા આવી ગયાં. તે તરુણ અને આકર્ષક બાઈ હતાં. લેખક પણ હતાં, અને સંસ્થાનને લગતી તેમની માર્મિક વાર્તાઓ અમેરિકાનાં ઘણાં સામયિકોમાં છપાઈ હતી. જ્યારે ગવર્નર-જનરલ વૂડે કોઢ અને કોઢીઓનાં કામોનો વિસ્તાર કરવાના ઉદ્દેશથી અમેરિકામાં ફાળા માટે અપીલ કરવાનો નિર્ણય કર્યો, ત્યારે તેમણે મિસિસ બૉન્ડને મનીલા તેડાવ્યાં અને અમેરિકા જઈ વૂડને નામે અપીલ કાઢી ફાળો ઉઘરાવવા વિનંતી કરી. તેમણે વિનંતીનો સ્વીકાર કર્યો, ત્યારે કોઢિસ્તાનમાં હર્ષ ફેલાયો.

૧૯૨૭માં વૂડ રજા પર અમેરિકા ગયા. એ પાછા આવ્યા જ નહીં. ક્યૂબામાં જે જૂનો જખમ થયેલો તે પ્રાણઘાતક નીવડ્યો. તેમના મરણ પછી મહારોગની ચળવળ એ મહાપુરુષના સ્મારક રૂપે ચાલી. પહેલાં ધીમી ગતિએ અને પછી તીવ્ર વેગથી અમેરિકાએ તે ઝીલી લીધી. ડુંગરાઓમાં થઈને જનારો એક નવો રસ્તો બાંધવા માટે ફૂંડીબંધ દરદીઓ કામે રોકાયા. એ રસ્તો જંગલમાં થઈ અંદરના ભાગોમાં ખેતી-લાયક જમીન સુધી પહોંચવાનો હતો. આથી જે રોગીઓ ખેડૂત થવા માગે તેને ત્યાં રહી દવા તેમ જ વસ્તુઓ માટે કોઢીગ્રામમાં આવવાની સગવડ થવાની હતી.

બાલાલામાં દાક્તરો માટે વધારે ઘરો બંધાઈ રહ્યાં હતાં. ઊંડી શાસ્ત્રીય શોધખોળ ચલાવવા માટે નવા દાક્તરો કુલિયન ખાતે આવનાર હતા. પ્રયોગશાળામાં કામ કરવા આવનાર નિષ્ણાતો માટેયે ઘરો બંધાતાં હતાં. નર્સો માટે એક મકાનની બહુ જ જરૂર હતી, તેયે બંધાવા માંડ્યું હતું. ધંધાદારી નર્સો કામના બોજા તળે પિલાઈ જતી હતી, તેથી કોઢી સ્ત્રીપુરુષોમાંથી કેટલાકની મદદનીશ નર્સો તરીકે પહેલી જ વાર ભરતી

કરવામાં આવી. કોઢિસ્તાન વચ્ચે જતું હતું. ૧૯૨૬માં પાંચ હજારથી વધારે દરદીઓ હતા. નવા ફાળાનો કેટલોક ભાગ આ નવા મદદનીશોના પગારમાં ખરચવાનો હતો. એનો અર્થ એ કે દરદીઓને વધારે કમાણી. આ રીતે દરદીઓને કામ મળ્યું.

ટેકરી પર પહેલી ઇસ્પિતાલની બરાબર પાછળ નવી પ્રયોગશાળા માટે જમીન સાફ થઈ રહી હતી. આ પ્રયોગશાળામાં અમેરિકન અને ફિલિપાઇનિ દાક્તરો જોડાજોડ કામ કરે છે, અને એક મંગળ પ્રભાતે પોતાનાં માથાં ઊંચા કરી આશ્ચર્યચકિત જગતને જાહેર કરે છે કે. "અમને મળ્યો! અમને મળ્યો! ઇલાજ અમને મળ્યો! કોઢ નાબૂદ થયો!" — એવાં સ્વપ્નાં હું સેવવા લાગ્યો.

એક શનિવારની રાત્રે હું મારા આંગણામાં મારાં કૂતરાં શાગ અને મેમિની સાથે આંટા મારી રહ્યો હતો. કારિટા કેમ હશે અને તેનું કેમ ચાલી રહ્યું હશે તેના વિચાર ઘોળાતા હતા. એટલામાં બૉન્ડ હાંફતા હાંફતા આવ્યા. તેમના હાથમાં મિસિસ બૉન્ડનો તાર હતો. તે તેમણે મારી આગળ ધર્યો.

"વૂડના એક મિત્ર સ્મારક ફંડમાં સેબુ કુષ્ઠાલય માટે ૧,૮૦,૦૦૦ ડૉલર આપશે. કામ શરૂ થયે તારથી જણાવો."

બૉન્ડે ઘણી વાર સેબુની વાત કરેલી. એ ટાપુ અમારી પૂર્વમાં છે. એનું મુખ્ય શહેર સેબુ ફિલિપાઇન્સનું બીજા નંબરનું શહેર છે. બૉન્ડની ઇચ્છા ત્યાં એક આદર્શ કુષ્ઠાલય બાંધવાની હતી. બધા બેટો કરતાં એ બેટમાં સૌથી ગીચ વસ્તી છે. ત્યાં કોઢ ઘર કરીને રહેલો છે, અને કુલિયનના દરદીઓનો મોટો ભાગ ત્યાંથી જ આવે છે.

"નેડ, આજે લોકોમાં પોતે કોઢી થયાનું જાહેર થયાની જે જબરદસ્ત બીક છે, તે સાજા થઈને પેરોલ પર જનારા લોકો અમુક અંશે દૂર કરે જ છે. હવે આ સેબુના કુષ્ઠાલયથી એને વધારે મદદ મળશે એ તમે અનુભવે જોશો. લોકોને ગિરફ્તાર કરી જબરદસ્તીથી લાવવા પડે છે, તેને બદલે તેઓ સ્વેચ્છાથી ઉપચાર કરાવવા આવવા માંડશે. પછી ભયત્રસ્ત કોઢિયાઓના ભાલાઓથી ભોંકાઈને કટકા થઈ જનારા ઇન્સ્પેકટરોના ભયંકર કિસ્સા બનશે નહીં. અમુક કોઢિયો

અમુક ઠેકાણે સંતાઈ રહ્યો છે, એવી ખબર અમુક માણસે ખાતાને આપી એવા વહેમથી નિર્દોષ લોકોને એમના પડોશીઓએ મારી નાખ્યાના કિસ્સાઓ બનશે નહીં. આપણે આમ બધું બદલી નાંખવું છે.

"સેબુ કુષ્ઠાલય રોગીઓના ઘરની નજીકમાં હશે. તેમના સગા-વહાલા ત્યાં શું ચાલી રહ્યું છે તે વિષે ઘણું જોઈ શકશે. દુનિયાથી દૂર આ ત્રાસજનક એકાન્તવાસનો અંત આવશે."

તે ક્ષણે મને લાગ્યું કે એક દિવસ એવો આવશે કે જ્યારે મહારોગીને એક ગુનેગાર લેખી આવા દૂરના સ્થાનમાં દેશનિકાલ કરવામાં નહીં આવે. હું બોલ્યો :

"હું સમજ્યો છું કે તમને અમલદારી કામનો ઉત્સાહ નથી."

પણ બૉન્ડના દિલમાં એટલો ઉત્સાહ હતો કે મારા શબ્દો પર ધ્યાન જ શેના આપે ! એણે ચલાવ્યે રાખ્યું :

"એક બીજું કામ પણ અમે કરવા ઇચ્છીએ છીએ. સેબુના જૂના કુષ્ઠાલયમાં બધાં નીપાનાં જ મકાનો છે. તે સાવ અ-પૂરતાં છે. નવું કુષ્ઠાલય બંધાયા પછી અમે તે સઘળાં કાઢી નાંખશું, અને તેની જગ્યાએ એક છેલ્લી ઢબનું, સર્વે પ્રકારનાં ચામડીનાં દરદોનું દવાખાનું બાંધશું. એ દવાખાનું કોઢની શરૂઆતની સ્થિતિને શોધવામાંયે મદદગાર થશે. તે જ વખતે એનું અસ્તિત્વ જણાઈ આવે તો તેનો તાબડતોબ ઇલાજ કરવાની વધારે આશા રહે."

મને મારાં પહેલાં ચાઠાં યાદ આવ્યાં. એ શું છે તે પરખાયું તે પહેલાં કેટલો વખત ચાલ્યો ગયો હતો ! જો તુરત જ પરખાયાં હોત તો . . .

"સાચું છે," મેં ગંભીરપણે કહ્યું.

*

વહાણું વાવા માંડયું હતું. કૂકડાદળના પહેલા સંત્રીઓએ પોતાનું કાન ફાડનારું વાજિંત્ર શરૂ કરી દીધું હતું. મને હમણાં જ ઊંઘ લાગી હતી. પણ તેટલામાં બારી બહારથી કોઈએ મને બૂમ પાડી. તે જૅક બૉન્ડનો નોકર સોકોરો નીકળ્યો. એક ચિઠ્ઠી લાવ્યો હતો :

"નેડ — હું ઘેર આવ્યો ત્યારે ગવર્નર-જનરલનો સંદેશો આવીને પડ્યો હતો. દાનની વાત એણે જાણી છે, અને મને મનીલા લઈ જવા માટે એ લશ્કરી વિમાન મોકલી રહ્યો છે. આ શું બધું સત્ય છે, કે મને ભ્રમ થયો છે?"

"સોકોર્રો," મેં બૂમ પાડી. "ડૉ. બોન્ડને કહેજે, 'તું ડૅમ્ નસીબદાર છે! વળાવવા હું આવીશ.' સમજ્યોને? ત્યાં જઈને શું કહીશ?"

"જી, હા. હું કહીશ કે મિ. ફરગ્યૂસન કહે છે કે તમે શાપિત નસીબદાર છો.* પોતે તમને મળવા આવશે." પછી મેં એને સરખી ભાષામાં સમજાવ્યું. અજવાળું થઈ ગયું હતું.

ઉપસાગર પર નજર ફેલાવતી એક ટેકરી પર હું ઊભો હતો. કુલિયનનો સાવ પથારીવશ ન હોય એવો એકેએક માણસ બહાર નીકળી પડ્યો હતો. એ દેખાવડાં લશ્કરી વિમાનોને ઉત્તર તરફથી ઊતરીને બાલાલાના ધક્કા પર દોડી આવતાં અમે સૌ નિહાળી રહ્યા હતા. ડૉ. બોન્ડ અને ડૉ. ડૉમિંગ્વેઝ શુભ્ર સ્વચ્છ પોષાકમાં ઉતાવળી ગતિએ તે તરફ પહોંચ્યા. ધક્કા પરના અમલદારે તેમને સલામ કરી. બોન્ડ અને ડૉમિંગ્વેઝ વિમાનમાં ચડ્યા. વિમાનો ઉપસાગરને કિનારે થોડુંક ચાલી કોરનના સવારના છાંયડા જ્યાં કિનારાને અડતા હતા; ત્યાંથી હળવે હળવે ઊંચાં ચડ્યાં અને ટાપુના ઊંચામાં ઊંચા શિખરની ઉપર થઈ અદૃશ્ય થઈ ગયાં. હું ગર્વથી ફુલાયો. આ કામમાંયે લશ્કરનો હિસ્સો છે.

બોન્ડ ઘણા મહિના બહાર જ રોકાયા. એ પાછા આવ્યા ત્યારે પાનખર પૂરી થવા આવી હતી. તે ખૂબ ઉત્સાહમાં અને નવા

---

* અંગ્રેજી બોલનારાઓનો મોટો ભાગ 'ડૅમ્' (damned) શબ્દ હાલતાં ચાલતાં વાપરે છે. ઘણા લોકો આપણા દેશમાં 'સાળો' કે તેથીયે ભૂંડા શબ્દો વાપરે છે તેમ. ત્યાં એનો કશો અર્થ હોતો નથી. એનો અક્ષરશઃ અર્થ તો એટલો જ થાય છે કે 'ઈશ્વરનો શાપ કે સજા પામેલો' છતાં, એ શિષ્ટ શબ્દ નથી, અને સોકોર્રો જેવો રોમન કૅથલિક ખ્રિસ્તી એ કદી ન વાપરે. એટલે એ બાપડાએ તેનો અક્ષરશઃ અનુવાદ કરી બતાવ્યો!

સમાચારોથી ભરચક હતા. નવા કુષ્ઠાલય માટે જગ્યા શોધવા માટે તે અને ડૉમિંગ્વેઝ ટેકરીઓ, ખીણો અને જંગલોમાં માઈલો સુધી ભટક્યા હતા. છેવટે સેબુથી આઠેક માઇલ દૂર એક સ્થાન પસંદ કર્યું હતું. ત્યાં કામ શરૂ થઈ ગયું હતું. પિટ બ્રાન્ટે મને યાદ કર્યાનું કહેવડાવ્યું હતું. બાંધકામોનો કંટ્રાક્ટ એને મળ્યો હતો.

કારખાનાથી ઘર અને કચેરી પર વારંવાર કરવા પડતા ફેરા આંટાથી મને થાક જણાતો હતો. એક મોટરની જરૂર હતી. હવે તો એની એટલી જાતો જોવામાં આવતી હતી કે કઈ ખરીદવી તે મને સમજાતું નહોતું. તેથી મેં પિટ બ્રાન્ટને એક નાનકડી, ખરચાળ ન થાય તેવી, પોતાની પસંદગીની ગાડી મારે માટે ખરીદવા લખ્યું. થોડા મહિનામાં એક પ્રસિદ્ધ જાતની છેલ્લી ફૅશનની મોટર આવી પહોંચી. માત્ર, પિટે સામાન્ય રીતે વપરાતી કાળી મોટરને બદલે ઘેરા કીરમજી રંગની ગાડી પસંદ કરી હતી. જે મોટર મેં ન્યૂયૉર્કની નદીમાં ડુબાડી દીધી હતી, તેને મળતો જ આ રંગ હતો. કુલિયનમાં મોટર હજુ નવાઈની ચીજ હતી. બૅાન્ડ જ મોટર રાખનાર પહેલા દાક્તર હતા.

ટાપુ પરના મારા આખા વસવાટ દરમ્યાન દવાખાને જવામાં હું બરાબર નિયમ જાળવતો. આમાં મારો બેવડો ઉદ્દેશ હતો. દાક્તરો મને કહેતા હતા કે બીજા દરદીઓની તેના પર સારી અસર થાય છે. કારણ કે, સામાન્ય રીતે લોકો થોડો વખત ઇલાજ કર્યા પછી અધીરા થઈ રોગ સામે ઝૂઝવાનું છોડી દે છે. બીજું, મને પોતાને વહેમ હતો કે, મારો રોગ ધીમે ધીમે વધતો જતો હોવા છતાં ઇલાજને લીધે તેના વધારાનો વેગ ઘટતો હશે જ. ઇલાજના જાતજાતના પ્રકારો મારા પર અજમાવાઈ ચૂકયા હતા: પહેલાં, શુદ્ધ ચોલમોગરાનાં ઇંજેકશન, પછી કપૂરના તેલ સાથે તેનાં ઇંજેકશન, અને છેવટે કેટલાંક નવાં અમ્લાસવો (ester)નાં. આ છેલ્લાં ઝાઝા પીડાકારક નહોતાં. હવે તો હું તે દરેકને કે બધાંને સામટાંયે લેવાને ટેવાઈ ગયો હતો, અને ભાગ્યે જ મને તેની કહેવા જેવી પીડા થતી. કોઈક વાર કલાકેક પછી જરા ચક્કર આવતાં, પણ થોડી વારમાં તે શમી જતાં.

એક સવારે હું ઇલાજ માટે દવાખાને જતો હતો. મેં એક છોકરીને દવાખાનાની ચાલમાં ડૉ. પૉન્સ સાથે વાતો કરતી જોઈ. દૂરથીયે મને તે પરિચિત બાળા લાગી. તેના હાથમાં એક ફૂલગોટો હતો. એને મળવા મેં ઉતાવળી ગતિ કરી. પણ તેણે મને જોઈ લીધો. અને ગભરાઈ હોય તેમ ઉતાવળે ચાલી ગઈ. મેં ડૉ. પૉન્સને પકડ્યા :

"આ કારમન જ હતી ને, ડૉક્ટર ?"

"હા, નેડ."

"એને વળી અહીં શું કામ આવવું પડ્યું ? ફરીથી તો તેને ઊથલો ખાધો નથી ને ?"

"ના, ના, બિલકુલ નહીં. થોડા દિવસ પર જ મેં એને જાતે તપાસી હતી. એની સ્થિતિ બહુ જ સંતોષકારક છે. મને લાગે છે કે કંઈ અંગત કામ માટે તે આવી છે. એના બાપ મરી ગયા છે અને તમે જાણો છો કે તેનો ભાઈ વિસેન્ટિ અહીં રહે છે. પણ મને માફ કરજો, મારે તુરત દવાખાને પહોંચવું જોઈએ."

ડૉ. પૉન્સ મારાથી કંઈક છુપાવતો હતો. આમાં કંઈ રહસ્ય હોવું જોઈએ. કારિટાએ કેમ મને કારમન વિષે કશું લખ્યું નહીં હોય ? હું ટપાલ ઑફિસમાં ગયો. મારા બે કાગળો હતા. એક કારિટાનો નાનકડો, વિનોદી અને વાતુડિયો. તમારો ધંધો કેવો ચાલે છે ? ટૉમસ, શાગ અને મેમિ કેમ છે ? તમને સૌને મળવા ઇચ્છું છું, પણ કામમાં પડેલી છું, વગેરે. પોતા વિષે એટલું જ હતું. કારમન વિષે એક શબ્દ પણ નહોતો.

બીજો કાગળ બૉબ સેલર્સનો હતો :

"થોડા દિવસ પર અહીં પિટ બ્રાન્ટ નામે એક અમેરિકન આવ્યો હતો. તેણે તેં એક ટામારાઉ માર્યાની ન મનાય એવી વાત કહી. પણ એ સાચી હશે એમ આશા રાખું છું, અને મારા અભિનંદન આપું છું. નેડ, હું તને છેલ્લો મળ્યો ત્યારે બહુ જ નિરાશાજનક સ્થિતિમાં હતો. દરમ્યાનમાં, ઘણા ફેરફારો થઈ ગયા છે. બેંગુએટમાં મને ઠીક કમાણીનું કામ મળ્યું છે. મારી પત્ની અને બાળકો અહીં આવી ગયાં છે. તેને એ ગમી ગયું છે. તેં મને ઘણો આધાર આપ્યો, અને તે

હું કદી નહીં ભૂલું. તેં મને ધીરેલા પૈસાનો પોસ્ટલ ઑર્ડર સાથે બીડયો છે. તે પાછા વાળતાં આટલો લાંબો વખત ગયો તેથી દિલગીર છું. પણ તેણે સાચે જ મારો જીવ બચાવ્યો છે."

ભલો મારો બૉબ! તેનો દિવસ સુધર્યો જાણી હું ખુશ થયો. હું ઘેર પહોંચ્યો ત્યારે ટૉમસ ફરતો દેખાયો નહીં. ભોંયતળિયે મેં એને જોયો. એના મેજ પર ચોપડીઓ અને ચોપાનિયાંની એક થપ્પી લાગેલી હતી, અને તે કામમાં મગ્ન હતો. મને જોઈને તે મૂંઝવણમાં પડયા જેવો દેખાયો.

"મહેરબાન મિ. ફરગ્યૂસન! તમે ધંધો કેવી રીતે ચલાવો છો અને હિસાબ કેમ રાખો છો, તે સમજવાની મને બહુ ઇચ્છા છે. હેડ-કલાર્કે મને ગણતરીનાં તથા નામાનાં કેટલાંક પુસ્તકો આપ્યાં છે. જ્યારે વખત મળે છે ત્યારે હું તેનો અભ્યાસ કરું છું. તમને વાંધો તો નથી ને?"

"વાંધો! સાવ ઊલટું જ. ટૉમસ, તું મારો સારો કારભારી નીવડયો છે. હું માનું છું કે તું સરસ હિસાબનીસ થશે. હું જાતે તને શીખવીને એ કામ માટે તૈયાર કરીશ."

"તમારો બહુ આભાર માનું છું, સાહેબ. બહુ આનંદ અને કૃતજ્ઞતાથી તમારી મહેરબાની સ્વીકારું છું. અરે, પણ સાહેબ, હું મારું કામ તો સાવ ભૂલી જ ગયો. જોઝિ કૂઝ આવ્યા હતા અને કારખાનામાં તમારી સલાહ લેવા માટે તમને તેડયા છે. હું બહુ જ દિલગીર છું, સાહેબ મને ક્ષમા કરો."

હોડીના ધક્કા પર જોઝિ મળ્યો. અમારું એક માછીવહાણ ગળતું હતું અને તેને તુરત જ દુરુસ્ત કરવું જરૂરી હતું. એ દુરુસ્ત કરવાના કામમાં કારમન તો મગજમાંથી સાવ નીકળી જ ગઈ.

# ૨૮

## કોઢીઓનો બળવો

વિસેન્ટિ ભયંકર ચળવળિયો નીવડી રહ્યો હતો. તેની અસંતોષીઓની ટોળી વધતી જતી હતી. તેઓને શ્રમનો વિરોધ હતો, ભાષણોનો નહીં. અમેરિકન સરકારથી માંડીને આરોગ્ય ખાતાના નાનામાં નાના કારકુન સુધી એકેએકની સામે તેમનો બડબડાટ નિરંતર ચાલુ રહેતો. વર્ષોથી અમે બહુ શાંતિમય સંપીલું જીવન ગુજારતા હતા. હજારોની વસ્તી અહીં હતી, તે જોતાં આ શાંતિ અને સંપ અજાયબીભર્યાં કહેવાય. થોડાક ન સુધરી શકે એવા અસંતોષીઓ હતા, પણ ગરમ ગરમ ભાષણોના પ્રભાવ તળે આવનારા કાચી બુદ્ધિના લોકોની સંખ્યા તેમના દળમાં વધતી જતી હતી. વિસેન્ટિની ટોળીનો એક પણ માણસ કદી બૉન્ડનું કે બીજા કોઈનું કશું સાંભળતો નહીં કે એક પણ દિવસ મન દઈને કામ કરતો નહીં. છતાં કોઈક અદ્‌ભુત રીતે તેમની પાસે હંમેશાં ભરપૂર પૈસા રહેતા અને કૂકડાલડાઈઓમાં તેઓ હંમેશાં મોખરાની હારમાં ઊભા રહી પોતાના માનીતાઓના કૂકડાઓ પર શરતો બકતા.

આ ટોળીના પ્રપંચોની વાતો ટૉમસ લઈ આવતો. એક દ્રાક્ષની વાડીમાં થઈને તેનો પોતાનો એક આવવા જવાનો રસ્તો હતો. જે વાતો એણે પોતે ન જાણી હોય તેનો અહેવાલ તેને એ વાટે તાબડતોબ મળી જતો. ટૉમસ મારફત મને માલૂમ પડ્યું કે એ લોકોની મુખ્ય ફરિયાદ સ્ત્રી-પુરુષ–અંતરાય સંબંધી હતી.

દરમ્યાનમાં, ડૉ. ડૉમિંગ્વેઝની કુલિયનથી સેબુ ખાતે બદલી થઈ. વડા અધિકારી તેમ જ દાક્તર તરીકે તેણે બહુ સરસ કામ કરી બતાવ્યું હતું. તેની કદર કરી સરકારે તેને સેબુના નવા કુષ્ઠાલયના સંચાલક નીમ્યા હતા. તેની જગ્યાએ મનીલાથી ડૉ. ડેમેટ્રિયો ટાબોરાડા નામે એક બીજા ફિલિપાઈન દાક્તર આવ્યા. એના આવ્યા બાદ થોડા વખતનાં

વિસેન્ટિ અને તેના અનુયાયીઓએ કેટલીક રીતસર માગણીઓ રજૂ કરી સ્ત્રી-પુરુષ વચ્ચે સંબંધોની વધારે છૂટો માગી. બીજી પણ કેટલીક બાબતો હતી, પણ સૌથી મહત્ત્વની વસ્તુ એ જ હતી કે જુવાનોને પરણવા અને કુટુંબ વધારવાની તેઓ પૂર્ણ સ્વતંત્રતા ઇચ્છતા હતા.

આ બાબતમાં કશો ફેરફાર કરવાનું ડૉ. ટાબોરાડાના હાથમાં નહોતું. વ્યવસ્થા, વૈદકશાસ્ત્ર, ધર્મ અને વ્યક્તિ એ બધાંનાં વિવિધ દૃષ્ટિબિંદુઓ તેમાં સંડોવાયેલાં હતાં. તેનો નિર્ણય મનીલાની સરકાર જ કરી શકે. અપવાદરૂપ પ્રસંગોમાં જ પરણવાની પરવાનગી આપવામાં આવતી. વિસેન્ટિને આ બધી બાબતોની સમજ નહોતી. તેની માગણીઓનો તાબડતોબ સ્વીકાર ન થવાનો દોષ તેણે ડૉ. ટાબોરાડા પર દેખ્યો. વિસેન્ટિની ટોળી બળવો જગાડવાની તૈયારીમાં છે એવી અફવાઓ આવવા લાગી. બળવો કયા સ્વરૂપનો હશે તે વિષે અમે મૂંઝવણમાં હતા. કારણ કે તે ટોળી પાસે થોડા તરાપા અને હોડકાં સિવાય મોટાં સાધનો તો હતાં નહીં, અને તેમાં તેઓ કોરનના ઉત્તર તરફના રસ્તાથી આગળ જઈ શકે એમ નહોતું.

અઠવાડિયાંઓ સુધી આ બધું સીઝાતું રહ્યું. એક રાત્રે લગભગ એકી વખતે મને બે સંદેશા મળ્યા. પહેલો આનંદદાયક સંદેશો એ હતો કે ડૉ. અને મિસિસ બૉન્ડ થોડા દિવસમાં અહીં પાછાં આવશે. બીજો ગુપ્ત સંદેશો ટૉમસે આપ્યો કે, વિસેન્ટિ અને તેની ટોળી તોફાને ચડી છે, અને તેમણે વડા અધિકારીનું ખૂન કરવાનું અને બાલાલામાં દાક્તરોનાં મકાનોને આગ લગાડવાનું ઠરાવ્યું છે.

વિલંબ કરવાને વખત નહોતો. મેં પૂછ્યું, "વડા અધિકારી આ જાણતા હશે એમ તું માને છે?"

ટૉમસે કહ્યું, "હું જાણતો નથી, સાહેબ. મેં એમને નીચેને રસ્તેથી જતા જોયેલા. એ બહુ ચિંતામગ્ન દેખાતા હતા. કદાચ જાણતા હોય, કદાચ નયે જાણતા હોય."

"આપણે તેમને તાબડતોબ મળવું જોઈએ. હું એક ચિઠ્ઠી આપું તે તારે તેને પહોંચાડી આવવી જોઈશે."

ટૉમસ તેમ કરવા 'અતિ બહુ દુ:ખી' જણાયો. તેથી, મેં તેને તે કામમાંથી મુક્ત કર્યો, અને જાતે જવાનો નિર્ણય કર્યો. જોઝિને તો એક ચિઠ્ઠી મેં ઘસડી કાઢી કે હોડીઓની મોટરોમાંથી કેટલાક ભાગો કાઢી લે કે જેથી તેનો ઉપયોગ કરી ન શકાય, અને ટૉમસને તે ચિઠ્ઠી પહોંચાડવા રવાના કરી દીધો. મારે બાલાલામાં દાખલ થવું હતું, તેથી ચાલીને જ જવાનું ઠરાવ્યું. એક મજબૂત હાથલાકડી સાથે રાખી લીધી, અને કોઢીગ્રામમાંથી પસાર થઈ ઉપર રસ્તાના નાકા તરફ ગયો.

ખાસ પરવાનગી વિના કોઈ દરદીને બાલાલામાં પેસવા દેતા નહોતા. અને પરવાનગી મળે તોયે, ઘણુંખરું તે નીચેને રસ્તેથી જવાની જ મળતી. નવાં સરકારી મકાનો નીચેને રસ્તે આવેલાં હતાં, અને કદી કદી અમારે ત્યાં જવાનું થતું. પણ ભાગ્યે જ કોઈ દરદીને ઉપરને રસ્તે જવા દેવામાં આવતો. તે રસ્તો દાકતરોનાં ઘરો તરફ જતો હતો. બે વિભાગોને જુદા પાડનારા દરવાજા પર હું પહોંચ્યો, ત્યારે ત્યાં એક છીછરું લાકડાનું ખોખું જોયું. તેમાં એક જંતુવિનાશક દ્રવ્ય રાખવામાં આવતું. દાકતરો તેમ જ બીજા નીરોગી લોકો કોઢીગ્રામમાંથી ત્યાં જાય, ત્યારે તેઓ આ ખોખામાં પગ મૂકી આગળ જતા. મારે તેમાં થઈને જવું ઘટે કે કેમ તેની મને ખબર નહોતી. પણ બાલાલાનાં કોઈ મકાનમાં મારે પેસવું નહોતું. તેથી મેં એમાં થયા વિના જવાનું ઠરાવ્યું. મને આશા હતી કે રસ્તામાં કોઈ પણ મળી આવશે. તેને હું સંદેશો પહોંચાડી પાછો ફરીશ. પણ કર્મધર્મ–સંજોગે બધો જ રસ્તો ખાલી હતો. અંતે હું વડા અધિકારીના ઘરની પગથી સુધી આવી પહોંચ્યો. રસ્તા પર ઊભા રહી મેં ડૉ. ટાબોરાડાને બૂમ પાડી. ઘરના પહોળા અને રોશનીવાળા ઓટલા પર તેની પત્ની આવી. મને જોઈ તે ચોંકી, ભયભીત થઈ અને ઘરમાં દોડી ગઈ. એક મિનિટમાં દાકતર આવ્યા, અને હું ઊભો હતો ત્યાં ઉતાવળી ગતિએ આવી ઊભા.

"સંધ્યાવંદન* મિ. ફરગ્યૂસન, શું છે?"

મેં જે વાત જાણી હતી તે એમને ઝડપમાં કહી. "કદાચ તમને ચેતવણી મળી ગઈ હશે, દાકતર."

* ગૂડ–ઈવનિંગ.

"અરે ભગવાન! બિલકુલ નહીં. આ તો પહેલી જ વાર સાંભળું છું. પેલી રીતસર માંગણીઓ મળી હતી. તે મેં મનીલા મોકલી દીધી છે. તેઓ આટલી હદે જશે એમ મને જરાયે કલ્પના નહોતી. તમે કેવી રીતે જાણ્યું?"

"ટોમસ મારફતે. એણે ક્યાંથી મેળવી તે હું જાણતો નથી. પણ એની ખબરો ઘણુંખરું પાકા પાયાની હોય છે એટલું હું કહી શકું."

"તમે કહેવા આવ્યા તે માટે આભારી છું. વાત ખરી હોય કે ખોટી, આપણે તૈયાર રહેશું. જો કંઈ વધારે જાણો તો જણાવવાનો પ્રયત્ન કરજો."

મેં કબૂલ કર્યું અને ઘર તરફ પાછો વળ્યો,

*

તે રાત્રે બાલાલામાં જે બનાવો બન્યા તેનો પૂરો વૃત્તાંત તો મેં ઘણે દિવસે જાણ્યો. મારા સંદેશાની અસર વીજળી જેવી થઈ. વડાએ બધા દાક્તરો તથા કારકુનોને સરકારી કચેરીમાં પોતાની ઑફિસમાં તુરત જ તેડાવ્યા, અને રક્ષણ માટે શું કરવું જોઈએ તેનો વિચાર કરવા બેઠા. સભા ચાલતી હતી, ત્યાં જ એક છોકરાએ દોડતા આવી કહ્યું, "તેઓ વડા અધિકારીને મારીને આખા બાલાલાને સળગાવી મૂકવા માગે છે."

એ છેલ્લી સળી પડી. મુખ્ય કારકુને ડઝનેક મજબૂત માણસોને તૈયાર કર્યા, અને ઉતાવળે તેમની 'નાગરિક સેના' ઊભી કરી. મકાનની પાછળના એક ઓરડામાં પોલીસખાતા તરફથી કોઢિસ્તાનને ભેટ મળેલી કેટલીક જૂની પુરાણી મોસર બંદૂકો પડેલી હતી. આતુર હાથોએ તે ઓરડો ઉઘાડયો. જૂની બંદૂકો બહાર ખેંચી કાઢી. તેના પર સંગીનો (બયોનેટો) હતી જ નહીં. અને દારૂગોળો પણ ક્યાં? પછી ગોળીઓ શોધવાને બધાની દોડાદોડ થઈ રહી. છેવટે જ્યારે કારતૂસોની એક પેટી મળી આવી ત્યારે સર્વેએ એક મોટી 'હુર્રે' પોકારી. એ કારતૂસો પણ અસલ પ્રાચીન માલ હતો, અને સારી પેઠે કટાઈ ગયેલો. કેટલાક માણસો તેને ઘસવા મંડી પડ્યા, જેથી બંદૂકની નાળમાં તે

જઈ શકે. . . . રક્ષણની યોજના નક્કી થઈ ગઈ અને દરેક માણસની તેણે સંભાળવાની જગ્યા નીમવામાં આવી.

બાલાલાના આ કારકુનો ઝાઝા ઉત્સાહી નહોતા. એક તો મળેલી ચેતવણીમાં તેમને વિશ્વાસ જ નહોતો. પણ આ રહ્યું બાલાલા! તેમને રોજી આપનારાઓ આગળ શું કરે?— બિનઅનુભવી હાથોએ બંદૂકો ઝાલી અને 'કરવા કે મરવા' માટે તૈયાર થયા. કેટલાક જૂના માણસોએ બંદૂકો ખોલીને તેમાં ગોળીઓ ભરી બતાવી; બીજાઓ બેબાકળી આંખે તે જોઈ રહ્યા કેટલાક એક હાથમાં બંદૂક અને એક હાથમાં કારતૂસ લઈને બેઉને કેમ ભેગાં કરવાં તેનો વિચાર કરતા ઊભા રહ્યા. આખરે દરેકને બંદૂક ભરવાનો અને નેમ બાંધવાનો પાઠ મળ્યો.

"ખૂબ સંભાળજો"–વડાએ ચેતવણી આપી. "કોઈ પણ રોગી નજીક આવે તો તેને 'હલટાવજો' અને કોઢીગ્રામમાં ચાલ્યા જવા હુકમ કરજો. છતાં જો તે આવે તો તેને ઊભો કરી દેજો; જરૂર પડે તો ગોળીયે છોડજો."

કોઢીગ્રામ જનાર બે રસ્તાઓ ઉપર જે માણસોને નીમવામાં આવ્યા હતા, તેઓ ફાવી ગયા. સૌ એક વાર ચાલી, તેઓ છાયામાં ઊભા રહી ચોકી કરવા લાગ્યા. થોડી વારે તેમણે વિચાર્યું કે ઊભા રહેવા કરતાં બેસી જવું ઠીક, અને બેઠા પછી જરા નિરાંત કરીને બેસવું અને પછી મીઠી નિદ્રાવશ થઈ જવું, એ કંઈ મોટો ફરક પડ્યો ન કહેવાય! બાલાલાની પાછલી બાજુએ ઊંચી ટેકરી પર નિમાયેલા માણસો એટલા નસીબદાર નહોતા. સરકારી ઑફિસ દરિયાકિનારે હતી. ત્યાંથી ટેકરી પર ચડવું એ જ પહેલી કઠણ કસરત હતી. જેઓ ટોચ પર ચડ્યા તે હાંફી ગયા, અને કંટાળતા કંટાળતા પોતાની નીમેલી જગ્યા પર ઘસડાવા લાગ્યા. 'નાગરિક સૈનિકો'માંનો એક ચડતાં થાકી જવાથી ટેકરીને મથાળે પોતાના થાણા પર મુશ્કેલીથી પહોંચી રહ્યો હતો. પોતાની બંદૂકને નાળ આગળથી હાથમાં પકડી તેને પાછળ પાછળ ઘસડતો જતો હતો. બંદૂકનો ઘોડો એક ડાખળીમાં ભરાયો, ત્યાંથી ઊછળ્યો અને પછી છૂટ્યો. ભયંકર ધડાકો થયો. બાપડો કારકુન એક ઝાડીમાં જોરથી કૂદી પડ્યો, અને ગીચ ઘાસમાં પોતાનું માથું સંતાડી

દઈ ઊંધો પડ્યો તથા મોતની ઘડીઓ ગણવા લાગ્યો. તેની ડાબી બાજુએ પચાસ વાર દૂર બીજો કારકુન ધડાકાથી ગભરાઈને નાસવા લાગ્યો અને એક મૂળિયા પર ઠોકરાયો. એની બંદૂક છૂટી ગઈ અને ટેકરીની નીચે બાલાલા તરફ સૂ–ઉ–ઉ કરતી છૂટી. ટેકરીની એક કરાડ પર તે પટકાયો એક પથ્થરની ધારે તેના પાટલૂનમાં મોટો ચીરો પાડ્યો.

દરમ્યાન, નીચે ગભરાટ ગભરાટ થઈ રહ્યો. પહેલા ધડાકાનો અવાજ દરેક ઘેર સંભળાયો. હુમલો શરૂ થયો હોવો જોઈએ. કોઢીગ્રામના છેડા પરના મજૂરોના એક મકાનના વરંડા પર બી ગયેલી સ્ત્રીઓનું એક ટોળું તથા થોડાક માણસો એકઠાં થઈ ગયાં. ધડાકાથી દરેકના મોઢા પર ગભરાટ અને ચિંતા પ્રગટ થતાં હતાં. એક ક્ષણ શાંત ગઈ ત્યાં બીજી બંદૂક છૂટી. તેની ગોળીએ નીચે ઊતરી વરંડાના છાપરાને ભેદી નાંખ્યું. નીચે ઊભેલા લોકો, જાણે એક જ શરીર હોય તેમ, એકી સામટા જમીન પર પડ્યા.

આ ગોળીઓ આપણા જ ચોકીદારોની બંદૂકોમાંથી નીકળી હતી. અને અણધારી છૂટી હતી એમ કેટલીક વારે માલૂમ પડ્યું. એમના પર સૌને ગુસ્સો આવ્યો. વડાએ ચોકીદારોને પાછા તેડી લીધા. ટેકરી પર તેનું કડક ફરમાન પહોંચાડવા માટે દૂતો દોડ્યા :

"એ માણસો અને એમની બંદૂકોને તાબડતોબ પાછાં લાવો. પણ પહેલાં તે બંદૂકોને ખાલી કરાવી નાંખજો !" આ 'નાગરિક સેના' કિસ્સાને બાલાલા બહુ દિવસ સુધી ભૂલી ન શક્યું.

કોઢીગ્રામમાં તો એક લગભગ કરુણાન્ત નાટક ભજવાયું. હું ડૉ. ટાબોરાડાને ત્યાં ખબર પહોંચાડવા અને ટૉમસ જોર્જ કૂઝને ચિઠ્ઠી પહોંચાડવા ગયા હતા, તેટલામાં કારમન મારા ઘરમાં પેઠી. તે મારા ઘરની સારી રીતે પરિચિત હતી. મારે માટે એણે ઘણી વાર સીવણ-કામ કરેલું. તે સીધી મારા સૂવાના ઓરડામાં ગઈ અને ચોરખાનામાં રાખેલી મારી લશ્કરી રિવૉલ્વર કાઢી લઈ, પોતાની ઓઢણીમાં સંતાડીને નીકળી ગઈ. રસ્તો ઊતરી તે પાછી કોઢીગ્રામ પહોંચી. વિસેન્ટિ અને બીજા ત્રણ જણા જે નાના ઘરમાં રહેતા હતા, ત્યાં તે ગઈ. પણ ત્યાં કોઈ દેખાયું નહીં. એક છોકરાએ તેને ખબર આપી કે વિસેન્ટિ ધક્કા

પર ગયો છે. તે ત્યાં દોડી. મને પહેલેથી જ વહેમ હતો કે વિસેન્ટિ અમારાં વહાણો તપાસવા જશે, અને જો અમે આગળથી ચેત્યા ન હોત, તો તે અને તેની ટોળી તે રાત્રે ત્યાંથી નાસી જાત. અને બન્યું પણ એવું કે જ્યારે કારમને તેને શોધી કાઢ્યો, ત્યારે તે એક મોટર-બોટ તપાસતો હતો.

"વિસેન્ટિ!" તેણે બૂમ પાડી. વિસેન્ટિએ તુરત જ ઊંચું જોયું અને કંમરપટ્ટામાંથી એક નાનકડી છરી ખેંચી કાઢી પીઠ ફેરવી.

"કોણ કારમન! તું શું અહીં મોંકાણ માંડી રહી છે?"

"તમે શું કરવા માગો છો, તે મને ખબર છે. તે માટે જ અહીં આવી છું. વધારે બોલશો નહીં, હું બધું જાણું છું."

"આ તું શું બકે છે?"

"મને બધી ખબર છે. વિસેન્ટિ, મારા ભાઈ! મારું સાંભળો. તમારાં કામોથી હું કેટલી કોચવાઉં છું તે તમે જાણો છો. વિસેન્ટિ, મેં મારી આખી જિંદગી તમારી રક્ષા કરી છે. માકતાનમાં રાતબેરાતે પરવાળાઓ અને ટેકરીઓ પર થઈ તમને ખોરાક-પાણી પહોંચાડતાં મને કેટલો ભય લાગતો! પણ, છતાં, હું લઈ આવતી. પણ, અહીં કુલિયનમાં જેવું જીવન તમે ગાળ્યું અને જેવી વાતો બોલતા રહ્યા છો, તેથી હું બહુ જ દુઃખી રહું છું. છતાં હું મૌન સેવતી રહી. તમારે માટે કશું માઠું ન લગાડતાં હું આ બધું સાંખતી આવી છું. પણ હવે તો તમે મહાપાપ કરવાનું ધાર્યું છે. તમારે આગ અને ખુનામરકી કરવાં છે! તમારે તમારું તથા મારું — બંનેનું સત્યાનાશ વાળવું છે! તમારે આપણા નામને કલંક લગાડવું છે! મેં બધું સહન કર્યું છે, પણ આ નહીં કરું." — તેણે ઓઢણીમાંથી રિવોલ્વર બહાર કાઢી અને પોતાના ખોડીલા હાથમાં સ્થિરપણે પકડીને ઊભી રહી. અંધારામાં તેની નળીનો ઝળકાટ ભય ઉપજાવતો હતો. તે એક એવું ઉદ્‌ગારચિહ્ન હતું કે જેની કોઈ અવગણના ન કરી શકે.

"પણ તારા મનમાં શું ભૂત ભરાયું છે?"

તે પાછળ ખસી અને બંદૂકને સામે ધરી — "વિસેન્ટિ, છો ત્યાં જ રહેજો! જો મારી તરફ વધ્યા તો ઘોડો ખેંચ્યો જાણજો. હું

તમારી પાસે આગ લગાડવા અને ખૂન કરવાના તમારા પાગલ વિચારને છોડી દેવાના સોગંદ લેવડાવવા આવી છું. કાં તો એ વિચારને છોડી દેવાના તમે સોગંદ લો, નહીં તો આપણા બંનેના વહાલા સ્વર્ગસ્થ પિતાશ્રીને નામે હું સોગંદ ખાઉ છું કે હું તમારો વધ કરીશ."

"મોંકાણ! કારમન, તું તારા સગા ભાઈનું ખૂન કરશે?"

તેણે જવાબ ન દીધો. તેની રિવોલ્વર સ્થિર હતી.

"તું સમજતી નથી. આ આપણા જેલરો, આપણને ગુલામ બનાવનારાઓ, આપણી પાસે મજૂરી કરાવનારાઓ, આપણને ગુનેગારોની જેમ કેદમાં રાખનારાઓને કોઈએ અટકાવવા તો જોઈશે જ."

"સોગંદ ખાઓ, વિસેન્ટિ!"

"તું, કારમન! પોતાના ભાઈને જ ગોળી ધાલવાનો તારો વિચાર છે કે શું? એ તારાથી બને જ કેમ?"

"સોગંદ ખાઓ, વિસેન્ટિ! તમારો સમય પૂરો થયો છે. આપણા મરહૂમ પિતા આ રાત્રે આપણી ઉપર નજર નાખી રહ્યા છે. જો તમે સોગંદ તોડીને એક ડગલું પણ બાલાલામાં માંડશો તો હું તમને ગમે ત્યાંથી શોધીને મારી નાંખીશ. સોગંદ લો! સોગંદ લો!"

વિસેન્ટિને એ ગાંડી થયેલી લાગી. પણ તેની આંખો બતાવતી હતી કે તે કહેતી હતી તે કરવાની જ. ઉતાવળે તે બોલ્યો:

'આપણા સ્વર્ગસ્થ પિતા પ્રત્યેના પ્રેમને ખાતર હું પ્રતિજ્ઞા લઉં છું. થયું? હવે તારી બંદૂક કોરે મૂકી દે."

તે પાછી ફરી અને નાઠી. તે એની પાછળ પડ્યો પણ શોધી શક્યો નહીં.

બળવાખોરોએ બાલાલા પર હુમલો કરવાનો પ્રયાસ કર્યો નહીં. પણ તે રાત્રે વિસેન્ટિ અને તેની ટોળીએ તરુણ બાળાઓના એક વસંતિગૃહ પર છાપો માર્યો, અને એકેક છોકરો એકેક છોકરીને ઉપાડી ગયો. તેઓ ડુંગરામાં નાસી ગયા અને જંગલોમાં સંતાઈ ગયા. છાપાઓમાં મોટે મોટે અક્ષરે 'કાઢિયાઓનું હુલ્લડ' એ મથાળા નીચે આ વૃતાન્તો છપાયા.

ત્રણ દિવસમાં ડૉ. અને મિસિસ બૉન્ડવાળી સ્ટીમરમાં જ પોલીસની ટુકડી પણ આવી પહોંચી. આ ભાંજગડ તાજી જ થયેલી હોવા છતાં, તેમણે બજાવેલી ભારે કામગીરીની કદર કરવા પથારીવશ ન હોય તેવું રોગી–નીરોગી આખું કોઢિસ્તાન તેમનું ખૂબ સ્વાગત કરવા નીકળી પડ્યું. એક માઈલ સુધી તેમની સ્ટીમરની આજુબાજુ સેંકડો કૃતજ્ઞ મહારોગીઓનાં હોડકાંઓનો કાફલો વેરાઈ વળ્યો હતો. તે પહેલાં જ જંગલમાં નાસી ગયેલાં જોડાંઓ ભૂખના માર્યાં પાછાં ગામમાં આવવા લાગ્યાં હતાં. પોલીસ ટુકડી એક મહિનો રોકાઈ અને બાલાલાના કારકુનોને બંદૂક ચલાવતાં શીખવી ગઈ.

વિસેન્ટિ આખરે શરણે આવ્યો. જાહેર શાંતિને જોખમરૂપ હોવાથી તેને બે-મુદત જેલમાં મૂકવામાં આવ્યો. કેટલાક પ્રમુખ માણસોને બીજા કુષ્ઠાલયમાં રવાના કરવામાં આવ્યા. કુલિયન પાછું તેની જૂની ઘરેડમાં પડી ગયું.

થોડાં વાક્યોમાં ટૉમસે આખી ઘટનાનો આ રીતે ઉપસંહાર કર્યો : “ ત્રણી છોકરીઓને પકડીને જંગલમાં લઈ જવામાં આવેલી. છોકરીને જંગલમાં ઉપાડી જવી, મને લાગે છે કે, તે નાખુશ હોય તો બહુ જ મુશ્કેલ વાત છે. આ મુશ્કેલી તેઓના સહયોગથી જ દૂર થઈ હોવી જોઈએ. મારો તો આ મત છે. ”

## ૨૯

# 'લગ્ન સમારંભ

મુલાકાતનો દિવસ! આજે સ્ટીમર આવવાની હતી. રોગીઓનાં સગાંવહાલાંઓની આ મુલાકાતને જોવાનું હું હમેશાં ટાળતો હતો. અહીં નવોસવો આવ્યો ત્યારે એક વાર હું જોવા ગયેલો. એક વખત જોયેલું તે દૃશ્ય આખા જીવન માટે ધરાઈ જવાય એવું હતું. માતાઓ પોતાનાં બાળકોને જોવા આવતી. તે તેમને જોઈ જ શકતી, અડી શકતી નહીં. સ્ત્રીઓ પોતાના રોગી પતિઓને જુએ, વાતો કરે — તેથી આગળ નહીં, ઘેર વિયોગથી ઝૂરતાં છોકરાંઓ પોતાનાં માબાપ સામે ટગરટગર જોતાં ઊભાં રહી શકે, પણ માબાપ તેમનાં શરીર પર પોતાના વહાલનો હાથ પણ કદી ફેરવી શકે નહીં. કોઈક વાર ભાવનાવશ થયેલાં સગાં કે રોગી મર્યાદાને તોડીને એક બીજાને ભેટી પડે, તો દાક્તરો, નર્સો, કે કોઢી પોલીસ તેમને જબરદસ્તીથી જુદાં પાડી દે. હું મારા રોગ તથા ભાગ્યને ટેવાઈ ગયો હતો. છતાં બીજાઓનાં — ખાસ કરીને બાળકોનાં — આ દુર્દૈવને જોતાં રહેવાની ટેવ હું કેળવી શક્યો નહીં. એ જોઈને મને ચક્કર આવવા જેવું થતું, અને તેથી હું ઘેર જ રહેતો.

મુલાકાતીઓની સ્ટીમર આવવાની હોય ત્યારે પાકી પળાતી. રોગીઓ કામે આવે એ આશા જ ન રાખી શકાય. પોતાનાં સગાં-વહાલાં આવનાર ન હોય તોયે પોતાનાં ઘરગામની છેલ્લી ખબરો મેળવવા માટે તેઓ આજુબાજુ ઘૂમ્યા કરતા, અને જેમનાં પ્રિયજનો આવ્યાં હોય તેમનાં સુખદુ:ખમાં પોતાની સહાનુભૂતિનો સૂર પુરાવતા.

ટોમસ સ્ટીમર પર ગયો હતો. મારી જાણમાં તેનું કોઈ સગું આવવાની વકી નહોતી. મેં મારો જૂનો ફોનોગ્રાફ ઉઘાડ્યો. ઘણા મહિનાથી મેં તે ચલાવ્યો નહોતો, તેથી આજે બધી જૂની રેકર્ડો ચડાવવા માંડી. જુદી દુનિયામાંનું મારી જેને લખેલું પેલું 'અમારું

ગીત' ગવાવા લાગ્યું. પૅસિફિક મહાસાગરને પેલે કિનારે તે મને લઈ ગયું. નસીબ જૅનને ક્યાં ખેંચી ગયું છે? — એ પૂરું થયું નહીં, ત્યાં મને કોઈએ સાદ કર્યાનો અવાજ આવ્યો. હું પૉર્ચમાં ગયો. કારિટા નીચે ઊભેલી હતી. ઊંચે જોઈ મારી સામે હસતી હતી. કૂદતો કૂદતો હું નીચે ઊતર્યો અને મારો હાથ લંબાવ્યો. પણ, તુરત જ આંચકા સાથે પાછો ખેંચી લીધો. કારિટા હવે અમારામાંની નહોતી: મારાથી એને અડાય નહીં.

"ગાંડા ન થાઓ, નેડ" — પગથિયું ચડી એણે પોતાનું મોં મારા મોં સામું આણ્યું, અને મારા ખભા પર પોતાની ભુજાઓ નાંખી. "આપણી વચ્ચે ભય નથી અને કદી ઊપજશે નહીં."

"કારિટા, તમે આવવાનાં છો તેની મને કલ્પના જ નહોતી. નહીં તો, હું તમને સ્ટીમર પર તેડવા ન આવત?"

"મારે તમને જાણવા દેવું નહોતું. મેં ઓચિંતાં આવી તમને ચકિત કરવાનો જ તાગ રચ્યો હતો. બહુ સરસ સફળ થયો, નહીં?"

"'સરસ' શબ્દ બરાબર નથી. પણ, તમારી તબિયત કેમ છે? ચાલો, આમ્રછાયામાં આપણી જૂની જગ્યાએ."

"નેડ, વહાલા, કેવું અદ્ભુત આ સ્થળ લાગે છે! એકે વસ્તુ તમારી નજર બહાર જતી નથી. . . . વહાલા, તમે સાચા નીવડ્યા, બીજાઓએ શરૂશરૂમાં ટાળી, પણ હું બહુ ભાગ્યશાળી જ રહ્યા કરી છું. ડૉ. બૉન્ડ અને ડૉ. ડૉમિંગ્વેઝ મને મદદ કરતા રહ્યા છે. તમને કશું ન કહેવા મેં એમને કહેલું. હું આરોગ્ય સમિતિના હાથ તળે કામ કરું છું. મારું કામ છુટ્ટી પર ગયેલા રોગીઓ પર દેખરેખ રાખવાનું છે. પોતાનાં પરાં છોડી જાય, ત્યારે કેટલાકનો પત્તો કાઢવો મુશ્કેલ થાય છે. જો તેઓ પોતાની કાળજી ન લેતાં હોય, તો હું તેમને નિયમિત અંતરે પોતાની ફેર તપાસ કરાવી લેવા, અને દાક્તરો જરૂરી સમજે તેવા ઇલાજ કરાવવા સમજાવું છું. હું તેમની જોડે રહેલી હોવાથી તેમને મારો વિશ્વાસ બેસે છે. છુટ્ટી પર ગયેલા કેટલાકને ફરી ચિહ્નો જણાવા માંડે છે, અને તેમને ફરીથી અહીં આવવા કે સેબુ જવા સમજાવવા પડે છે. અમારા કામનો દુઃખભર્યો

ભાગ આ જ છે. આ રોગ થતો કેમ અટકે, એ શોધવાની જરૂર છે, એ ડૉ. બૉન્ડનું કહેવું સાવ સાચું છે. એ જ વસ્તુ ભવિષ્યકાળ માટે મહત્ત્વની છે."

"તમને લાગે છે કે જેઓ જંતુમુક્ત જાહેર થયા છે, તેમની જોડે સંસર્ગ રાખવા વિષેનો ભય બહારની દુનિયા છોડી શકશે?"

"હા, જરૂર. જ્યારે કોઢનાં કારણ અને ઇલાજ બરાબર સમજાઈ ગયાં હશે, ત્યારે તેનો ખોટો ભય પણ જશે જ. છુટ્ટી પર ગયેલાંઓ વચ્ચે કામ કરતાં મને મળેલા અનુભવો પરથી, જે એક બાબતની મને ખાતરી થઈ છે, તે એ કે કોઢની સામે લડત ચલાવવા માટે એ રોગને, ટી. બી. (ક્ષય)ની જેમ, એક નવું નામ આપવાની જરૂર છે. તેનો ભોગ થઈ પડેલા તેમ જ બીજા લોકો તે રોગ વિષે ઠંડે મગજે વિચાર કરી શકે તે માટે પહેલું તેનું બિહામણું 'ક્ષય, ઘસારો' નામ કાઢવું આવશ્યક જણાયું હતું. એ જ વસ્તુ — વધારે મોટા રૂપમાં — કોઢનેયે લાગુ પડે છે. 'કોઢિયો' શબ્દ એક ખાસ પ્રકારની બીમારી ઉપરાંત, તે માણસ માટે બીજી કલ્પનાઓ પણ ઉપજાવે છે. તમે અને હું તો સારી રીતે જાણીએ છીએ કે એ રોગ હમેશાં જ કુરૂપ કરી નાંખનારો રોગ હોતો નથી. અને તેનો ચેપ એવો છે કે ઘણુંખરું તો કોઈ ઇરાદાપૂર્વક બીજાને લગાડવા ઇચ્છે તોયે નીરોગી માણસને તે લગાડી શકાતો નથી.

"'કોઢિયો' શબ્દ જગતના સાહિત્યમાં કેવળ એક રોગના દરદીનું નામ જ દેખાડનારો નથી રહ્યો, પણ — જાણે કે — સૌએ બહિષ્કાર કરવા યોગ્ય તે કોઈ અનીતિમાન ચંડાળ, કોઈ દુષ્ટ મનુષ્ય હોય તેવું પ્રગટ કરે છે. નેડ, તમારા અને મારા જેવા માટેયે એ અપશબ્દ જેવો બોલ યોજાય છે! આ નાનાં બાળકો — કુલિયનની શેરીઓમાં રમતાં આ બચ્ચાંઓનેયે — તે શબ્દનો ડામ દેવાય છે!

"આમાં આપણને ડૉક્ટરોની મદદ જોઈએ. મનુષ્યજાતિ આ રોગના શાપથી મુક્ત થાય ત્યાં સુધી તેની પાછળ અવિશ્રાંત કામ કરનારાઓની તો જરૂર છે જ. પણ તેથીયે વધુ, મારા વહાલા, દુનિયા આપણને 'કોઢિયા' ન કહે એવું થવાની જરૂર છે."

કારિટા રડવા લાગી હતી. મેં તેને ઘણી અંગત મુશ્કેલીઓમાં પડેલી આગળ જોઈ હતી. પણ લાગણીના તેના આવા ઉછાળા સામે હું ભોંઠો પડી ગયો. આ કંઈ અંગત બાબત નહોતી — કે હશે?

પાછી શાંત થયા બાદ તેણે ચલાવ્યું: "છુટ્ટી પર ગયેલાંઓ માટે હું આ કામમાં પડી છું તે મને સારું લાગે છે. આ તમને કહેવા માટે જ મારે અહીં આવવું હતું. મુલાકાત માટે બીજુંયે કારણ છે. કારમન અહીં આવેલી છે."

"હા, આવી છે તે હુંયે જાણું છું. પણ, કારિટા, તમે મને જણાવ્યું કેમ નહીં? — ખેર, હશે. પણ તે અહીં આવી છે શા માટે? ડૉ. પૉન્સ કહે છે કે તે હજુ જંતુમુક્ત જ છે. તો, કેમ —"

"'તમારા ઘોડા રોકો' આવો તમારી ભાષામાં એક વિચિત્ર રૂઢિપ્રયોગ છે ને, નેડ? કારમન કુલિયનમાં એક વીરાંગના બની છે એ વાત મેં સાંભળી છે. તેના ભાવિ માટે તે કદાચ સારું શુકન થશે. તે અહીં બહુ મહત્ત્વના કામ માટે આવી છે."

"કારમનનું ભેજું ચસકયું હશે એ સાજી થઈ ગઈ છે. હવે, ભલા, એવું તે શું કામ હોઈ શકે કે જેથી તેને અહીં આવવાનું મન થઈ ગયું!"

કારિટાના સુરીલા હાસ્યે મને આગળ બોલતો રોકયો.

"નેડ, તમે ભલા માણસ તો છો, પણ આ તો તમે બબૂચક જ છો! શું, ખરે જ, તમે આટલા બધા જડ છો? કારમન અને ટોમસ એક-બીજાના પ્રેમમાં પડેલાં છે એ તમે જાણતા જ નથી શું?"

એણે મને બરાબર ઓળખ્યો. કારમન મારે ઘેર વારંવાર આવતી-જતી હતી. પણ કેવો ભોટ હું કે કશું જ વરતી શકયો નહીં! છતાં, મેં જક પકડી.

"ભલે તેમ હોય. પણ, તોયે, કારમને અહીં શું કામ આવવું જોઈએ?"

"તે રોગમુક્ત થયેલી હોવાથી બંને સાથે તો રહી નહીં શકે, છતાં તે ટોમસ જોડે લગ્ન કરવા પાછી અહીં આવી છે."

"આ કેવા પ્રકારનું લગ્ન કહેવાય, કારિટા? જો જુદાં જ રહેવાનું હોય તો પરણવાનું પ્રયોજન?"

"જરા ધીરજ રાખો, નેડ. આમાં કેટલીયે બાબતો રહેલી છે. ટૉમસ અને કારમન નિયમો જાણે છે અને તેનું બરાબર પાલન પણ તેઓ કરશે. છતાં, તેઓ લગ્ન કરવાનું વધારે પસંદ કરે છે. કારમન કેટલોક વખતથી બહાર ગઈ છે. એક નાના ભાઈ સિવાય તેના ઘરમાં હવે કોઈ રહ્યું નથી. માબાપ બંને મરી ગયાં. ભાઈ તેના એક કાકા-કાકી જોડે રહે છે, અને ત્રણે જણાં કારમનને સાથે રાખતાં ડરે છે. તેથી તે મારી જોડે જ રહે છે. તે સુંદર ભરતકામ કરે છે, પણ હાથોની ખોડને લીધે ગુજરાન ચાલી શકે તેટલું કમાઈ શકતી નથી. ટૉમસના વિયોગથી તે ઝૂર્યા કરે છે, અને તેને માત્ર એટલો જ દિલાસો છે કે તે ટૉમસની માને ત્યાં આવતી-જતી રહે છે. મિસિસ આગ્વિલાર હવે ઘરડાં થઈ ગયાં છે. ટૉમસને પરણીને કારમન તેની સાથે રહેવા જશે, જેથી ઘડપણમાં માને હાથલાકડી થઈ શકે ટૉમસ બંનેને ગુજરાન માટે મદદ મોકલી શકશે."

થોડી વાર હું વાગોળતો રહ્યો. કારિટા મૂંગી બેઠી. મેં માન્યું હતું કે મહારોગીઓની સઘળી વીતકો અને જંજાળોને હું સમજતો હતો. પણ આ એક નવી જાતનો કોયડો હતો. ટૉમસ, મારો દીકરો —

"ટૉમસની પાછા આવવાની રાહ જોવામાં અને તેની માની સેવા કરવામાં કારમનને કાંઈક સંતોષ મળશે, નેડ."

"ટૉમસની રાહ! એને અહીં આવ્યે વીસ વર્ષ થયાં. એ કદીયે અહીંથી છૂટી શકશે એવું માનવા જેટલી મૂર્ખ કારમન શી રીતે થઈ?"

"એણે દાક્તરોને પૂછ્યું છે. હું ધારું છું કે તમે એને ડૉ. પોન્સ સાથે વાતો કરતાં જોઈ પણ હતી. બધા દાક્તરો તેની પર માયા રાખે છે. તેઓ કહે છે કે ટૉમસનો કેસ મૂંઝવનારા કેસો પૈકી એક છે. એનો રોગ વધતો નથી, છતાં પરીક્ષાઓમાં તે સદા જંતુવાળો જ નીકળ્યા કરે છે. પણ દાક્તરો કરતાંયે તેમને ભાવિમાં વધારે શ્રદ્ધા છે. આ નિદાનથી તેમની ખુશીનો પાર નથી. કાયદો વધારેમાં વધારે તેમને લગ્નનો વિધિ કરવાની પરવાનગી આપે છે, અને કારમન-ટૉમસનો

પરસ્પર અનુરાગ એટલો છે કે, કાયદો આથી વધારે અનુકૂળ ન હોવા છતાં, જેટલે અંશે કાયદો તેમને સહધર્મચારી કરી શકે તેટલાં બનવા તેઓ ઉત્સુક છે. કમમાં કમ, કારમનના મનમાં શંકા જ નથી કે એક દિવસ ટૉમસને તે પૂરેપૂરો પામશે. તમે જાણો છો, નેડ, કે કારમન પોતે સાજી થઈ જ છે. આશાવાન ન હોય એવું કોઈ અહીં રહેતું નથી, અને તેની પોતાની બાબતમાં તો તે આશા સફળ પણ થઈ છે."

મેં નીચે જોયું. ટેબલ પર મારી સહી કાયમ હતી. એને આજે બાર વર્ષ થયાં. તે આશા જોડેના મારા યુદ્ધવિરામનું સ્મારક હતું. જો તેમને હજુ આશા લાગતી હોય, તો ભગવાન તેમને તેવું વરદાન દો.

ધીરજથી કારિટા મારા બોલવાની વાટ જોવા લાગી. મારા શબ્દો નીકળતાં પહેલાં ઘણો વખત ગયો હશે એમ મને લાગ્યું.

"ભલે, કારિટા, એ બે લુચ્ચાંઓને મળવા અને આશીર્વાદ દેવાની મને છૂટ છે કે? તમે જ એમને આજુબાજુ ક્યાંક સંતાડી રાખેલાં લાગે છે."

"હવે તો તમે ચતુર થતા જાઓ છો, નેડ."—પોર્ચને છેડે જઈ તેણે બંનેને બૂમ પાડી. તુરત જ ટૉમસ અને કારમન પ્રગટ થયાં.

"સીયોરા ટૉરેંસ મને કહે છે કે તું અને કારમન પરણવા માગો છો, અને તમારાં લગ્ન કરાવવા તે અહીં આવ્યાં છે!"

મેં કારમન તરફ જોયું. કેટલી નાનકડી તે હતી. પણ કેવી બહાદુર! પોતાનાં ઠૂંઠાં આંગળાંને ઢાંકવા માટે તેણે પકડી રાખેલા ફૂલગોટા પર હું જોઈ રહ્યો.

"કારમન, દીકરી! હું તારું અભિનંદન કરું છું. હવે, કારિટા, હું જાણું છું કે તમે બધું પહેલાંથી નક્કી કરી રાખ્યું છે. ક્યારે લગ્ન છે તે કહો."

"રિઝાલ દિને, નેડ, અને ત્યાં સુધી હું રોકાવાની છું. નિશ્ચિંત રહેજો."

"આ તો સૌથી સારા સમાચાર છે, કેમ, ટૉમસ?"

"જી, સાહેબ. તમારા પછી, સાહેબ, બીજાં સીયોરા ટૉરેંસ જ અમારાં પરમ હિતચિંતક મિત્ર છે."

સારે આમ બધું ઠર્યું.

*

લગ્નની તૈયારીઓ થવા લાગી તેમ તેમ મને ટૉમસ વિષે વધારે ને વધારે વિચારો આવવા લાગ્યા. હું જાણતો હતો કે જે કાંઈ કરી શકાય તે સઘળું દાક્તરો કરતા હતા. પણ તેટલાથી મને સંતોષ નહોતો. ડૉ. ટાબોરાડા સાથે મેં લંબાણથી વાત કરવાની તક શોધી.

"ડૉક્ટર, ટૉમસ મારી સાથે જ અહીં આવ્યો હતો. બહારથી તો તેનામાં કશો જ ફેરફાર માલૂમ પડતો નથી. એના શરીર પર રોગનાં નહીં જેવાં જ ચિહ્નો છે, અને છે તેયે આવ્યો ત્યારથી જ હતાં, છતાં એના રિપોર્ટો હંમેશાં તેને જંતુવાળો જ બતાવી રહ્યા છે!"

"કેટલાક બીજા પણ એના જેવા જ છે. કોઈક વાર એવું બને છે કે કોઈક દરદી જન્મપર્યંત આવા રહે છે. ટૉમસ જેવા માણસો મનીલાની શેરીઓમાં ફરે અને કોઈને શંકાયે ન આવે કે તે નીરોગી નહીં હોય. છતાં એના શરીરમાં જંતુ રહે છે, અને તેથી એક રીતે એ વધારે જોખમકારક પણ છે. કારણ કે, જેમ જેના હાથ કે મોં પર સ્પષ્ટ ચિહ્નો હોય તેની આભડછેટ લોકો રાખે, તેમ એની કોઈ રાખે નહીં. કોઈ વાર મને લાગે છે કે ટૉમસ જેવા, તેમ જ જે જંતુમુક્ત તરીકે છોડી દેવામાં આવ્યા હોય તેવા માણસોની સ્થિતિ સ્પષ્ટ રોગી તરીકે જાહેર થયેલા માણસોના જેવી જ દયાજનક છે. કારણ કે, લોકો તેમનાથી ડરતા રહેતા હોવાથી તેઓ પણ પોતાનું ગુજરાન ચલાવી શકતા નથી. જાવામાં સુરાબાયાના કુષ્ઠાશ્રમમાં હું છેલ્લો ગયો ત્યારે ત્યાં એક ડોસો રહેતો હતો. તેના શરીર પર ભાગ્યે જ ચિહ્નો જણાતાં હતાં, છતાં ચાલીસ વર્ષ સુધી તે ત્યાં જંતુવાળા દરદી તરીકે રહ્યો હતો."

"ચાલીસ વર્ષ!"— ટેબલ પરની મારી સહી મને યાદ આવી. ઠીક જ થયું કે મેં આશાદેવી સાથે યુદ્ધવિરામ મંજૂર કરી લીધો હતો. પણ ટૉમસ તો હજુ આશા સેવતો હતો!

ઘેર પહોંચીને હું ચોપાટી પર ચાલ્યો ગયો અને ટૉમસના ભાવિની કંઈક યોજના વિચારવા લાગ્યો. હું કુલિયન હઈશ ત્યાં સુધી તો તેને કશી અડચણ નહીં પડે. એણે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો

હતો. અને થોડા વખતથી પોતાનાં નિત્ય કામો ઉપરાંત હિસાબકિતાબનું મારું કેટલુંક કામ ઉપાડી લીધું હતું. તે માટે હું તેને વધારાનું મહેનતાણું આપતો હતો. પરણવાથી કારમનની જવાબદારી પણ તેના પર પડશે, અને કેટલાક વખતથી તે પોતાની માનેયે પૈસા મોકલતો હતો. એને એવી રીતે કેળવવો જોઈએ કે જેથી તેને આગળ પર ધંધામાં કોઈક નિશ્ચિત પદ પર નીમી શકાય.

અમારા ધંધામાં વળી એક વધારો કરવાની શરૂઆત થઈ ચૂકી હતી. નવો સામાન અને વધારે માણસોની મદદથી લોકો પોતાનાં ઘરોમાં હારપેટીઓ ( રેફ્રીજરેટરો ) રાખી શકે એટલી વીજળી અમે પેદા કરી શકતા હતા. બરફ, થંડી વાનીઓ, થંડાં પીણાં વગેરેના સ્વાદિયા અમેરિકનોની ઘરાકી સારી હતી. ઘણા ખરા ફિલિપાઈન દાક્તરો તથા સરકારી નોકરો બરફ વાપરતા થઈ ગયા હતા. પણ પૈસા ખરચી શકે એમ હોય તોયે દરદીઓને તેનો ઝાઝો પરવા નહોતી. પણ વીજળી મળી શકે એમ હોવાથી રેડિયોની ઇચ્છા સર્વેની હતી, અને જેમની શક્તિ હોય તે સૌ સસ્તા રેડિયો વસાવવા લાગ્યા હતા.

*

ટૉમસે રિઝાલ દિનનું મુહૂર્ત એક શુભ દિવસ તરીકે સ્વીકાર્યું હતું. ખરું પૂછતાં, એ દિવસ તો શોકનો સ્મારક હતો, કારણ કે તે દહાડે જોઝિ રિઝાલનો વધ કરવામાં આવ્યો હતો. રિઝાલ દુનિયાના અમર મહાપુરુષોમાંનો એક છે. પાંત્રીસ વર્ષની ઉંમરમાં હણાયેલું એક ટૂંકું જીવન તેના દેશબંધુઓ પર કદી ન ભૂંસાય એવી છાપ મૂકી ગયું છે. એની બુદ્ધિ લિયોનાર્ડો દા વિન્સિ કે બેંજામિન ફ્રેંકલીનના જેટલી જ તીવ્ર અને 'અષ્ટપૈલુ' ( વિવિધક્ષેત્રોમાં ખીલેલી ) હતી. પણ દેશભક્તિને લીધે સ્પેનિશ સરકારે એને બે વાર કેદમાં નાંખ્યો હતો, અને જૂઠાં અને તરકટી તહોમતો મૂકી રાજદ્રોહના અપરાધ માટે તેને ગોળીએ માર્યો હતો.

રિઝાલ કવિ તેમ જ ઇતિહાસલેખક હતો. 'નોલિ મે તાંગેરે' નામના તેના પુસ્તકમાં તેણે સ્પેનિશોની ઠેકડી કરી હતી, અને તે તેના મરણનું આડકતરું કારણ હતું. હકીકતે એ પ્રજાશાસન ( ડેમોક્રસી ) માં માનનારો હતો. પણ તેના રાજકીય વિચારો ઉપરાંત રિઝાલે પોતાના

ટૂંકા જીવનમાં ઘણાં ક્ષેત્રોમાં નામના મેળવી હતી. સમગ્ર યુરોપમાં તે એ કાળના મોટામાં મોટા નેત્રવૈદ્યમાંનો એક ગણાતો હતો. વળી તે મૂર્તિકાર, માનવવંશશાસ્ત્રી અને પ્રાણીશાસ્ત્રીયે હતો. તેણે ભેગા કરેલા નમૂનાઓ ડ્રેસ્ડનના સંગ્રહાલયમાં સાચવવામાં આવ્યા છે. સુંદર તેમ જ ઠેકડી ચિત્રો (કારટૂનો) દોરવામાંયે તેની કુશળતા હતી. વળી, તે હોશિયાર ભાષાશાસ્ત્રી હતો અને બાર ભાષાઓમાં લખી શકતો હતો. એણે લખેલી નવલકથાઓની ભાષા વેધક અને ઓજસ્વી હતી, અને ફિલિપાઇનની બહાર પણ પંકાઈ હતી. વળી તે એક શિક્ષણશાસ્ત્રી અને કુશળ શિલ્પશાસ્ત્રી (સિવિલ એંજિનિયર) હતો. એને જ્યારે મિંડાનાઓમાં દેશનિકાલ કરવામાં આવ્યો, ત્યારે તેણે ત્યાંના એક નાના શહેરમાં એક નવા જ પ્રકારની શાળા સ્થાપી તેમ જ શહેર માટે એક પાણીખાનું (વૉટરવર્ક્સ) બાંધ્યું ! ક્યૂબામાં* જ્યારે પીળો તાવ ફાટી નીકળ્યો, ત્યારે દેશનિકાલ થયેલા રિઝાલે સ્પૅનિશ સરકારને અરજી કરી કે એને ક્યૂબા જવા દેવામાં આવે અને ત્યાંની કોઈક ઇસ્પિતાલમાં સ્થાનબદ્ધ રાખવામાં આવે, જેથી ત્યાંના લોકોની તે કાંઈક સેવા કરી શકે. સરકારે એ વિનંતી માન્ય કરી, પણ બારસેલોનાને + રસ્તે તે ક્યૂબા જતો હતો, ત્યાં એને રસ્તામાં જ વહાણ પર ગિરફ્તાર કરી કેદ કરવામાં આવ્યો. તેને પાછો મનીલા લાવી ફોર્ટ-સાન્ટિયાગોમાં એકાંત કેદ આપી. સાત અઠવાડિયાં કેદ રાખી તેના પર કામ ચલાવવામાં આવ્યું. પોતાનો વકીલ રોકવાનીયે તેને પરવાનગી ન મળી અને છેવટે દેહાંત દંડની સજા કરવામાં આવી. ×

સમગ્ર ફિલિપાઇન ટાપુઓમાં તે 'ફિલિપિની જ્યૉર્જ વૉશિંગ્ટન' તરીકે પ્રખ્યાત છે. ટૉમસના મનમાં એને માટે લગભગ ઈશ્વરતુલ્ય ભાવ હતો. તેથી રિઝાલ-દિને પરણવું એટલે બેવડી દીક્ષા મેળવ્યા જેવું તેને લાગતું હતું.

*

---

* વેસ્ટ ઇંડિઝ (અમેરિકા) ટાપુઓમાંનો એક મુખ્ય બેટ

+ દક્ષિણ અમેરિકાની ઉત્તરે આવેલું એક બંદર. એ વેનેઝૂએલા દેશમાં છે.

× રિઝાલ વિષે છેવટે નોંધ જુઓ.

લગ્નને આગલે દિવસે કારખાનાના તથા માછીધંધાના માણસોની તરફથી જોઝિ ફ્રૂઝે મારી પાસે આવી કહ્યું, "મિ. નેડ, તમારી સંમતિ હોય તો અમે ટૉમસ આગ્વિલારને કંપનીના કેટલાક શૅરો લગ્નની ભેટ તરીકે આપવાનું ઠરાવ્યું છે."

ટૉમસ આથી બહુ જ ખુશ થયો. પત્નીની સાથે લોકોમાં પ્રતિષ્ઠા પણ મેળવ્યાનો તેને આનંદ થયો. ફિલિપાઈન્સમાં 'ઘર-નોકર નંબર ૧'ના દરજ્જાની પાછળ જે જાતની જવાબદારી અને માનનો ખ્યાલ છે, તેની સરખામણીમાં મૂકી શકાય એવું પશ્ચિમના દેશોમાં ભાગ્યે જ કંઈ ગણાવી શકાય એમ છે. તેનામાં કોઠારી, રસોઇયો, મહેતાજી અને ખાનગી મંત્રી ચારેના મિશ્રણ જેવું હોય છે. આથી તેની સમાજમાં પ્રતિષ્ઠા પણ છે. ટૉમસ તો આથીયે વધારે પ્રતિષ્ઠાને પાત્ર હતો, અને આ શૅરો એક નવી દિશામાં તેના જીવનની શરૂઆત કરાવનારા હતા.

મારી આંબાવાડીમાં બપોરે લગ્નવિધિ થયો. હું ધારું છું કે લગભગ અડધી વસ્તી હાજર રહી હશે. કેટલાક ખાસ પરોણાઓ પણ હતા: કારમન જ્યાં રહેતી હતી તે વસતિગૃહની વીસેક બાળાઓ તથા કારિટાના કેટલાક ઓળખીતાઓ. ટૉમસે પોતાના અખાડાના તરુણોને પણ નિમંત્રણ આપ્યું હતું.

જ્યાં જુઓ ત્યાં ફાધર મારેલ્લો પોતાના ધોળા ઝભ્ભામાં ફરતા દેખાતા હતા. વરવધૂને લક્ષ્ય બનાવીને તે હસતા અને મજાક કરતા ઘૂમતા હતા. જોકે મિ. મેનસન હજુ નવા હતા અને એના પંથના લોકો થોડા જ હતા, છતાં તેણે ફાધર મારેલ્લોને સારો સાથ આપ્યો હતો.

બહુ કષ્ટમાં આવી પડેલા જેવા મહેમાન તો વડા અધિકારી ડૉ. ટાબોરાડા દેખાતા હતા. કારમન અને ટૉમસ જુદા જુદા પંથનાં હોવાથી લગ્નવિધિ કરવાનું કામ તેમને માથે આવી પડયું હતું. એ તેમને માટે નવા પ્રકારનો ધંધો હતો, અને તેથી તેમને સ્વાભાવિક સભાક્ષોભ લાગતો હતો. મેં એમને ઑપરેશન રૂમમાં દાક્તરમાં હોવી જોઈએ તેટલી સ્થિરતા અને શાંતિથી પગ વાઢી નાંખતા જોયા હતા. પણ, તે કરતાં ટૉમસ અને કારમનને પરણાવવાનું કામ તેમને વધારે કઠણ લાગતું હતું. જે થોડી લીટીઓ વાંચવાની હોય છે તે વાંચતાં તેમનું

શરીર અને અવાજ કાંપતાં હતાં. સાંભળનારા મહેમાનો આ વરતી શક્યા અને તદ્દન ચૂપ થઈ ગયા. તેમની ચૂપકીદીભરી સહાનુભૂતિની અસર ટામોરાડા પર થઈ. તેમનો અવાજ સ્થિર બન્યો, અને અંતમાં તો તે પૂરેપૂરા સ્વસ્થ થઈ ગયા હતા. પછી ઉત્કૃષ્ટ ફ્રાકનો શણગાર કરેલી કારમન અને રોજ કરતાં ઊંચું માથું કરીને ઊભેલા ટૉમસને આગળ કરી બધા માનવંતા મહેમાનોનું સરઘસ ધીમી અને માનવક્કરભરી રવાલે ચાલતું ચોપાટી પર ગોઠવેલાં લાંબાં ટેબલો આગળ આવ્યું. પેલું પ્રખ્યાત 'લેચન' તો હોય જ. તેના જમણ વિના ફિલિપાઈન લગ્ન પૂરું થયેલું ગણાય જ નહીં. જેણે ચાખ્યું ન હોય, તેને એની લહેજતની કલ્પના જ ન આવી શકે. બાફેલી અને ભૂંજેલી માછલી, ભાત તથા ફિલિપાઈનોને પસંદ પડતી ઘણી મીઠાઈઓ પણ હતી. અને નારિયેળનું આઇસક્રીમ, દેશી ફળો, નારંગી અને સફરજન વગેરે ખાસ નવાઈઓ હતી. હાજર રહેલાઓમાંના ઘણાઓએ તે અગાઉ કદી સફરજન જોયેલાં પણ નહીં.

નીરોગી મહેમાનોનું ટેબલ જુદું હતું. તેમનો ખોરાક બાલાલામાં તૈયાર કરાવ્યો હતો. તેમના જ નોકરો તેમને પીરસતા હતા.

ઉજાણીમાં શાગ અને મેમિ ખૂબ ફાવી ગયાં. ટેબલોની વચ્ચે વચ્ચે ફરતાં રહી તેમણે એટલા બધા ભારે ભારે ટુકડા ખાધા કે પછી બાકીનો વખત મારે તેમને પૂરી દેવાં પડ્યાં. તે હવે ઘરડાં થતાં ચાલ્યાં હતાં. અહીંની ગરમીની તેમના પર અસર થતી હતી. અત્યાહાર તેમને માટે સારો નહોતો.

નોતરેલા મહેમાનો તેમ જ તમાશબીનો સૌએ બધાં ભાષણોને ખૂબ વધાવ્યાં. મને બોલવાનો આગ્રહ થયો. મારાથી ના પડાય એમ નહોતું. હું ઊભો થઈ "પ્રભુનો તમને આશીર્વાદ હો, મારાં બચ્ચાંઓ"— કહી બેસી ગયો. હું કદી ભાષણકર્તા બની શક્યો નહીં.

તંતુવાદ્યના અવાજ અમારી તરફ આવતા સંભળાયા. એ અમારું પહેલા નંબરનું બૅન્ડ (વાજાંમંડળ) વરવધૂને વધાવવા માટે ખાસ આવ્યું હતું. જોઝિ ક્રૂઝે તાળી પાડી બધાંને ધ્યાન આપવા સૂચના કરી.

"આજે આપણે લગ્નનો રાસ રમીએ. ટૉમસ, કારમને અને તમારે આગેવાન જોડી બનવું પડશે."

પહેલાં તો તરુણ-તરુણીઓની જોડીઓ નાચતી નાચતી આખીએ ભૂમિ પર કેટલીયે વાર ફરી વળી. પછી તેમણે ચાર બાજુ હાર બાંધી. એકનું મોં બીજીની સામે: તેઓ વિવિધ પ્રકારની આકૃતિઓ રચતાં ભવ્ય રાસ લેવા લાગ્યાં. નાચનારાંઓને આગળ પાછળ, આડાંતેડાં ફરતાં અને ઓટા લેતાં જોવામાં ગમ્મત પડતી હતી. ખડીના રંગોવાળા ફરાકો પહેરેલી બાળાઓ વિવિધ રંગી પતંગિયાં જેવી લાગતી હતી. પુરુષોએ તો તેમના હંમેશના ધોળા પાયજામા અને મલમલ જેવાં ઝીણાં પહેરણો જ પહેર્યાં હતાં.

કલાકેક નાચ્યા બાદ એક સરસ શણગારેલી ગાડી દરવાજા પર આવી પહોંચી. ફૂલો અને વાવટાઓથી સજાવેલી એક ઊંચી બેઠક પર કારમનને ચડાવવામાં આવી, અને તેના પગ આગળ એક નીચી બેઠક પર, ઠઠ્ઠા-મશ્કરીપૂર્વક, ટૉમસને બેસાડયો.

પછી વરઘોડિયું નીકળ્યું. ગાડીની પાછળ બબ્બેની જોડીમાં તરુણ-તરુણીઓ ચાલ્યાં. તેમની પાછળ બીજા પરોણાઓ અને સૌથી છેલ્લા તમાશબીનો.

જે ઘરડેરાઓ વરઘોડિયામાં જવા ઇચ્છતા નહોતા, તેમને વિદાય આપવા કારિટા અને હું પાછળ રોકાયા. છેવટે અમે બે એકલાં પડયાં.

"તમે એમને 'મારાં બચ્ચાંઓ' કહ્યાં — એ તો, નેડ, તમે અતિ સુંદર વેણ કહ્યું."

"એ છે જ ને મારાં બાળકો? જો કયારેય આ જગ્યા હું છોડી જાઉં, તો તેમને માટે જોગવાઈ કરતો જઈશ. . . . ચાલો, થિયેટરમાં જવા માટે મોટર કાઢીએ. તમે થાકી ગયાં હશો."

અમે ધીમે ધીમે મોટર ચલાવી. ચોક તરફ જનારા ખુલ્લા મેદાન આગળ અમે તેને રસ્તા પરથી ઉતારી લીધી, અને લિયોનાર્ડ વૂડના બાવલા આગળ થોભાવી.

"મને આ બાવલા માટે ખાસ અભિમાન ઊપજે છે, કારિટા. એની કલ્પના તેમજ કારીગરી સંસ્થાનીઓની પોતાની છે. ત્રણ

અઠવાડિયા પર જ તેનું ઉદ્ઘાટન થયું છે. વૂડને ઘણી સારી રીતે મળતી આવે છે."

"એ તો તમારો બાળપણનો દેવ!" તેણે હળવેથી કહ્યું.

*

નાટકશાળા નજીક જ હતી. સરઘસ હજુ આવી પહોંચ્યું નહોતું.

કુલિયનના મારા વસવાટ દરમ્યાન હું ભાષણોથી સાવ ધરાઈ ગયો હતો. પણ તે દિવસનું ભાષણ સાંભળવાની મને ખાસ ઇચ્છા હતી. મહારોગી મંડળના પ્રમુખ અને શાળાઓના આચાર્ય ફ્રાન્સિસ્કો બોનિફાશિયો વક્તા હતા. લોકવાયકા હતી કે ફિલિપાઈનમાં સ્પેનિશ રાજ્ય સામે બળવો જગાડનાર કાટિપુનાન નામે ક્રાન્તિકારી મંડળના આગેવાન પ્રસિદ્ધ દેશભક્ત બોનિફાશિયોના દૂરના સગા હતા.

આચાર્ય બોનિફાશિયો આશરે ચાળીસ વર્ષના પાતળા અને ચપળ બાંધાના પુરુષ હતા. એમને માથે ભમરા જેવા કાળા વાળનો ભાર હતો અને એમનો ચહેરો પાતળો અને મોહક કહી શકાય એવો હતો. એમની ભેદક કાળી આંખોમાં ચમક હતી. કોઢિસ્તાનના લોકો પર એમનો ઘણો પ્રભાવ હતો. ઉદ્દામ વલણનાં કોઈ ચિહ્નો તેમણે દેખાડ્યાં નહોતાં. પણ બધાયે બેટોમાં સ્વાતંત્ર્ય માટે સતત વધતું આંદોલન ચાલ્યા કરતું હતું. કોઢિસ્તાનના એક બુદ્ધિમાન શહેરી તરીકે પોતાના વિચારોને જાહેર કરવાનો આ ઉત્તમ પ્રસંગ હતો.

જોતજોતામાં નાટકશાળા ભરાઈ ગઈ અને લોકોને આજુબાજુ ઊભા રહેવું પડ્યું. ભીડની વચ્ચેથી કારમન અને ટૉમસને મોખરે રાખી વરઘોડિયું વચ્ચેની ભાંગમાં થઈ આગળ આવ્યું. કારમન અદ્ભુત શોભતી હતી. એની આંખો અને આખો ચહેરો પોતાના જીવનની આ ધન્ય લાગતી ક્ષણે ચમકી રહ્યાં હતાં. રાજકીય ભાષણ સાંભળવા જઈને લગ્ન ઊજવવાની આ વિલક્ષણ રીત ગણાય — અમેરિકન દૃષ્ટિએ. ફિલિપાઈનોની દૃષ્ટિએ તો એ બરાબર બંધ બેસતું હતું. મિ. મૅનસને પ્રાર્થના કરાવી ત્યારે અમે બધાં ઊભાં થયાં. ત્યાર પછી મનોરંજનનો કાર્યક્રમ શરૂ થયો. કોઢિસ્તાનના જુદા જુદા લોકોએ કાવ્યો અને ગીતો ગાયાં. ત્યાર

પછી ડૉ. ટાબોરાડાએ એક નાનકડું ભાષણ કરી બોનિફાશિયોની ઓળખાણ કરાવી.

એમની પહેલાંના આચાર્ય પોતાનાં ભાષણોમાં અમને 'મારા કમભાગ્ય બંધુઓ' — એવું કરુણ સંબોધન હંમેશાં કરતા. પણ જ્યારે આચાર્ય બોનિફાશિયોએ તાળીઓના ગડગડાટ વચ્ચે વ્યાસપીઠ પર આગળ આવી લોકોને શાંત કરવાને પોતાનો હાથ ઊંચો કર્યો, અને પછી 'કુલિયનના નાગરિકો'— એવું સંબોધન કર્યું, ત્યારે શ્રોતાઓમાં ચળવિચળ થઈ. એ બે શબ્દો વડે એમણે અમને સર્વને પ્રતિષ્ઠા ભર્યા પદ પર ચડાવી દીધા. અમે મહારોગી ખરા, પણ અમે નાગરિકોયે હતા. મતાધિકાર ખોઈ બેઠેલા ગુનેગાર નહીં, પણ નાગરિકો.

જોઝે રિઝાલના જીવનનો જન્મથી વધપર્યંતનો વૃત્તાન્ત એમણે થોડામાં કહ્યો :

"એ ગોળીથી તે નિઃસહાય પુરુષ — એક શહીદ અને વીર — શાંતપણે અને ખુલ્લી આંખે પડચો. તે પુરુષે હિંસક માર્ગે સ્પેનથી છૂટા પડવાનું કદી સૂચવ્યું નહોતું. એણે જાતે તો યુરોપનાં જ વિદ્યાકળા સંપાદન કરેલાં. પોતાના દેશબંધુઓને તે વિદ્યાકળાનો લાભ તથા સ્વાતંત્ર્ય દ્વારા જ પ્રાપ્ત થનારી રાષ્ટ્રીય પ્રતિષ્ઠાનો લાભ મળે — એ તેનો પ્રયત્ન હતો. જે અણધારી દિશામાંથી સ્વતંત્રતા મળનાર હતી તેનો તો રિઝાલને કદાચ સ્વપ્નેયે ખ્યાલ આવ્યો નહીં હોય. તેના મરણ પછી સોળ મહિને એક બળવાન રાજ્યનું નૌકાસૈન્ય પૅસિફિક મહાસાગર ઓળંગીને મનીલાના દરિયામાં આવ્યું, અને સ્પેનના નૌકાબળને હરાવી તેનો નાશ કર્યો. તે બાદ ત્રણ મહિને અમેરિકન વાવટો મનીલા શહેર પર ઊડવા લાગ્યો. આજે બધા બેટો ઉપર આ બે વાવટાઓ ઊડે છે —"

એમ કહી તેમણે તારાઓ અને પટ્ટાઓવાળા અમેરિકન વાવટા નીચે ત્રિરંગી લાલ, ભૂરા અને ધોળા પટ્ટાઓમાં ધોળા પટ્ટા પર ત્રણ પીળા તારા અને પીળો ઊગતો સૂર્ય ધરાવનારા ફિલિપાઈનના વાવટા તરફ આંગળી કરી. લોકોએ તાળીઓનો ગડગડાટ કર્યો: એમણે ભાષણ ચાલુ રાખ્યું —

"જે સુખ-શાંતિ આજે આપણે ભોગવી રહ્યા છીએ, તેના પ્રત્યે આંખ મીંચીને બેઠેલા કેટલાક માણસો આપણામાં છે, તે આપણું કમભાગ્ય છે. આપણા મહાન નેતા રિઝાલ જે બાબતો માટે ઝગડયા, મથ્યા અને મર્યા, તે બધી આજે અહીં આપણે હાથે જ સિદ્ધ થઈ રહી છે. એમાં આપણને અમેરિકનો તરફથી શિક્ષણ અને મદદ મળે છે એ સાચું છે.

"હું મારા દેશની સ્વતંત્રતા ચાહું છું. હું તેને મુક્ત કરવા પણ ચાહું છું. — મુક્ત ! હા, મુક્ત — અજ્ઞાનથી, રોગોથી, દારિદ્યથી જેથી દુનિયાનો કોઈ પણ દેશ હજુ મુક્ત થયો નથી, તેમનાથી — મુક્ત કરવા ચાહું છું. પણ આ બાબતોમાં જેટલી પ્રગતિ કરતાં બીજી પ્રજાઓને સૈકાઓ લાગ્યા, તેટલી પ્રગતિ આ ટાપુઓએ ત્રીસ વર્ષમાં કરી છે. આ હું અનુભવથી કહું છું. ટાપુઓના એકેએક પ્રાંતમાં અજ્ઞાન-શત્રુ સામે ઝૂઝનારાં શિક્ષામંદિરોને ખડાં થતાં જોઈ રહ્યો છું. એ શત્રુ સામે લડવાનાં યંત્રો પ્રાપ્ત કરવાને આપણાં બાળકો રોજ રોજ તે મંદિરોની યાત્રા કરે છે.

"બીજુંયે આપણે જોયું છે. લશ્કર, પોલીસ, ન્યાયાલયો અને ફોજદારી કચેરીઓમાં આપણા લોકો આપણા ઉપરી દેશના લોકોની જગ્યાઓ ધીમે ધીમે લેતા જાય છે. ડૉ. ડેમેટ્રિયો ટાબોરાડા — આ કોહિસ્તાનના આજના વડા અધિકારી — એક ફિલિપાઈન જ છે.

"હજુયે આપણે જોયું છે. આપણા રસ્તાઓ — જે પહેલાં માત્ર ગાડાના ચીલાઓ જ હતા — હવે સેંકડો માઈલો સુધી સહીસલામત પ્રવાસ કરી શકાય એવી પાકી સડકો થઈ છે. આપણા લોકો વધારે સમૃદ્ધ થયા છે; તેમને વધારે અન્ન, વધારે વસ્ત્રો અને વધારે મનો-રંજન મળે છે. એ બધાંથી વધુ — આપણે કુલિયનના નાગરિકો જાણીએ છીએ, દિન દિન ઘડીએ ઘડીએ અનુભવીએ છીએ કે — આપણે રોગોને એક પછી એક જીતવા માંડયા છે. કૉલેરા, શીતળા અને મેલેરિયા ઠીક ઠીક કાબૂમાં આવ્યા છે. આપણું સરેરાશ આવરદા વધ્યું છે. ઈ. સ. ૧૮૯૮, એટલે સ્પૅનિશ રાજ્યનાં છેલ્લાં વર્ષોમાં — તેનું પ્રમાણ હજારે ૩૦·૫નું હતું, તે ૧૯૨૯માં ૨૧·૭ થયું હતું. આનો અર્થ એ કે દર વર્ષે એંશી હજારથી વધારે માણસોની મોતથી રક્ષા થવા લાગી છે.

"અને, આપણે મહારોગીઓ" — બૉનિફાશિયોએ આ શબ્દ એવી રીતે ઉચ્ચાર્યો કે જાણે તે એક ગૌરવભરી સંજ્ઞા હોય — "જેઓ માનવજાતિના આ જગજૂના ગૂઢ શત્રુની સામે દિનપ્રતિદિન લડત લડી રહ્યા છીએ — આપણે જાણીએ છીએ કે છેલ્લાં થોડાં વર્ષોમાં આપણી આશાઓનો સિતારો કેટલો ઊંચો આવ્યો છે. હંમેશ માટે સાજાં થઈ, આપણે આપણાં ભાઈબહેનોને અહીંથી પાછાં ઘેર જતાં જોયાં છે. તેમના પૂરતો તો શત્રુ જિતાઈ જ ગયો. તેઓ સાજાઓની દુનિયામાં પાછાં ભળી ગયાં છે.

"સ્વતંત્રતાને માટે આપણે લાયક થતાં જ તે આપણી થવાની છે. શિક્ષણ, વ્યવસ્થા અને આરોગ્યના જ્ઞાનનો ઉપયોગ કરતાં આપણે શીખી રહ્યાં છીએ. અને તેમાં સમુદ્રપારના માણસો આપણને મદદ કરી રહ્યાં છે.

"ઇતિહાસના મહાપુરુષોની યાદીમાં જેનું નામ દાખલ થઈ શકે, તેવા એક પુરુષની — આપણા જોઝિ રિઝાલની — આપણા દેશે જગતને ભેટ કરી છે. વિજ્ઞાન તેમ જ કળામાં યુરોપ તેમ જ અમેરિકામાં તેની સર્વમાન્ય કીર્તિ હતી. આપણે એ કદી ભૂલી નહીં શકીએ કે તેના સ્મારક તરીકે આ રાષ્ટ્રીય દિન ઊજવવાની શરૂઆત અહીંના પહેલા અમેરિકન ગવર્નર–જનરલ વિલિયમ હાવર્ડ ટાફ્ટ તરફથી થઈ.

"એક દિન એવો આવશે જ્યારે આપણા બેટો પર એક જ વાવટો ફરકતો હશે. તેટલા વખતમાં અહીં હાજર રહેલામાંના ઘણા એવા નીકળશે કે, જે સાજા થઈને ઇચ્છા આવે ત્યાં જવા અને રહેવાને સ્વતંત્ર થયા હશે. જ્યારે એ દિવસ આવશે ત્યારે આપણે આજનો દિવસ યાદ કરશું!"

શ્રોતાઓ પર મેં નજર ફેરવી. કારમન અને ટૉમસ પાણી-તરતી આંખે ઊંચે જોઈ રહ્યાં હતાં. કારિટાના મોં પર એવી જ ચમક હતી જેવી મેં સિસ્ટર વિક્ટરીના વદન પર પૂર્વે જોયેલી, કેમ કે રિઝાલે જેલની ઓરડીમાં પો ફાટવાની તથા પોતાને ગોળીથી વીંધનાર સૈનિકોની રાહ જોતાં જે છેલ્લું ગીત રચ્યું હતું, તે ગીત બૉનિફાશિયોએ ગાવા માંડ્યું હતું : —

अब बिदा तुझे है, प्रिय स्वदेश, दिनकर–कर–लालित ऋतु–निवेश।
पूर्वोदधि–मुक्तामणि–प्रकृष्ट, हे मेरे नंदनवन विनष्ट ।
मैं वार चला तुझ पर सराग, मुरझे जीवनका सार भाग ।
पर यह होता भी तेजवान, ताज़ा कि अधिक सौभाग्यवान ।
तो भी न मूल्यका कर विचार, मैं तुझ पर देता इसे वार ॥
मेरी समाधि जो चिह्न-हीन, रह जाय किसीको याद भी न ।
तब तोड़फोड़ दे उसको हल, फिर करें फ़ावड़े उथल-पुथल ।
जिससे तनुरज मेरी महीन, होनेसे पहले शून्य-लीन ।
उठ फैले तेरे भूतल पर, बिछ जाय बिछायत–सी मृदुतर ।
जो मुझसे छीन गये दीन, जिनका निवास तक पराधीन ।
बचपनके मित्र–समाज बिदा, तुम सबसे होता आज बिदा ।
तुम सब मिलकर अब करो दुआ, श्रममय दिनसे मैं मुक्त हुआ ।
है बिदा तुझे भी सखी प्रिया, जिसने पथ मेरा सुगम किया ।
है अन्त बिदा सबको प्रियजन, है मृत्यु परम विश्रांति-सदन ॥ *

( અનુવાદક – શ્રી લક્ષ્મણસિંહ ચૌહાણ )

* હવે તારી વિદાય લઉં છું, પ્રિય સ્વદેશ ! જેની ઋતુઓનું ચક્ર સૂર્યના કિરણોનો લાડ પામેલું છે, અને જે પૂર્વના સાગરોનું સુશોભિત મોતી છે, તે હે મારા નષ્ટ થયેલા નંદનવન ! પ્રેમપૂર્વક હું મારા કરમાયેલા જીવનનો સારભાગ તારા પર ઓવારી જાઉં છું. તે ( કરમાયેલું હોવાને બદલે ) તેજસ્વી હોત, હૃષ્ટપુષ્ટ અને વધારે ભાગ્યવાન હોત, તો પણ તેની કિંમતનો વિચાર ન કરતાં, હું તેને તારા પર વારી જાત.

મારી કબરનું કશું ચિહ્ન ન રહે. તેનું સ્થાન પણ કોઈને યાદ ન રહે, અને હળ તે સ્થાનને ઉખેડીને, તેની માટીને ઊથલપાથલ કરી નાંખે, ત્યારે મારા શરીરના અવશેષોની ઝીણી રજ આકાશમાં લીન થતાં પહેલાં કોમળ પાથરણાની જેમ પૃથ્વી પર ફેલાઈ અને પથરાઈ જાઓ.

જે દીન ( દેશીઓને ) મારી પાસેથી છીનવી લેવામાં આવે છે, જેમનો નિવાસ પણ પરતંત્ર થઈ પડયો છે, તે મારા બાલપણના મિત્રસમાજ,—સલામ ! હું તમારી સૌની આજે વિદાય લઉં છું. તમે સર્વે મળી સ્તુતિ કરો કે શ્રમમય દિવસોથી હું મુક્ત થાઉં છું. મારી પ્રિય સખી, જે મારો માર્ગ હમેશાં સુગમ કરતી રહી, તારી પણ વિદાય લઉં છું. સર્વ પ્રિયજનો, 'અલ્–વિદા'! મૃત્યુ જ પરમ વિશ્રાંતિ સ્થાન છે !

## ૩૦

# વાવાઝોડું

સાંજે કારમન અને ટૉમસ સિનેમા જોવા ગયાં. આમાં યે "સમુદ્ર-પારના માણસોએ કરેલી મદદ" નો કુલિયનને અનુભવ થતો હતો. યુ. સ્ટે. માં બોલપટો (ટૉકીઓ) વપરાશમાં આવવા લાગ્યા, ત્યારથી મૂગા ચિત્રપટો વગર વપરાયે કબાટોમાં ભેગા થવા લાગ્યા. અમેરિકન સિનેમા કંપનીઓએ તેમાંથી કેટલાંક સરસ ચિત્રોનો મોટો જથ્થો અમને ભેટ આપ્યો હતો, અને તે અહીં અઠવાડિયામાં બે વાર દેખાડાતાં હતાં.

કારિટા અને હું ઘેર જ રહ્યાં. એનું વહાણ બીજે દિવસે ઊપડવાનું હતું. કારમન તેની સાથે જનાર હતી. અમે બન્ને જાણતાં હતાં કે, ઘણા ઘણા દિવસ સુધી ફરી મળવાનું નહીં થાય. કારિટાએ બનાવેલી કૉફી અને કેકનો ધીમે ધીમે ઉપાહાર કરતાં અમે પૉર્ચમાં બેઠાં હતાં. કારનની ટોચો પર પૂર્વદિશામાં વાદળાં ભેગાં થતાં મને જણાયાં. સખત પવન ફૂંકાઈ રહ્યો હતો. સાફ માલૂમ પડતું હતું કે વરસાદ આ બાજૂ આવી રહ્યો છે. સમુદ્રકિનારાના ખડકોમાંથી આવતો અવાજ અમારા અવાજને પણ દાબી દેતો હતો. ખડકોના આ નિ:શ્વાસ એક વિચિત્ર બનાવ છે. તોફાન આવવાનું હોય ત્યારે હમેશાં તે રડતા હોય એવા સુસવાટા કરે છે. એકાએક શાગે માથું ઊંચું કરી રડવા માંડ્યું. ચોપાટી પરથી મૅમિએ વળતો જવાબ આપ્યો. કારિટા ગભરાઈ.

"તમારાં કૂતરાં પણ આમ રડતાં હશે, એમ હું ધારતી નહોતી, નેડ."

"દરિયાઈ તોફાન આવવાનું હોય એવું જણાય છે. પણ આ દિવસોમાં તોફાન આવે એ ન બનવા જેવું છે."

પૉર્ચની પાછળ થઈ કોઈ આવતું હતું. તે વડા અધિકારીની ઑફિસનો એક કારકુન હતો અને કારિટાને ખોળી રહ્યો હતો.

"એક સંદેશો આવ્યો છે, સિયોરા ટૉર્રેસ. સ્ટીમર આવતી કાલે આવશે નહીં. આ તોફાન આવી રહ્યું છે, તેથી સ્ટીમર પ્યુએ-રટો-

પ્રિન્સેસા અથવા ક્યૂબામાં જ રોકાશે. જ્યારે આવવાની વકી હશે ત્યારે તમને ખબર આપશું."

"વાહ, તોફાનની વાહ! કારિટા, આનો અર્થ એ કે, તમે એક દિવસ — કદાચ ઘણા દિવસ — રોકાશો. મારે માટે બહુ સારા સમાચાર આવ્યા!"

"હું આશા રાખું છું, નેડ, કે આ તમારા સુંદર સ્થળને તે નુકસાન નહીં કરે."

તે ચિંતાતુર ચહેરે સમુદ્ર તરફ જોઈ રહી. ત્યાં જોઝિ ક્રૂઝ પગથી આગળ દેખાયો.

"માફ કરો, સિયોરા ટૉર્રેસ. નેડ, લોકો કહે છે કે દરિયાઈ વાવાઝોડું આવી રહ્યું છે. હોડીઓનું કેમ કરશું?"

"થોડા માણસોને બોલાવી લો, અને હોડીઓને અખાતમાં લંગરાવી દો.........કેમ, ટૉમસ?"

ટૉમસ અને કારમન હાંફતાં હાંફતાં જોઝિ પાસે ઊભાં હતાં.

"જી, સાહેબ, થિયેટરમાં અમને જણાવવામાં આવ્યું કે, મોટું દરિયાઈ તોફાન આવી રહ્યું છે. તેથી, બધાં તૈયાર થઈ રહેવાને નીકળી પડ્યા. નં. ૬ની નિશાની ચડાવવામાં આવી છે."

"નંબર ૭! કારિટા, હું અહીં રહેવા આવ્યો છું, ત્યારથી મેં હજુ સુધી એ નિશાની ચડેલી જોઈ નથી. ત્યારે તો આ સાચું જ તોફાન આવશે અને તે બરાબર આપણી જ દિશામાં છે."

આ બોલતો હતો ત્યાં જ વરસાદનો સખત મારો બેટ પર ફરી વળ્યો, જોઝિ, ટૉમસ અને કારમન આશ્રય માટે ઓટલા પર કૂદી આવ્યાં. સખત વીજળીના ચમકારાથી ઘર, બગીચો અને દરિયો પ્રકાશી ઊઠયાં.

"નેડ, તમે જોઝિની જોડે જાઓ. ટૉમસ, કારમન અને હું અહીં રહી ઘરને બરાબર બંધ કરીએ છીએ."

"પણ, મારી તેમને જરૂર નથી."

"છે, છે, નેડ. જોઝિને પૂછો."

"માણસો ગભરાયેલા હશે. તમે આવો તો વધારે સારું."

"અચ્છા, જોઝિ! ટૉમસ, ચોકમાંના ટેકાઓને પાડી નાંખો, ને પશ્ચિમની તરફ ચાપડાં બાંધી દો. જમીનથી ઊંચા રહે અને મજબૂત

બંધાય તે પર ધ્યાન આપજો. પૉર્ચ પરની બારીઓ પરનાં ચાપડાં લગાવી દેજો."

"કારમન મજબૂત છે, એ પણ મદદ કરશે." ટૉમસે ગર્વથી પોતાની વહુની ભલામણ કરી. હું એક ઓવરકોટ ઊંચકી લઈ રસ્તે પડ્યો. રસ્તો ખાલીખમ હતો. પહેલા ઘર આગળ પહોંચ્યા ત્યારે ત્યાં આખું કુટુંબ લાંબા વાંસોને ખેંચવામાં રોકાયેલું જોયું. આ નાજુક નીપાનાં ઝૂપડાં જો બરોબર વાસી દીધાં હોય તો પવનની સાથે આશ્ચર્યકારક ટક્કર ઝીલે શકે છે. બીજાં ઘરો પણ એ રીતે બંધ થઈ રહ્યાં હતાં. દુકાનદારો પોતાનો માલ દુકાનના વચભાગમાં ગોઠવી પડદા પાડી રહ્યા હતા. અમારા કારખાનાના ધક્કાઓ તરફ જતાં, દરિયાના રસ્તા પર અમે પહોંચ્યાં ત્યારે કોઢીસ્તાનના દીવાઓ એક પછી એક બંધ થતા દેખાવા લાગ્યા. આનો અર્થ એ કે, એકેએક બારી-બારણાં વસાતાં જતાં હતાં. ઇસ્પિતાલની ઊંચી અને પહોળી બારીઓ પણ એક પછી એક બંધ થઈ ગઈ. દરિયો તોફાની થયો હતો જ, અને પવનનો સપાટો એટલો સખત હતો કે, એની સામે ચાલવામાં ખૂબ જોર કરવું પડતું હતું. વરસાદનાં ફોરાંએ અમને ભીંજવી નાંખ્યા. બે મોટી મોટર હોડીઓને કિનારાથી થોડે દૂર લાંગરેલી હતી, અને તે પોતાની સાંકળો જોડે ઝુંબેશ લેતી હતી. ધક્કા પાસે ઘણીક નાની હોડીઓ, હોડકાં, મછવા અને નાની મોટર હોડીઓ હતી. રિકારડો જાસિલ્ડો અને વિકટર કાબિસાન આવી પહોંચેલા હતા ને ભૂતની જેમ કામ કરતા હતા. મેં વિકટરને બધા માણસોને તેડી લાવવા અને કારખાનાના બધા નોકરોએ તેનું રક્ષણ કરવા માટે હાજર થઈ જવાનો સંદેશો પહોંચાડવા મોકલ્યો. જોઝિ, જાસિલ્ડો અને મેં એક નાની હોડી લીધી, અને માછલી પકડવાના અમારા મોટા વહાણ તરફ ગયા. તેને અમે ખસેડીને ઉપસાગરના મધ્યભાગમાં આણ્યું, ને કોઈક જ વાર વપરાતું પણ જોખમના પ્રસંગો માટે રાખેલું તેનું મોટું લંગર ઉતાર્યું. પાછા હોડીમાં આવતાં અમને ભારે જહેમત પડી, પણ ફાવ્યા ખરા.

ધક્કા પર પાછા આવ્યા ત્યાં સુધીમાં ડઝનેક માણસો મદદે આવી લાગ્યા હતા. મેં તેમને હોડકાંઓને રેતીમાં ખેંચી લાવવાના કામે

લગાડયા. ત્યાર પછી તરાપા અને નાની મોટરહોડીઓને ખેંચી આણી. ત્યાર પછી બીજી મોટી હોડીને વધારે ઊંડા પાણીમાં લાંગરવા ઊપડયા. પવન અને વરસાદ થોડી વાર મંદ પડ્યા, અને તેથી કામ કરવામાં જરા નિરાંત મળી. અમે એ નિરાંતનો સરસ ઉપયોગ કર્યો, પણ વીજળીએ અમને મૂંઝવ્યા. એકાએક આખું આકાશ ઝળકી ઊઠતું અને પ્રકાશથી અમને આંધળા કરી મૂકતું. અમે એને લાંગર્યું, ત્યાં ધક્કા પર અમે મોટી મોટી બૂમો સાંભળી. અમારું એક હોડકું વિખૂટું પડી કિનારાથી દૂર જઈ રહ્યું હતું. બીજા ઝબકારામાં એના પાછલા ભાગમાં કોઈ માણસ જણાયો. એ સુકાનના હાથા પર ઝોલાં ખાતો હતો. આવા દરિયામાં એ જોખમભરી જગ્યા ગણાય. મોજાં હોડીના આગલા ભાગને અફળાઈ માણસને તેમ જ હોડીને ઢાંકી ગૂંગળાવી દેતાં, અને પછી પાછાં આગળ વધતાં. અમે ધક્કાની નજીક પહોંચ્યા, ત્યારે લોકોને બૂમ પાડતા સાંભળ્યા.

"વિસેન્ટિ ! એ વિસેન્ટિ છે ! જેલ તોડી નાઠો છે. તેને થોભાવો !"

એ પાગલને કોઈ થોભાવી શકયું નહીં. મેં એને બૂમો પાડી, પણ પવને મારા અવાજને દાબી દીધો. એણે જવાબમાં કિકિયારી પાડી અને હાથ ઊંચો કરી હલાવ્યો. એ પાછલા ભાગમાં ટટાર ઊભેલો હતો. હોડકું અંદરના બારામાંથી નીકળી અદૃશ્ય થઈ ગયું. કદાચ એ કોરન પહોંચે, પણ સંભવ ઘણો ઓછો હતો.

વરસાદ અને પવન સાથે ઝગડતો હું એકલો જ ઘેર આવ્યો. ઘરની રક્ષા માટે કારિટા, ટૉમસ અને કારમને બધી ઘટતી સાવચેતીઓ લીધી હતી. કારિટાએ – ભગવાન એનું ભલું કરો – મારા માનીતા ગુલ-મોરના રક્ષણ માટે યે ટૉમસ પાસે વાંસના ટેકા મુકાવી દીધા હતા.

"કારિટા, આ બેટ પર ભાગ્યે જ કોઈ માણસ આજે ઊંઘી શકશે. તમે અને કારમન બીજે કરતાં અહીં વધારે સુરક્ષિત છો. અહીંનાં ઘણાં ખરાં મકાનો કરતાં આ ઘર વધારે મજબૂત છે. કંઈ ઠપકો આવે તો તેની જવાબદારી હું લઉં છું. ઉપરાંત"— મેં હસીને કહ્યું, "તમને હું નજીક રાખવા ઇચ્છું છું. તમને રોકી રાખવા માટે તો મેં આ તોફાનને આવવા આજ્ઞા કરી છે."

અમે બધોયે વખત પૉર્ચમાં જ ગાળ્યો. તેની માત્ર એક બારી અને તેટલો વખત ખુલ્લી રાખી. બેટો પર વીજળીઓનો ચમકતો નાચ, ધોળાં માથાંનાં પ્રચંડ મોજાંઓના ધસારા, અને ઝનૂની પવન સામે તાડ નારિયેળીની વંદનાઓ અમે જોઈ રહ્યા. પાછલી રાતે તો તોફાને વધારે જોર પકડયું. પૉર્ચની આખી લંબાઈમાં વરસાદની ઝડીઓ આવતી. એક કેળ પડીને ઘરની ભીંત પર અથડાઈ. છેલ્લી બારી પણ મેં બંધ કરી દીધી. વીજળીનો તાર તો સાંજથી જ બગડી ગયો હતો. પૉર્ચના એક ખૂણામાં મેં એક હરિકેન ફાનસ લટકાવી રાખ્યું હતું, તેનો જ મંદ પ્રકાશ અમને અજવાળતો હતો.

શાગ અને મૅમી અમારી પાસે જ હતાં. તે રડતાં બંધ થયાં હતાં, પણ બેચેન હતાં અને અમે જ્યાં જઈએ ત્યાં અમારી પાછળ પાછળ ફરતાં. તોફાનથી કારિટાને જોશ આવતું લાગતું હતું. તે નિર્ભય ઉત્સાહમાં હતી. તોફાનનો ઉન્માદ છેવટે મને યે વળગ્યો. . . . કલાકોના ઘોંઘાટ પછી એકદમ નીરવ શાંતિ છાઈ ગઈ. અમે સમજી ગયાં કે તોફાનના મધ્યમાં હવે પહોંચ્યાં છીએ. મેં બારીઓ ઉઘાડી. વરસાદ બંધ પડ્યો હતો. પવન અટકી ગયો હતો. બધા બંધ બરાબર છે કે નહીં તે જોવા ટૉમસ અને હું બહાર નીકળ્યા. અમે જાણતા હતા કે, આ રાક્ષસી તોફાન ઘૂમરી લઈને સામી દિશામાંથી હવે હુમલો કરશે. કેટલાંક ચાપડાં અમે કાઢીને ઊલટી બાજૂથી બાંધ્યાં. વીજળીના પ્રકાશે મારા આંગણામાં થયેલા વિનાશનો ઢેર દેખાડ્યો. ઝાડોના પડવાથી વાડ તદ્દન ભાંગી ગઈ હતી. આંબાની મોટી મોટી ડાળો તૂટી પડી હતી, અને જ્યાં જુઓ ત્યાં નારિયેળ પગે અથડાતાં હતાં. પૉર્ચમાં અમે પહોંચ્યાં ન પહોંચ્યાં ત્યાં તો પાછો અમારા ઉપર પવને ફૂંફાડો માર્યો. રાતનો બાકીનો ભાગ અમે બેસીને જ કાઢ્યો. તોફાનના અવાજમાં વાતો કરાય એમ તો હતું જ નહીં. ક્વચિત્ બેચાર શબ્દો બોલીએ એટલું જ. શાગ અને મૅમિ અમને વળગીને બેઠાં હતાં.

સવારે વરસાદ બંધ પડ્યો. અમે બહાર નીકળીને જોયું. ખરું નુકસાન બહુ થોડું થયું હતું, તે જોઈ ખુશ થયાં. છાપરું કોઈ કોઈ જગ્યાએ ખસી ગયું હતું, કોઈ જગ્યાએ ઊખડી જ ગયું હતું, અને એક

એ જગ્યાએ ઘરની બાજૂ પરની ગૂંથેલી ઝાવલી ઊડી ગઈ હતી. નારિયેળીઓને સૌથી વધારે નુકસાન પહોંચ્યું હતું. કેટલીક તો, જાણે વીજળીના થાંભલા ઊભા કર્યા હોય તેમ, પાન વિનાનાં કેવળ ઠૂંઠાં બની ગઈ હતી. બધી જાતનાં ભંગાર, પાંદડાં, ડાળાં, નારિયળ અને લાકડાંથી ચોપાટી અને આંગણુ છંટાઈ ગયાં હતાં. એક હલ્લેસા હોડીનો ભાગ મારા હરિયાળુ (લૉન) સામે જ ઘસડાઈને આવેલો હતો. મેં તે તપાસી જોયો. તે મારી હોડી નહોતી.

અમે ધીમે ધીમે કોઢીઆમમાં ફર્યા, ક્યાંક ક્યાંક મારા ઘર કરતાં વધારે નુકસાન થયેલું હતું. પણ એકંદરે કુલિયન ઠીક ટક્યું કહેવાય. કોઈનું મરણ નીપજ્યું નહોતું. એક રોગીના ઘરની બાજૂ તેના પર આવી પડવાથી તેને જરા સખત ઈજા થઈ હતી. વિસેન્ટિ નાસી છૂટયાની વાત કારમને સવારે સાંભળી. તેણે તે શાંતિથી સહી. એ તોફાનમાંથી બચી નહીં શક્યો હોય એમ તે સમજી ગયેલી મને જણાઈ. બીજા કોઈએ તેનો શોક ન કર્યો. એની નાની ટોળી વિખરાઈ ગઈ. એક તો નેતાને જેલ થતાં વેંત બળવો ભાંગી પડ્યો હતો, તેમાં વળી આ વાવાઝોડાને કારણે એમનો નેતા પણ લોપ થયો હતો. આ બેવડી ચેતવણી સામે તેઓ ટકે એમ નહોતું.

તોફાન પછી બીજે દિવસે કારિટાની સ્ટીમર આવી. કારિટા અને કારમનને વળાવવા માટે બાલાલાના ધક્કા પર જવાની ટૉમસને અને મને વડાએ ખાસ પરવાનગી આપી. અમે ત્યાં પહોંચ્યા ત્યારે તે બન્ને આવી પહોંચેલાં જ હતાં.

કારિટાથી વિખૂટા પડવું મારે માટે કષ્ટદાયક હતું. તેની આંખો પરથી તેની યે એ જ દશા હતી એમ હું જોઈ શકતો હતો. સ્ટીમર દેખાતી બંધ થઈ ત્યાં સુધી તે તૂતક પર ઊભી ને રૂમાલ હલાવતી રહી. થોડા દિવસ પછી તેનો કાગળ આવ્યો કે મનીલાથી બહુ અંદરના ભાગમાં અને કુલિયનથી તો ઘણે દૂર મિન્ડાનાઓમાં કામ કરવા માટે તેની બદલી થઈ છે. એ કાગળ આવ્યો ત્યારે મને લાગ્યું કે, કદાચ હવે તેને મળવાનું કદી નહીં થાય.

## ૩૧

# વહાલો મારો દેશ !

વૉલ્ટર સિમ્પસન કોઢીસ્તાન છોડી જતા હતા. ઘણા વખતથી તેમની તબિયત લથડી રહી હતી. એમને મૂત્રગ્રંથિ (કિડની)માં સોજો હતો. ઘણા કુષ્ટરોગીઓને આ વિકાર થાય છે. છતાં એ કામ કર્યે જતા હતા. એમની ચીવટ મને ચકિત કરતી. મનીલામાં એક જાતનો મગજનો તાવ (encephalitis) ફાટી નીકળ્યો હતો. કોણ જાણે કેમ કુલિયનમાંયે તેના કેટલાક કેસ થયા. સિમ્પસન પણ તેમાં સપડાયા. એણે સાનલાઝારોમાં પોતાની બદલી કરવા માગણી કરી. ત્યાંના એક લશ્કરી દાક્તર પર તેને બહુ વિશ્વાસ હતો. તે પોતાનું ગાડીભાડું ખરચી શકે એમ હતું, તેથી પરવાનગી તુરત જ આવી. પણ તેમનો રોગ જીવલેણ નીવડ્યો. તે સાન-લાઝારોમાં ત્રણ મહિના જીવ્યા. ત્યાં જ તેમનું અવસાન થયું.

મારી ઉપર બે કામ આવી પડ્યાં. તુરતમાં સિમ્પસનની જગ્યા પૂરવી, અને માણસોને એવી કેળવણી આપવી કે જેથી તેઓ કારખાનું તથા માછીધંધો તેના વિના અને છેવટે મારાયે વિના ચલાવી શકે. મેં ખૂબ વિચાર કર્યો. પછી અમારા કામદારોની સભા બોલાવી. જ્યારે બધા ભેગા થયા, ત્યારે મેં જાણ્યું કે તેઓ પણ કેટલાક વખતથી આ બાબતનો જ વિચાર કરતા હતા.

મારે માટે આ આંખ ઉઘાડનારી બાબત હતી. હું ધારતો હતો તેના કરતાં લોકોની દૃષ્ટિએ હું વધારે નબળો દેખાતો હઈશ. . . અમે ઠરાવ્યું કે, વૉલ્ટર સિમ્પસનની જગ્યા જોઝિ કૂઝે લેવી અને વિકટર કાબિસાને તેના મદદનીશ તરીકે કામ કરવું. આ બંને માણસો મને તેમ જ બીજા શૅરહોલ્ડરોને તદ્દન સંતોષકારક પુરવાર થયા. મારા પોતાનાં—નામું તથા આર્થિક ગણતરીનાં—કામમાં ટોમસને મારા મદદનીશ તરીકે રીતસર નીમવામાં આવ્યો.

આ મીટિંગ પછી થોડે દિવસે ડૉ. બૉન્ડે મને દવાખાને મળવા બોલાવ્યો. આ તેડાથી મને અજાયબી લાગી, કારણ કે હું નિયમસર ઉપચારો લેતો હતો અને આગલે જ દિવસે મારી તપાસ થઈ ગઈ હતી. હું તુરત જ મળવા ગયો. તેણે કહ્યું :

"નેડ, મેં તમારું કાર્ડ આજે તપાસ્યું. તમને જણાવતાં મને દિલગીરી થાય છે કે, તમારું હૃદય જોઈએ તેવું કામ દેતું નથી."

"માઠામાં માઠું જે હોય તે કહી દો. મારે સાચેસાચી સ્થિતિ જાણવી જોઈએ. ઘણું બગડ્યું છે શું?"

"વિશેષ સારું તો ન જ કહેવાય, વહાલા ભાઈ. સાધારણ કામકાજ કરવાને હરકત નથી. પણ થાક લાગે એવું હવે ન કરવું જોઈએ."

"શિકાર?"

"એ તો બને જ નહીં."

"જણાય છે કે રીતસરનાં કામોમાંથી તમે મને રજા આપવા માગો છો."

"સાવ એમ નહીં. માત્ર તમારે ઘણી સંભાળ રાખવી જોઈએ."

મારી જોડે તે દરવાજા સુધી આવ્યા.—"તમે સાંભળ્યું હશે જ કે યુ. સ્ટે. ના પ્રેસિડન્ટે બધું સોનું એકઠું કરવા હુકમ કર્યો છે?"

"ના. હું જાણતો નથી. આપણનેયે તે લાગુ પડે છે?"

"હા. મનીલાથી એક ઇન્સ્પેક્ટર આવનાર છે."

ઇન્સ્પેક્ટર આવ્યો ત્યારે હું પણ કેટલી રકમ મળે છે, તે જોવા સંસ્થાન કચેરીમાં ગયો. દાક્તરોએ ચેપનો સંભવ અટકાવવા માટે મોટા દરવાજાની આડે એક લાંબું ટેબલ ગોઠવી દીધું હતું. ઇન્સ્પેક્ટર અંદરની બાજુએ ટેબલ આગળ બેઠો. રોગીઓ જંતુનાશક પ્રવાહીના વાસણમાં સિક્કાઓ નાંખતા અને મોજાં પહેરેલે હાથે ઇન્સ્પેક્ટર તે ઊંચકતો. કોઢિસ્તાનનાં નાણાં સંપૂર્ણપણે જંતુમુક્ત કરવામાં આવતાં. જ્યારે હું પહોંચ્યો ત્યારે ઇન્સ્પેક્ટર કામે લાગી ચૂક્યો હતો. તે વરદી પહેરેલો, જાડા ચશ્માવાળો એક જુવાન હતો. ટેબલ પર સોનાના સિક્કાની ઢગલીઓ પડેલી હતી. સૂર્યકિરણો સાથે સ્પર્ધા કરે તેવી રીતે પાલીસ કરીને ચકચકિત કરેલા સિક્કા લોકોની પ્રિય વસ્તુઓ હતી. અમેરિકામાં

અપરિચિત એવા કેટલાક તરેહવાર સિક્કાઓ પણ હતા. એની કિમ્મત આંકતાં ઇન્સ્પેક્ટરને ખૂબ મહેનત પડતી હતી. કાચ વડે તે સ્પેનિશ ડબ્લૂન, એશિયાઈ મહોરો અને અજાણ્યા ટાપુઓનાં સોનાનાં ચકરડાં તપાસતો. કેટલાક સિક્કા હાથ ટંકશાળમાં છાપેલા જણાતા હતા.

ઇન્સ્પેક્ટર ચીમટા વડે સિક્કા ઉપાડતો, બેવડા ચશ્માથી તપાસતો, તોળતો અને પછી કેટલાંક પુસ્તકો જોઈ છેવટે નિર્ણય આપતો. કામ ચાલતું થયું, તેમ તેમ તેને આત્મવિશ્વાસ આવવા લાગ્યો. કોઈ દરદીએ તેના નિર્ણય પર શક લીધો નહીં. તેઓ તેના નિર્ણયથી સંતોષ પામતા હતા, અને સોનાના સિક્કાના બદલામાં મળેલાં કોઢીસ્તાનનાં 'નાણાં લઈને ચાલતા થતા હતા.

ઇન્સ્પેક્ટરને સિક્કાઓની જ કિંમત આંકવી પડતી નહોતી. પ્રેસિડેન્ટે સોનાની માગણી કરી હતી, માત્ર સોનાના સિક્કાની નહીં. બારણાં પાસે છાપરા નીચે મૂકેલી મારી ખુરસી પરથી મેં જાસિલ્ડોને ટેબલ પાસે આવતો જોયો. અભિમાનપૂર્વક તેણે સોનાનો અમેરિકન 'ઇગલ' (દશ ડૉલરનો સોનાનો સિક્કો) અને અઢી ડૉલરની કિંમતનો એક નાનો સોનાનો સિક્કો ટેબલ પર મૂકયા. એ નાના સિક્કામાં એક કાણું હતું, જે પરથી જણાતું હતું કે, કોઈ નાના બાળકના ગળામાં પહેરાવવા માટે તેનો ઉપયોગ થયો હશે. . . . તેની પછી મારશિયા આવી. તે મારા એક કામગારની દીકરી હતી. હું તેને એક છીછરી બાઈ માનતો હતો. પણ તે મલકાતે ચહેરે આવી અને પોતાનાં ગરદન, કાંડું, અને બાવડું. તથા કાનમાંથી માળાઓ, બંગડીઓ, વાંક, એરિંગ વગેરે કાઢવા લાગી. તે બોલી :

"હું અહીં આવી તે પહેલાં મારું લગ્ન કરેલું હતું. મારા ભાવિપતિએ આ બધા ચીજો મને ભેટ આપી છે. આટલું પૂરતું થશે ને?"

ઇન્સ્પેક્ટરે ચોખવટ કરી : "તમારે ઘરેણાં આપવાની જરૂર નથી, બાઈ. અલબત્ત જો તમારે તે કાઢી નાંખવાં હોય તો અમે તે બહુ ખુશીથી લેશું."

મારશિયાએ દૃઢતાથી જવાબ દીધો, "હું આપવા જ ઇચ્છું છું. એ ખરું છે કે મને ઘરેણાં બહુ ગમે છે, પરંતુ એ પણ એટલું જ ખરું છે કે મારા પિતાને અને મને આ બેટમાં ઘણી મદદ અને સુખ મળ્યાં છે. જો અમેરિકાને સોનાની જરૂર હોય તો અમે તે મોકલવા ઇચ્છીએ છીએ."

ઇન્સ્પેક્ટરે ખોંખારો કર્યો: "અલબત્ત," અને કોઢીસ્તાનનાં નાણાં ચૂકવવા માંડ્યાં. તેની પાછળ ટૉમસ ઊભો હતો. તેણે પોતાની પૂંજી ટેબલ પર મૂકી: એક તૂટેલું લૉકેટ હતું. ટૉમસને તેની પૂજ્ય માતુશ્રીએ તે મોકલેલું. એક કાળે તેમાં એનાં માતાપિતાની છબીઓ પણ હતી. હવે તે ખાલી પડ્યું હતું. છબીઓને ટૉમસે ક્યાંક બીજે સાચવી હતી. તે ઉપરાંત પાંચ ચળકતા સોનાના ઇગલ (એટલે, પચાસ ડૉલર) મૂક્યા.

ઇન્સ્પેક્ટરની આંખ વહેમાઈ: "આટલા તમારી પાસે ક્યાંથી આવ્યા?"

"મનીલાવાળા મિ. પિટ બ્રાન્ટે મને લગ્નના ચાંલ્લા તરીકે તે મોકલ્યા હતા. મિ. બ્રાન્ટ અહીં બેઠેલા મિ. નેડ ફરગ્યૂસનના મિત્ર થાય છે. હું મિ. ફરગ્યૂસનનો કારભારી છું."

"બધું સાચું છે, ઇન્સ્પેક્ટર," મેં ખાતરી આપી. "મિ. બ્રાન્ટે સીયોરા કારિટા ટૉરેસ જોડે આ ઇગલો મોકલ્યા હતા."

"આભાર, મિ. ફરગ્યૂસન. વાહ, જુવાન, તમારી પાસે તો સારો અવેજ છે."

ટૉમસ ગયો. એની આંખો ખુશ હતી. . . . માણસો આવતાં જ ગયાં, આવતાં જ ગયાં. બાળકોના દાગીના લઈ માતાઓ આવી, સિક્કા લઈને તરુણો આવ્યા, ઘરેણાં લઈને તરુણીઓ આવી. આ બધું જોઈ, એક અમેરિકન તરીકે મારું હૃદય ભરાઈ આવ્યું. મારી નાનકડી પૂંજી ટેબલ પર મૂકતાં મને શરમ લાગી. સોનાની ચીજ-વસ્તુનો મેં વિચાર જ કર્યો નહોતો. પણ મેં મારું ઘડિયાળ કાઢી આપ્યું. એક બીજું ઘેર હતું જ. આ મારા પિતાનું હતું. આ આપવાથી તેમને

આનંદ જ થયો હોત. બદલામાં મળતી કોઢીસ્તાનનાં નાણાંની મારી ઢગલી મેં ઉપાડી.

"મારા પર એક મહેરબાની કરશો, ઇન્સ્પેક્ટર? આ બધું પૂરું થાય ત્યારે કેટલું થયું તે જાણવાની મારી ઇચ્છા છે."

"કાલે બપોરે બતાવી શકીશ. અલબત્ત તમને કહેવામાં વાંધો નથી, મિ. ફરગ્યુસન."

બીજે દિવસે હું મારા પહેરણનાં છાતી અને બાંયનાં સોનાનાં બટન લઈને પાછો ગયો. બીજાંઓનું પૂરું થાય ત્યાં સુધી ખોટી થયો. મારા સિક્કા મેં ઉપાડયા ત્યારે ઇન્સ્પેક્ટર હસીને બોલ્યો:

"સરવાળો છ હજાર પેસોથી કંઈક વધારે થશે."

ત્રણ હજાર ડૉલર!— આ બધું સોનું કુલિયનના કોઢિયાઓ તરફથી વૉશિંગ્ટનની સરકારી તિજોરીમાં ગયું.

*

ત્યાર પછીને વર્ષે સાન-લાઝારોમાં મને દોરનાર ડૉ. રાવિનોની કુલિયનમાં બદલી થઈ. કાળે તેમના પર ઝાઝી અસર કરી નહોતી. એ વધારે જાડા બન્યા હતા. અને માથે ટાલ પડવા માંડી હતી. પરંતુ સ્ફૂર્તિ જુવાનના જેટલી જ હતી. અહીં આવી ગયા પછી થોડા જ દિવસમાં તે મને મળવા આવ્યા. એમની મિત્રતા મને આશીર્વાદ રૂપ થઈ પડી. કેમ કે, એમના તેમ જ ડૉ. બૉન્ડના સઘળા પ્રયત્નો છતાં હું ઝપાટાબંધ લથડતો જતો હતો. મેં જીવનભર સેવેલું સ્વપ્ન હવે ખલાસ થયું હતું. વરસો પૂર્વે જે દિવસે હું આગગાડીમાં બેસીને ઘેરથી નીકળ્યો અને ઘરને મારાથી દૂર સરી જોતાં જોયું, તે દિવસથી, રાત અને દહાડો, તે સ્વપ્ન મારી સામે તરવરતું રહ્યું હતું. તેમાં હું પોતાને સાજો થઈને ફરી ઘેર ગયેલો અને કોઈને પણ જોખમમાં નાંખ્યા વિના, કોઈ પણ જાતની ધાસ્તી કે શરમ વિના, છૂટથી હરતોફરતો અને સ્પર્શ કરતો પોતાને કલ્પતો હતો. એ સ્વપ્ન હવે ખલાસ થયું. લગભગ પા સદી હું કોઢિયો રહ્યો.

ઘણી રાત્રીઓ હું પોર્ચમાં એકલો બેસી રહી ગાળતો. ભૂલ્યો; સાવ એકલો નહીં, કારણ મારી જોડે જ ઘરડાં થયેલાં શાગ અને

એમિ મારાં હંમેશનાં સાથી હતાં જ. અનેક વાર દરિયાનાં ચમકતાં પાણી પર જોતો રહી હું કકડે કકડે મારું આખું જીવન ફરીથી તપાસી જતો. — આ એકાંત જિંદગીમાં મેં મારું જીવન-યુદ્ધ જારી રાખ્યું હતું. પૈસાની બાબતમાં હું અહીંના લોકોની કે બહારનાયે લોકોની દૃષ્ટિએ બહુ નિષ્ફળ નીવડેલો ન ગણાઉં. કારખાનાંઓમાંનો મારો ભાગ અને મારી રોકડ રકમ મળી ચાળીસ હજાર પેસો મારી પાસે હતા. જે જમીન પર મારું ઘર હતું, તે મારી નહોતી. તે સરકારી હતી, પણ ઈમલો મારો હતો. એટલે કે વીસ હજાર ડૉલર અને એક ઘરનો હું માલિક હતો.

યુ. સ્ટે.ના મારા કસબામાં કોઈ માણસ કોઈની વિશેષ મદદ વિના જીવન ગુજારી પોતાનું ઘર બાંધે અને વીસ હજાર ડૉલર ભેગા કરે, તો તેને કોઈ નિષ્ફળ નીવડેલો નહીં ગણે. જે સમાજમાં હું વસતો હતો, તેની દૃષ્ટિમાં હું એક સામાન્ય નાગરિક જ નહીં, પણ પ્રતિષ્ઠાપાત્ર પુરુષ પણ લેખાતો હતો. એ ખરું કે એ બધો કોઢીઓનો જ સમાજ હતો. પણ તે જ કારણસર તેની કેટલીક વિશેષતાઓ પણ હતી. સાધારણ માણસને, જેની વચ્ચે એ રહે છે, તે સમાજ પ્રત્યે કેટલાંક કર્તવ્યો પણ બજાવવાં પડે છે. અહીં અમે એક સિવાય બીજાં બધાં કર્તવ્યોથી મુક્ત હતાં. માત્ર એક જ કર્તવ્ય અમારા સૌ પર સરખે ભાગે લાગુ પડતું હતું. તે, ગમે તે થાય તોયે, રોગ સામેની લડત ચાલુ રાખવાનું. એ સિવાય પોતે હોય તે કરતાં વધારે સારા દેખાવાનો ડોળ કરવા માટે અમારા સમાજમાં કંઈ જ સબળ કારણ નહોતું. પોતાના વિચાર મુજબ ન વરતવાનો વિચાર કરવાની એને જરૂર નહોતી. મહારોગી તરીકે તે બંધનમાં હતો. પણ તેના મહારોગને લીધે જ સામાન્ય લોકોને નથી હોતી તેવી એને કેટલીક વિલક્ષણ અને સાચી સ્વતંત્રતા પણ હતી. આવા સમાજમાં હું પ્રતિષ્ઠિત હતો, તેનો અર્થ એ કે મારા ગામલોકો મારાં કામો અને વિચારોને આદર આપવા જેવાં સમજતા હતા, અને તે આદર તેમણે મને આપ્યો પણ હતો.

આટલા યશ ઉપરાંત મેં મારા ઘરમાં સુંદરતા પણ ઉમેરી હતી. હું માનું છું કે આવી સુંદરતા વિના મનુષ્યત્વ ફાલી જ ન શકે. આ

મારું પ્રિય ઘર, જે મારું તેમ જ મારા મિત્રોનું નંદનવન હતું, અંત સુધી મારી પાસે જ રહેશે. હું અહીં જ મરી શકું અને, જીવતો કે મરેલો; મારા મિત્રો વચ્ચે રહી શકું.

પણ, એક રાત્રે એકાએક જ મને પૂર જોશમાં ઊગી આવ્યું કે મારે હવે અહીં રહેવું નથી. હું હવે માંદો, ઘરડો અને થાકેલો છું. મને ઘેર જવા તીવ્ર ઇચ્છા થઈ. ત્યાંનાં ખેતરોમાં ઊગતા સૂર્યને, ત્યાંની ટેકરીઓ પર ચરતાં ગોધણને, ત્યાંનાં ખેતરોમાંનાં કિસાનઘરોની આજુબાજુની તરુકુંજોને, ત્યાંની લાંબી લાંબી — કોણ જાણે ક્યાં સુધી પહોંચતી — સફેદ અને સ્વચ્છ સડકોને, ત્યાંના સરિયામ રસ્તા પર ભીડ કરીને ઊભેલાં ધુમાડો કાઢતાં કારખાનાંઓ અને રાતી ઈંટની વખારોને જોવાની મને ઉત્કંઠા થઈ. બસ, મારે હવે દેશ જોઈએ. મારા જાતભાઈઓને, મારા પોતાના દેશીઓને મારે જોવા છે. એવી અફવા સંભળાતી હતી કે ફિલિપાઈન પરથી હવે તારા–પટ્ટાનો ( અમેરિકાનો ) વાવટો ઊતરી જવાનો છે, અને લશ્કર તથા આરમાર પાછાં સ્વદેશ ચાલ્યાં જવાનાં છે. મને પણ સ્વદેશ ચાલ્યા જવા તીવ્ર ઉત્કંઠા થઈ.

પહેલી જ તકે મેં બૉન્ડને મારી ઇચ્છા જણાવી.

“ તમારી વાત હું સમજી શકું છું, નેડ. હું તમને કશી મદદ કરી શકું એમ છું ? ”

“ હા. તમે વિન્ટનને કારવિલ ખાતે મારી બદલી કરવાની વ્યવસ્થા કરવા લખો એમ ઇચ્છું છું. ”

“ અલબત લખીશ. આજે જ. ”

જવાબ આવતાં કેટલાક મહિના નીકળી ગયા. બૉન્ડ જાતે ખબર લાવ્યા. “ વિન્ટને અમેરિકાના આરોગ્યખાતા અને લશ્કરખાતા સુધી પહોંચી બધું ગોઠવ્યું. તે પ્રમાણે બધી વ્યવસ્થા થઈ ગઈ છે. તમે અહીંથી મનીલા જશો, અને ત્યાંથી એક લશ્કરી વહાણ તમને સાનફ્રાન્સિસ્કો પહોંચાડશે. ત્યાંથી આગગાડીમાં કારવિલ. લશ્કરી વહાણ આવતા મહિનાની પંદરમીએ ઊપડવાનું છે. . . . હું દિલગીર છું, નેડ, કે તમને વળાવતી વખતે હું હાજર નહીં હોઉં. મારે આવતી

કાલની સવારની મેલ સ્ટીમરમાં હિંદુસ્તાનની એક પરિષદમાં હાજરી આપવા ઊપડવાનું છે."

તે ઘણા કલાક મારી પાસે બેઠા. અમે ઘણાં કામો ભેગાં મળી કરેલાં, તેની વાતો કરી. વિદાય લેવાનો વખત આવ્યો ત્યારે બંનેનાં હૃદય એટલાં ભરાઈ આવ્યાં કે એ વિધિ લંબાવી શકાય એમ નહોતું.

"અલવિદા, જેક."

"અલવિદા, નેડ. તમારું કુશળ થાઓ."

વિન્ટનના પત્રથી ઉત્તેજિત ન થાઉં એટલો હું હજુ ઘરડો, માંદો કે શ્રાંત થયો નહોતો. મારાં મન અને શરીરમાં તેણે નવો ઉમંગ ભર્યો. વહાલો મારો દેશ! તે મને પાછો તેડાવી રહ્યો છે; મારું લશ્કર, પોતાના રક્ષણ નીચે, મને પાછો તેડી જાય છે; મને આ દેશનિકાલમાંથી પાછો મારે દેશ પહોંચાડવામાં આવે છે; હવે હું મારી પ્રિય જન્મભૂમિમાં જવાનો!

## ૩૨

# અલ્વિદા, કુલિયન !

સ્વદેશયાત્રા શરૂ કરવા માટે મારે બપોરે લોકલ સ્ટીમરમાં ઊપડવાનું હતું. આગલી રાત્રે હું બહુ ઊંઘ્યો નહોતો. ગામમાં ચાલતા સંગીતના ઝંકારને સાંભળતો હું કલાકો સુધી પથારીમાં પડી રહ્યો હતો. ચંદ્ર ઊગેલો હતો અને તે આથમ્યો ત્યાં સુધી હંમેશની જેમ ગીતો ગવાતાં રહ્યાં. શાગ અને મૅમિ બેબાકળાં થઈ આંગણામાંથી ઘરમાં અને ઘરમાંથી આંગણામાં જાઆવ કરતાં હતાં. એક વાર શાગ આવીને મારી પથારી આગળ ઊભો અને મચ્છરદાનીમાંથી મારી સામે તાકી રહ્યો. શું આટલી લાંબી મુદતના મારા એ વફાદાર સાથીઓ મારો વિચાર જાણી ગયા હશે? બંને ઘરડાં થયાં હતાં, અને મૅમિ માંદી હતી, તથા લગભગ જીવનને કિનારે પહોંચી ગઈ હતી. એમનું શું કરવું તે ઠરાવતાં મને બહુ વાર લાગી. ડૉ. રાવિનોએ મને રસ્તો સુઝાડ્યો. મૅમિ હવે ઝાઝું જીવે તેમ હતું જ નહીં. તેનો આજીવન સાથી શાગ તેની પાછળ બહુ દિવસ કાઢી ન શકે. તેથી જતાં પહેલાં મારે તેમને ઊંઘાડી દેવાં. પણ આ પ્રસંગ હૃદયવિદારક નીવડવાનો હતો.

પૉર્ચમાં ટૉમસ મારા નાસ્તાનું ટેબલ તૈયાર કરી રહ્યો હતો. તે ચપળતાથી, નરમાશથી અને ચૂપકીદીથી હાલચાલ કરતો હતો. હું જોઈ શકતો હતો કે એ ચોરીથી આડી નજરે મારા તરફ અવારનવાર જોયા કરતો હતો અને તેની આંખોમાં ઝળઝળિયાં હતાં. ભૂરી રકાબીઓ ટેબલ પર ગોઠવતાં તેના હાથ ધ્રૂજતા હતા. એક તબકમાં ભૂરા ઑરકિડનો ગુચ્છો હતો.

"સાહેબ નાસ્તો !" તેનો અવાજ બંધાઈ ગયેલો હતો. ઠંડકથી ચળકતી પીળી કેરીને હું હાથમાં ફેરવવા લાગ્યો. એણે મારી ભાવતી બધી વાનીઓ રકાબીઓમાં પીરસી હતી પણ હું બહુ જ થોડું ખાઈ શક્યો. બગીચા ભણી હું તાકતો બેઠો. વાડ પાસેની ઊંચી જાસ્વંદી

પર રાત્રીની ઠંડકનાં ચિહ્નો હજુ પરખાતાં હતાં. ટૉમસે મળસકામાં પાયેલાં પાણીથી અમરવેલી નીતરી રહી હતી. તાડનાં પાંદડાં હાલીને વરસાદના જેવો અવાજ કરતાં હતાં. સવારના પડછાયાઓમાં કુલિયનનો દરિયો ઘનશ્યામ જણાતો હતો. સૂર્ય જેમ જેમ ઊંચો ચડતો હતો, તેમ તેમ કોરનનું શિખર સોનેરી રંગ પકડતું જતું હતું. થોડી વારમાં દિવસ પૂરેપૂરો નીકળશે. થોડી વારમાં ઉષ્ણ દેશની ઠંડક પશ્ચિમ તરફ હટતી જશે, અને ઉષ્ણ દેશની ગરમી દરિયાની ભરતીની જેમ બધે ફરી વળશે. કુલિયનનો મારો છેલ્લો દિવસ શરૂ થઈ ગયો હતો.

*

કેટલીક બાબતો મેં છેલ્લી જ ઘડીએ કરવાની ઠરાવી હતી. મૅન્સન અને ફાધરને મારે મળવાનું હતું. તેમણે બંનેએ મારા હિતાર્થે ઘણું ઘણું કર્યું હતું. મારો ખ્યાલ છે કે મૅન્સન મને પોતાના પંથમાં જોડાયેલો માનતા હતા. એક રીતે તે સાચુંયે હોય. કેટલાક સંસ્કારો મારા જીવન જોડે લાંબો વખત સુધી વળગીને રહેલા હતા, કેટલાક તે ઘડીએ — દરવાજામાંથી બહાર પડતી વખતેયે — વળગેલા હતા જ. — મારી મોટર મેં જોઝિને આપી દીધી હતી. આ મુલાકાત માટે મેં ચાલીને જ જવાનું રાખ્યું.

કૂતરાં પાછળ હતાં જ. તેમને પાછાં ધકેલવાની મારી હિંમત ન થઈ. મેમિને માટે આ રખડપટ્ટી વધારે પડતી હતી, પણ તેની આંખમાં 'મને આવવા દો'ની મેં વિનંતી જોઈ. બંને જાણતાં હતાં કે હું એમને કોઢીગ્રામમાં મારી સાથે કદી લઈ જતો નહોતો. . . . પણ તે સમજી ગયાં હતાં કે આજનો પ્રસંગ જુદો હતો. રિઝાલ (સ્વાતંત્ર્ય) ચોકને રસ્તે અમે ત્રણે ઊપડ્યાં. જ્યાં જ્યાં ઝાડપાનની વચ્ચેથી ખાલી ભાગ દેખાય, ત્યાં તો હું પાછો ફરી અંદરને જોવા માટે ઊભો રહેતો. સૌંદર્ય ! રાત ને દિવસ, દિવસ ને રાત મેં આ સૌંદર્ય નિહાળ્યું હતું. . . . રસ્તો વંકાયો અને પ્રૉટેસ્ટન્ટ ચર્ચની પાસેથી નીચે ઊતર્યો. હું ધીમે ધીમે ચર્ચની પગથીઓ ચડ્યો. મૅન્સનનો મદદનીશ લીઑન બારણામાંથી નીકળી રહ્યો હતો.

" મંગળપ્રભાત, મિ. ફરગ્યૂસન. અમને તમારી ઘણી ખોટ પડશે."

"આભાર, લીઓન. ગુરુજી અંદર છે ?"

"તેઓ દેવળમાં છે. અંદર પધારો."

આ ઊંચા છાપરાના દેવળમાં કેવી ખુશનુમા ઠંડક હતી! એના મંદ પ્રકાશમાં ખુરસીઓ અને વેદીની આછી રૂપરેખાઓ દેખાતી હતી. મેન્સન વચલી ભાગમાં થઈને આવ્યા.

"તમે આવ્યા તેથી રાજી થયો, નેડ. તમારો પ્રવાસ સુખી અને સલામત નીવડે એવી પ્રાર્થના કરવા હું સવારે અહીં આવ્યો હતો."

મારી જીભ ભારે થઈ ગઈ. શાગને માથે હાથ રાખી મેં બોલવા પ્રયત્ન કર્યો. પણ એમણે જ ચાલુ રાખ્યું: "આ તમારે માટે કંઈક છે. હું છેલ્લી વાર મનીલા ગયો ત્યારે તમારે માટે જ લાવ્યો હતો. મારાથી અપાય એવી સારામાં સારી ભેટ આ જ છે: બાઇબલ."

મારા વિરૂપ થયેલા હાથમાં તેમણે એક ઝીણા કાગળમાં વીંટાયેલો પૂઠાંનો ડબ્બો મૂક્યો. મેં તોતડાતી જીભે આભાર માન્યો. મારી લાગણીવશ સ્થિતિ તે સમજી ગયા અને, તેથી, જાણતા હોવા છતાં, પૂછ્યું કે સ્ટીમર કેટલે વાગે ઊપડશે. અમે 'અલવિદા' કરી ન શક્યા. એ શબ્દ મોંમાંથી નીકળે જ નહીં. પળભર મૅન્સને મારા ખભા પર હાથ મૂક્યો. બસ, એટલું જ.

કૅથલિક દેવળનો રસ્તો લાંબો હતો. આખે રસ્તે માણસો હતા. સર્વે મારા મિત્રો બનેલા. તેઓ માથું હલાવતા, હસીને 'મંગળ-પ્રભાત' કરતા, અને પોતાની લાગણીને મૌનમાં દબાવી દેતા. વાતો કરવા કોઈ ઊભું ન રહેતું એ સંતોષની વાત હતી. મારાથી આ ઝાઝું સહેવાય એમ નહોતું. મારો સાદ તો જાણે ચાલ્યો જ ગયો હતો. તેથી, જવાબમાં માત્ર માથું નમાવી, હાથ હલાવી હેત દેખાડી શક્યો. છેવટે દેવળે પહોંચ્યો અને તેની લાંબી-પહોળી પગથીઓ ચડવા લાગ્યો. ઉપરથી એક દિલખુશ અવાજ સંભળાયો. મેં ઊંચે જોયું. પાદરી મળવા આવવા માટે નીચે ઊતરતા હતા. એમનો લાંબો ઝભ્ભો એમના પગમાં લફરતો હતો.

"નેડ કે? લુચ્ચા! ખાસ મુલાકાત લીધા વિના જવું નહોતું એમ ને? હવે શું દારૂની પ્યાલી માટે આવ્યો છે કે આ ડોસાને

મળવા ?" એમણે મને હેતભર્યો ચીમટો લીધો. "શું ધારે છે, કાફર ? મેં સવારના પહોરમાં તારે માટે જપ કર્યો છે."

મારા ગળામાં ડૂમો ભરાયો. મેં કરેલાં કામોની એમણે વાતો કરી. યોગ્યતા કરતાં તેમણે મને વધારે શ્રેય આપ્યું. આટલાં વરસોમાં હું બીજા પંથનો હોવાને લીધે એમના મનમાં કદી ભેદભાવ આવ્યો નહોતો. બીજો પંથ ? તે ક્ષણે મને સમજાયું કે સર્વે પંથો આખરે એક જ છે.

હું તે કહેવા મથ્યો. પણ મારો અવાજ ધ્રૂજવા લાગ્યો. મારા કરતાં તેમને પોતાની લાગણીઓ પર વધારે કાબૂ હોવાથી તે હસ્યા. "ચલે જાઓ, અબ ! સીધો ચાલજે ત્યાં; નહીં તો પગમાં બેડી ઘાલીને પાછો પકડી લાવીશ," એમ કહી તે ઝપાટાબંધ ચાલતા થયા અને રસ્તે પડ્યા.

અડધી જિંદગી જ્યાં ગઈ, તે સ્થળને છોડવાનુ કામ કાંઈ સહેલું નહોતું. હું ડૉ. ટાબોરાડાની ઑફિસ તરફ જવા લાગ્યો. પાદરીએ કહેલી કેટલીક વાતો સાચી હતી. મેં અહીં કંઈક ઉપયોગી કામ કર્યું હતું. જે રસ્તેથી હું ચાલતો હતો તેને રોશની આપનારી વીજળી, જે ખોરાક અહીં ખવાતો હતો તેને સાચવેલો અને ઠંડો રાખનારું બરફ, જે વિવિધ સગવડો અહીં મળતી હતી તે પૂરું પાડનારું દરિયા કિનારા પર ધણધણતું કારખાનું — આ બધું નિર્માણ કરવામાં મેં આગળ પડતો ભાગ ભજવ્યો હતો. અસ્તુ. મારા વિનાયે તે કારખાનું ચાલશે. મેં જોઝિને બરાબર તાલીમ આપીને તૈયાર કર્યો હતો.

દરિયા પરનો નીચેનો રસ્તો મેં લીધો. અમે ત્રણે — મારાં કૂતરાં અને હું — સાવ થાકી ગયાં.

દરવાજા આગળનાં મોટાં વૃક્ષો નીચે ઠંડક હતી. ખોરાક લાવવાનો આ સમય હતો. લોકો ટિકિટો પકડી પોતપોતાનો ભાગ લેવા ઊભેલા હતા. જે થોડા માણસો રસ્તા પર મળેલા તે શરમાળ હતા. પણ અહીં તેમને સમૂહબળ હોવાથી હિંમત આવી હતી. દવાખાનામાં પેસતાં જ કેટલાકે મને બૂમ પાડી.

"મને તમારી જોડે અમેરિકા લઈ જશો મિ. ફરગ્યૂસન ?"

"કુલિયનમાં જ રહી જાઓને, ભાઈ!" "કોઈક વાર તો પાછા આવજો," ઇત્યાદિ ઇત્યાદિ.

મુખ્ય કારકુનના ઘર આગળ આવ્યો ત્યારે મિસિસ વિલ્લાએ પોતાના વરંડામાંથી જ બૂમ પાડી: "ખુશ-સફર મિ. ફરગ્યૂસન! હું ઇચ્છું છું કે અમે પણ અમેરિકા જતાં હોત." . . . ઑફિસ આગળ ઊભેલો ચપરાસી ગરજી ઊઠ્યો: "ફતેહ કરો, મિ. ફરગ્યૂસન!"

ફૂલોના નાના રોપાઓની હારવાળી ગલીમાં થઈને ફૂતરાં અને હું સરકારી મકાન પર ગયા. ડૉ. ટામ્બોરાડા એમની ઑફિસમાં બેઠા હતા. તે પોતાના સ્વચ્છ ધોળા પોષાકમાં હતા, અને બારી પાસે ટેબલ પર નીચી દૃષ્ટિએ કામ કરતા હતા. હું બોલું તે પહેલાં જ તેમણે ઊંચું જોયું અને લાગલા જ બારી આગળ આવ્યા.

"શું ખબર છે, નેડ?"

કારખાનાંઓ વિષે કેટલીક છેલ્લી વ્યવસ્થાઓ કરવાની હતી. તેની વાતો કરી. જોઝિ વ્યવસ્થા સંભાળવાને પૂરેપૂરો લાયક હોવાની મેં તેને ખાતરી આપી.

હું ત્યાં છું એની ખબર આખી ઑફિસમાં પહોંચી ગઈ, અને બીજા સરકારી નોકરો પણ મને મળવા માટે બારીઓ પર આવ્યા. ડૉ. ટામ્બોરાડાએ એક નાનકડું ભાષણ કરી મારાં કામોનાં વખાણ કર્યાં. બીજાઓએ તાળીઓ પાડી અને વિદાય પોકારી.

હું ત્યાંથી નીકળ્યો ત્યારે મારા મનમાં, અહીં જીવન ગુજારી આ જ જાતનું કામ કરી વિદાય લેનાર કોઈ નીરોગી માણસની તથા મારી વચ્ચે સરખામણી કરવા લાગ્યો. બે વચ્ચે એક જ ભેદ દેખાયો: મારી સાથે બારીને વચ્ચે રાખી વાતો થતી હતી!

કારખાનું દૂર હતું, પણ રસ્તો દરિયાને કિનારે સપાટ હતો. ચડાણ આવ્યું ત્યારે અમે ધીમે ધીમે ચાલ્યાં. મૅમિ થાકી હતી. મારી સૃષ્ટિ જેવા લાગતા એ સ્થળ આગળ આવતાં મારી લાગણીઓ ઊછળવા લાગી. યંત્રો ઘૂંઘૂં કરી રહ્યાં હતાં અને દરેક છોકરો પોતાને કામે વળગેલો હતો. પહોળી ફાડમાંથી ધોળા દાંત દેખાડતું જોઝિનું હમેશનું હસતું મુખ તેનો અહં-ભાર પ્રગટ કરી રહ્યું હતું. કારખાનાના

જૂના 'સરદાર'નું સ્વાગત કરતાં નવા 'સરદાર' તરીકે તેને કાંઇક મૂંઝવણ લાગી. હું આમતેમ ફર્યો. છોકરાઓ અંદર અંદર વાતો કરવા અને હસવા લાગ્યા.

"સાહેબ, આપની ઑફિસમાં આવશો ?" જોઝિએ વિનંતી કરી. હું હળવેથી ઓરડામાં પેઠો. હજુ સુધી તે મને મારો જ લાગતો હતો. મારું ટેબલ સાફ કરેલું હતું, અને તેની ઠીક વચ્ચોવચ કુલિયનના જીવનમાં ક્રાન્તિ કરનાર અમારા જૂના, — પહેલા — કારખાનાનું લાકડામાં કોતરેલું એક 'બાબારૂપ' (મૉડલ) ગોઠવેલું હતું. એ હૂબહૂ હતું, પણ એમાં એક વધારો હતો. તેના નાનકડા દરવાજા પર એક નાનકડું પાટિયું મૂકેલું હતું, અને તેના પર નીચેના અક્ષરો હતા :

"કોલોની ઇલેક્ટ્રિક પાવર ઍન્ડ ફ્રિઝિંગ કંપની
પહેલા શેઠ — નેડ ફરગ્યૂસન"

આ બાબારૂપ મારે માટે તૈયાર કર્યું હતું અને તે મારે અમેરિકા લઈ જવાનું હતું. તે અદ્ભુત કારીગરીનો નમૂનો હતું. હું મારા માણસો સામે ઊભો રહ્યો, અને વર્ષો સુધી મારી જોડે મહેનત કરનારા મારા મેલા, ખરડાયેલા, કોઢિયા ઇજનેરો અને કામગારો ઉપર મારી નજર ફેરવી. તેઓ મને સાંભળવાની વાટ જોતા ઊભા. મેં બોલવા માટે મોં ઉઘાડયું. કેમે કરી શબ્દ નીકળે જ નહીં. પછી ખૂબ જોર કરી ટેબલ પર હાથ અફાળી બરાડો પાડ્યો :

"જાઓ ! અહીંથી ભાગો. તમારે કામે વળગો !"

ખડખડાટ હસતા હસતા તેઓ વિખરાયા, અને હું અને જોઝિએ જ રહ્યા.

"તમે જશો ત્યારે આ સ્ટીમર પર પહોંચાડી દઇશ, સાહેબ," એણે કહ્યું.

*

હું પાછો ઘેર પહોંચ્યો ત્યારે 'ડૉન જુઆન' સ્ટીમરની સિસોટી દૂરથી ધીમી ધીમી સંભળાતી હતી. ભાગ્યે એક કલાક હવે બાકી હતો. મેં કૂતરાંઓને મારા સૂવાના ઓરડામાં બોલાવી લીધાં અને બારણાં બંધ કર્યાં. પછી હું ખાડો ખોદવા એકલો બહાર નીકળ્યો. ટૉમસ ક્યાંય

દેખાતો નહોતો. 'ડોન જુઆન' ડુંગરા પસાર કરી રહી હતી. હવે વખત નહોતો. મેં મૅમિને બહાર આણી, અને તેના પર હાથ થાબડતાં થાબડતાં તેને એક ઝીણી સોય લગાડી દીધી. ડૉ. રાવિનોએ મને ખાતરી આપી હતી કે કૂતરાંને તે સમજાશેયે નહીં અને અંત તાબડતોબ તથા શાંતિમય આવશે. પણ આટલો તાંબડતોબ!

મેં ખાડામાં તેનું શબ મૂક્યું અને ઉપર માટી ઢાંકી દીધી. મને ચક્કર આવતાં હતાં. પણ વિશ્રાંતિ લેવાને વખત નહોતો. શાગની પાસે ગયો. એના પર ઝૂક્યો, ત્યારે તેણે આંખો ઊંચી કરી, પાછી મીંચી દીધી, અને દીર્ઘ નિઃશ્વાસ લઈ પડ્યો. મારો છુટકારો પણ આવો જ થાઓ!

થોડી મિનિટ સુધી હું ખીલેલી જાસ્વંદીની નીચે માટીના ઢગલા તરફ જોતો બેઠો. ટૉમસ હજુ દેખાતો નહોતો. મારી ખાતરી હતી કે તે ક્યાંકથી બધું જોતો હતો. નાની સ્ટીમરે લાંબી સિસોટી મારી. તેનો અર્થ કે તે ધક્કા આગળ પહોંચી રહી છે. હું ઊભો થયો અને મારી વાડી પર નજર નાંખતો ઊભો. હિંમત ભેગી કરી શાગ અને મૅમિની વિદાય લીધી. પૉર્ચમાં ટૉમસને રાહ જોતો જોયો.

"આપનો સામાન તૈયાર છે, સાહેબ. વહાણ પર લઈ જાઉં?"

"નહીં, ટૉમસ. મેં બીજો વિચાર કર્યો છે. મારે તને અહીં જ રહેલો ધાર્યા કરવો છે. આ ઘર તારું છે. જ્યાં સુધી તું કારમન જોડે રહેવા કુલિયન છોડી ન જાય ત્યાં સુધી તારે અહીં જ રહેવું."

હંમેશના બોલકણા ટૉમસનેયે આજે બોલવું કઠણ લાગ્યું. છતાં બોલ્યા વિના તે ન રહ્યો:

"તમારી મારા પર માયા છે, સાહેબ. આ ઘર હંમેશા તમારું જ રહેશે."

"જ્યારે તું અહીંથી જાય, ત્યારે તારે માટે મેં કેટલીક વ્યવસ્થા કરી છે. વડા અધિકારી તે જાણે છે."

એક છોકરો પગથી પાસે આવ્યો. એના હાથમાં ડૉ ટાબોરાડાની ચિઠ્ઠી હતી—

"આપણો કાર્યક્રમ બદલાઈ ગયો છે. બાલાલાના ધક્કા પરથી તમે સીધી જ સ્ટીમર લો, તેને બદલે અમે ઠરાવ્યું છે કે તમને

કોઢીવાસના ધક્કા પરથી નાની હોડીમાં બેસાડી સ્ટીમર પર પહોંચાડવા. સામાનની ચિંતા ન કરશો. અડધા કલાકમાં ધક્કા પર આવી પહોંચશો."

કંઈક કપટ છે! પણ મારાથી કશું કરી શકાય એમ નહોતું. અડધો કલાક! મારા ઘરમાં, ઓટલા પર, દીવાનખાનામાં, રસોડામાં ઘૂમી આવ્યો. આ મારું ઘર! રોગ સામે, એકાંત સામે, નિરાશા સામે અને બીજી પણ ઝઝૂડવા જેવી વસ્તુઓ સામે ઝગડો લઈને મેં એને બાંધ્યું હતું. મને પણ એને માટે અભિમાન ઊપજતું હતું.

'ડોન જુઆન'માંથી સિસોટીનો નાનો સિસકારો સંભળાયો. મારો અડધો કલાક પૂરો થયો. ટોમસ દરવાજા પર હતો. પોં પોંના કર્કશ અવાજે શાંતિ ભાંગી. મેં ઊંચું જોયું અને ખડખડાટ હસી પડ્યો. જોઝિ મારી જૂની — હવે એની — મોટર લઈને આવ્યો હતો. એમાં જોઝિ ન હોત તો હું ગાડીને ઓળખીએ શક્યો ન હોત. મુખથી તે પીઠ સુધી વિવિધ રંગની પટ્ટીઓથી બાંધેલા રાતા–ધોળા–ભૂરા ત્રિરંગી વાવટાઓથી તે શણગારેલી હતી. ઈજિન ઉપર જોગ પાડીને ગોઠવેલા ફિલિપાઈન્સનો અને મારા અમેરિકાનો — તારા-પટ્ટાનો — એવા બે મોટા વાવટાએ ફરકતા હતા. ઈન્જિનની બરાબર ઉપર એક પૂઠા પર કોઈકે 'સફળ યાત્રા' શબ્દો ચીતર્યા હતા. ગાડીની ડાબી તથા જમણી બાજુએ કપડા પર વિસાયાન અને ટાગાલોગ ભાષામાં અને પાછલી બાજુએ ઇલાકાનો ભાષામાં એ જ શુભેચ્છાઓ દર્શાવેલી હતી. કોઢિસ્તાનની સાત હજાર માણસોની વસ્તીમાં એ ત્રણે ભાષાઓના પ્રતિનિધિઓ હતા. મારું ગળું ભરાઈ ગયું. જોઝિએ ઉમંગમાં ને ઉમંગમાં બ્રેકને એકદમ દાબી દીધી તેથી ગાડી રેતીમાં ઘસાઈ.

"મારે આપને બંદર પર લઈ જવાના છે," તે બોલ્યો. એ બહાર કૂદી પડ્યો, સલામ ભરી અને મને બેસાડવા પાછલું બારણું ખોલ્યું. દરવાજામાંથી બહાર પડી હું જરા પાછો વળ્યો.

"ટોમસ, દીકરા, અલવિદા! મેં કદી બહુ પ્રાર્થના કરી નથી. હું રોજ પ્રાર્થના કરીશ કે તારી અને કારમનની શ્રદ્ધા જલદી ફળો અને તમે બંને ભેગાં થાઓ."

મુશ્કેલીથી નીકળતો એનો ધીમો સાદ સંભળાયો : "અલ્વિદા, સાહેબ."

રડી ન દેવાય માટે હું હસતો હતો. મેં પાછલું બારણું જોરથી લગાવી દીધું, જોઝિને આગલી બેઠક પર ધકેલી દીધો, અને તેની પડખે ચડી બેઠો. ટોમસને વિદાયનો હાથ હલાવ્યો. જોરથી પોં પોં કરતી મોટર છૂટી, અને ટેકરી પરથી ઊતરી, રિઝાલ-ચોકમાં થઈ, અંદરના દરિયા પરના ધક્કા તરફ ચાલી.

રસ્તાઓ પર બધે સૂનકાર હતો. દિવસને ટાણે આ વિચિત્ર કહેવાય. પણ કિનારા પર વળતાં કારણ સમજાયું. બધા લોકો ત્યાં ભેગા થયા હતા. વાનરસેના (બૉય સ્કાઉટ્સ) અને માંજરસેના (ગર્લ ગાર્ઈડ્સ) હારબંધ રસ્તા પર ગોઠવાઈ ગઈ હતી. અમે પસાર થયા ત્યારે તેમણે અદબથી સલામી કરી. ધક્કા પર બૅન્ડ ઊભું હતું. જોઝિએ ગાડી થોભાવતાં જ તેમણે 'જય જય સરદાર'નું ગીત શરૂ કર્યું. લોકોએ હાથ હલાવ્યા અને જયનાદ કર્યો. નાનાં હોડકાં, તરાપા વગેરેથી બંદર ભરાઈ ગયું હતું. સૌથી વધુ હોડીઓ અને વાંસવળીના તરાપા હશે. દરેક પર જાતજાતના રંગોની ધજાપતાકાઓ હતી. કાઉન્સિલના પ્રમુખ સિબેસ્ટિયન લાનોસે ભાષણ કર્યું. કારખાનાથી થયેલા લાભો અને અમારી વચ્ચે બંધાયેલા મૈત્રીભર્યા સંબંધોનો એણે ટૂંકામાં ઉલ્લેખ કર્યો. કોઢિસ્તાનના રહીશો, હોડકાઓમાં જામેલી ઠઠ, વાનરસેના તથા માંજરસેના પ્રત્યે પોતાનો હાથ લંબાવી તથા તેને ગોળ ઘુમાવી સર્વેનો સમાવેશ કરતાં, તેણે ઉપસંહાર કર્યો, "અમને સર્વેને તમારી ભારે ખોટ લાગશે."

મેં જવાબ વાળ્યો. એને ભાષણ ભાગ્યે જ કહેવાય. પણ જીવનભરના સાથીઓને છોડતાં મારા હૃદયમાં થતી પીડા પ્રગટ કરવાનો મેં પ્રયત્ન કર્યો, અને તેઓ તેને પિછાણી શક્યા. મેં બંધ કર્યું ત્યારે ક્ષણભર તેઓ શાંત રહ્યા. પછી પ્રમુખ, પોલીસનો વડો તથા જોઝિ મને બોટ પર દોરી ગયા. બાકીની પોલીસ મને જવાનો માર્ગ કરી દેવા માટે નાની હોડીઓને દૂર ખસેડવામાં રોકાઈ. હોડીના ઇંજિને ગડગડાટ કર્યો. ખલાસીઓએ દોરડાં ખેંચી લીધાં અને અમે ધીરે ધીરે ધક્કાથી દૂર

ખસવા લાગ્યા. બૅન્ડ અમેરિકાનું ઝંડાગીત ગાતું હતું. મારું તોલ મુશ્કેલીથી સંભાળીને હું હાથ હલાવતો ઊભો હતો. કિનારા તેમ જ હોડીઓમાંથી જયનાદો ઊઠી રહ્યા હતા. અમારી બોટની લગોલગ રહેવાની ઇચ્છાથી હોડીઓ જોશભેર હલેસાં ચલાવતી હતી. આમ આ વિજયી નૌકાસૈન્યની વચ્ચેથી નીકળી મેં કુલિયનના કોઢિસ્તાનનું છેલ્લું દર્શન કર્યું.

દશ મિનિટ. 'ડૉન જુઆન' પર હું પહોંચી ગયો. પાછલી ડેક પર મારે માટે એક જગ્યા રાખવામાં આવી હતી. મારો સામાન બધો પહોંચી ગયો હતો. કઠેરાની પાસે ઊભા રહી બાલાલાની ગોદી પર મેં નજર નાંખી. શું આશ્ચર્ય! મેં જોયું કે લગભગ એકેએક દાક્તર તથા નર્સ, મૅન્સન, ફ્રાયર, સિસ્ટર વિક્ટરી તથા તેની સહચરીઓ — મને ભાસે છે કે નીરોગી વસ્તીમાંનું અમારી સેવામાં રોકાયેલું એકેએક માણસ મને વિદાય આપવા આવેલું હતું. ડૉ. ટાબોરાડા અને ડૉ. રાવિનોએ પ્રથમ મને કઠેરા પર જોયો અને પોતાના હાથ હલાવવા લાગ્યા. પછી બીજા બધાએ હલાવ્યા. મારું હૈયું ચૂરા થઈ જતું હતું. શું કરું છું તેના ભાન વિના જ મેં મારો જમણો હાથ અક્કડ કરી ઊંચો કર્યો અને આદતજૂની સૈનિકની સલામ ભરી. તે જ ક્ષણે દોરડાં પાણીમાં પટકાયાં, અને સ્ટીમર ધીમે ધીમે દૂર ખસવા લાગી. કારખાનાની સીટી ચીંકારતી હતી અને જમીન પાછળ હઠતી જતી હતી. ગોદી પરના માણસોનાં કદ ઓછાં ઓછાં થતાં લાગતાં હતાં.

આ નાના ટાપુ પર એક માનવીનાં પચ્ચીસ વર્ષ! એનો અર્થ શો? કઠેરાને પકડી ઊભો ઊભો હું આ સવાલ મૂઢવત્ પૂછ્યા કરતો હતો. લાંબા અનુભવથી ગોઠવાયેલો તેનો જવાબ અંદરથી જ નીકળ્યો: જીવન — ચાહે તેવું ગયું હોય — હમેશાં એક ગૂઢ વસ્તુ જ છે. તે જેવું મળ્યું હોય તેવું સ્વીકારી લઈ, છેવટ સુધી લડ્યા કરવું — હારવું નહીં: — પચ્ચીસ વર્ષના જીવને મને શીખવેલો આ સિદ્ધાન્ત હતો. એક કુષ્ઠાલયમાં પચ્ચીસ વર્ષના જીવનનું સરવૈયું કાઢીને આ કોઢિયાએ તારવ્યું કે તેયે માનવી જ છે. પહેલો માનવી, પછી બીજું બધું. અને માનવી હોવાથી એનેયે માટે જીવન કીમતી વસ્તુ જ છે. — અલ્વિદા, કુલિયન!

## ૩૩

# ‘હું ઘેર જાઉં છું—ઘેર જાઉં છું’

**પ્રિય સખિ કારિટા,**

બુધવારે કારવિલ પહોંચીશ. આરોગ્યખાતાનો એક માણસ મારી સાથે છે, તે આને ટપાલમાં નાંખશે.

મને શક છે કે કુલિયન છોડતાં પહેલાં મેં તમને લખેલો કાગળ ઉત્સાહ વગરનો લાગ્યો હોય. આટલાં આટલાં વરસો જ્યાં કાઢ્યાં, ત્યાંના જીવનની વિદાય લેવી સહેલી નહોતી. પણ આજે હું વધારે ઉમંગથી લખી શકું છું. એ વિચિત્ર જણાય છે, પણ એક પ્રકારની વિચિત્ર વિજયયાત્રા કરી હોય તેમ મને મારું જીવન ભાસે છે. એક વાક્યનું મારા મનમાં રટણ થયાં જ કરે છે. ‘હું ઘેર જાઉં છું—ઘેર જાઉં છું.’ મનીલા જવા ઊપડતાં ‘ડૉન જુઆન’નું ઇંજિન પહેલું ખખડ્યું ત્યારથી એ ઘોળાવા લાગ્યું છે. મનીલાથી જ્યારે લશ્કરી જહાજમાં બેઠો ત્યારે તેનાં રાક્ષસી યંત્રોએ પણ તે જ ધ્રુવ પદ ચાલુ રાખ્યું. મનીલાથી સાન-ફ્રાન્સિસ્કોની આખીયે લાંબી યાત્રા દરમ્યાન મારી એકાન્ત કૅબિનમાં પડ્યો પડ્યો એ જ વાક્ય હું સાંભળ્યા કરતો હતો. આ ફાસ્ટ ટ્રેનના મારા ડબ્બાનાં પૈડાં પણ એમ જ બોલ્યા કરે છે કે, ‘હું ઘેર જાઉં છું—ઘેર જાઉં છું.’

પ્રવાસે મને વિચાર કરવાને એકાન્ત આપ્યું છે. એકાન્ત, કારણ, મારી પાસે આવનાર જ કોણ હતું? એકાન્તમાં મેં મારા પાછલા મર્ત્ય-જીવનનું સરવૈયું કાઢ્યું. . . . પરિણામમાં શું દેખું છું? પહેલું, માનસિક ત્રાસ—એક પ્રકારનું ગાંડપણ. પછી, ફરી માનસિક સ્થિરતા. પણ એ સ્થિરતા પહેલા જેવી નહીં, પરંતુ મોટી દુનિયા વચ્ચે મારી નાની નવી દુનિયાને અંગેની. . . . માયા—કારિટા, એનું સ્મરણ બીજી સર્વે બાબતોની ઉપર તરી આવે છે. માયા—આપણા રોગીઓ

પ્રત્યે, આપણી સેવા કરનારાઓની ! આપણને સાજાં કરવાની ભાવનાથી પ્રેરાઈને, ચેપનાં જોખમો ઉઠાવીને, કેવળ સેવા માટે જ આપણો ધાસ્તીભર્યો સંસર્ગ કરનારાં, કદી ન થાકનારાં દાક્તરો તથા નર્સોની ! અને એ માયામાંથી કેવું આશ્ચર્ય ! ખરેખર, એક ચમત્કારની શરૂઆત થતી જોવાનું ભાગ્ય તમને અને મને સાંપડયું છે. હજારો વર્ષથી ખોળાઈ રહેલો ઉપચાર હવે હાથ આવતો દેખાય છે. શરૂઆતમાં એ સાધના કેટલી પીડાદાયક હતી, અને કેટલી મુશ્કેલીથી સહન કરાતી ! પછી એ ધીમે ધીમે હળવી થતી ગઈ. છતાં હજુયે ધીરજની ગરજ રહે છે. અને એ ધીરજ તો — સાજા થવાની કાચી આશા પર જ ટકનારી ! કારણ, સાજા થવાય જ છે એમ તો હજુ ખાતરી નથી. પણ જીવતા મૃત્યુને આગળ વધતું અટકાવવાનો જ સંભવ પેદા થયો છે. પછી, સેંકડો પુરુષો, સ્ત્રીઓ અને બાળકોને આપણી શાપિત નગરીમાંથી પાછાં સામાન્ય દુનિયામાં જતાં આપણે જોયાં. છેવટે તમે ગયાં. છૂટીને ગયેલાંઓ વચ્ચે તમે કામ કરો છો, તેથી બીજાઓ કરતાં તમે વધારે સારી રીતે સમજો છો કે ઘેર પાછા પહોંચ્યાના આનંદમાં લોકો પોતાનું આરોગ્ય ટકાવવા માટેની જરૂરી સાવચેતી લેવામાં જો ભૂલ કરે તો તેમને પાછા કોઢિસ્તાન જવું પડે છે અને પાછા ઉપચારો લેવા પડે છે. પછી, કાં તો ફરી છુટકારો થાય, નહીં તો આખું જીવન ત્યાં જ રહેવું પડે. આવી બધી બીકો હજુ છે. છતાં આપણા વસવાટ દરમ્યાન ઘણા લોકો છૂટીને પાછા ગયા, એ જ બીના ઉત્સાહજનક છે, કેમ કે આટલું પહેલાં કદી બનેલું નહીં

લોકોને પાછા ઘેર જતાં જોઈ, આપણે બંને કેટલીયે વાર, આવા સદેહ મૃત્યુનો સંભવ જ રહે નહીં એવો દિવસ ઊગવાની કલ્પના કરતાં બેસતાં અને અખંડ ખંતથી કામ કરી રહેલા દાક્તરોએ પચાસ કે સો વર્ષ પછીયે વધારે ખાતરી લાયક ઇલાજ શોધ્યો હશે તેના ઉમંગભેર વાતો કરતાં !

મને સમાધાન છે, કારિટા. જેનું ફરી દર્શન કરવાની મેં કદી, આશા નહોતી રાખી તે મારી પ્રિય જન્મભૂમિને બારીમાંથી નિહાળતાં મારા હૈયામાં આનંદ વ્યાપે છે.

ખેતરો, લાંબાં લાંબાં મેદાનો અને નાનાં નાનાં શહેરોમાં થઈને અમારી ટ્રેન ઝપાટાબંધ પસાર થઈ રહી છે. આ સર્વે દૃશ્યો મારું વતન છે, મારો સ્વદેશ છે. કેટલીયે વાર — ખાસ કરી તમે ગયાં પછી— સ્વપ્નમાં હું આ બધાંને ઘણી વાર જોતો. ભૂત કે પ્રેતજીવની પેઠે મારી અતિ વહાલી ભૂમિ પર હું અનેક વાર વિચરણ કરતો. કેદખાનામાં માણસને ઘરનાં સ્વપ્ન વારંવાર આવે છે. આજે હું મુક્ત છું.

બરદાસી ખાવાનું લાવે છે ત્યારે જ મારા ડબ્બાનો દરવાજો ઊઘડે છે. જો બહારના લોકો જાણે કે આ ડબ્બામાં કોણ છે તો તેમના મનમાં ભય અને ગભરાટ ફેલાઈ જાય. પણ તેઓ તે જાણતા નથી. અધિકારીઓએ તે વિષે પૂરી સાવચેતી લીધી છે.

શરીરે હું હજુ કેદમાં જ છું. પણ ખરો 'હું' તો છટકી ગયો છું. હું હવે મુક્ત છું મારો જીવ અહીંનાં ખેતરો, જંગલો અને શહેરોમાં ઘૂમી રહ્યા છે. હું મારું તારુણ્ય — જે તારુણ્ય મારા ઝંડાની પાછળ પાછળ પૂર્વની દુનિયામાં પહોંચ્યું હતું તે — પાછું અનુભવી રહ્યો છુ. પીડાનાં, ભયનાં — આશા નિરાશા ભર્યાં — સર્વે વીત્યાં વર્ષો સ્મરણમાંથી લુપ્ત થાય છે. આવતી કાલે આ ટ્રેન, જ્યાં મારો જન્મ થયો તે જ શહેરમાંથી, મને પસાર કરશે. કદાચ, જે નાનકડા ઝરણા પાસે ટોમ અને હું માછલી પકડવા જતા, તથા જે નાનકડી જંગલની પટ્ટીમાં અમારી ટોળી એક પાતળા શિકારી કૂતરા સાથે સસલાંની પાછળ પડતી અને નસીબ પાધરું હોય તો, એકાદ ઢોંગ કરી પડેલા કે સપડાઈ ગયેલા સસલાનો શિકાર કરતી — તે સ્થળોની મને ઝાંખી થશે. શહેરના પાદર પરનાં ખેતરો તથા પાણીની ટાંકી, સ્ટેશન પરથી જતો સરિયામ રસ્તો, માખીઓથી હેરાન થતા ઘોડા જોડીને ખડખડ પાંચમ થયેલી બગ્ગી હાંકતો હબશી ડોસો વૉટ્સ, બિલિયર્ડ રૂમની ઉપર મૅજેસ્ટિક હોટલનું બે માળનું ઈંટનું મકાન — કદાચ આ બધામાંથી કશુંયે હવે રહ્યું ન હોય. છતાં, તે સઘળું મને તો દેખાશે જ. જો હું શીઘ્રતા રાખીશ તો કદાચ પાટાઓની પૂર્વે અર્ધોક માઈલ પર મેપલકુંજ વચ્ચેની નાની ટેકરી પર આવેલું અમારું ઘર પણ જોઈ શકીશ — એ આડું અવળું પસરેલું મકાન ત્રણ પેઢીથી અમારું નિવાસસ્થાન છે.

જાળીવાળી બારી સામે હું મારું મોઢું લગાડીને બેઠો છું. સાંજની ગોરજમાં થઈને શ્યામ પડતાં મેદાનોમાં નજર દોડાવતાં મારાં સ્વપ્ન સાકાર બનતાં જોઉં છું. મારી સામે પ્રિયજનોની મૂર્તિઓ ઊભી થાય છે. મેં જ કરેલા તરકટને લીધે તે વહાલાઓ માને છે કે કેટલાંયે વર્ષો પૂર્વે હું મરી પરવાર્યો છું. મારી મા! એક દિવસે સવારે વિદાય પણ માગ્યા વિના હું તેને છોડી ગયો. તેણે માન્યું કે એક દિવસ માટે જ હું ક્યાંક જાઉં છું. કરચલીઓ પડીને વૃદ્ધ થતો તેનો ચહેરો મારી નજરે પડે છે. તેની આંખો મારી આંખોમાં જોઈ રહી છે. હું ધારું છું કે સત્ય વાત તે હવે સમજી ગઈ છે. પણ એ બધું જોવા માટે મારે આટલે નજીક આવવું પડયું છે.

તમે જાણો છો કે મારાં પ્રિયજનોમાં હજી જીવતાં તો હવે મેબલ અને જૈન એ જ છે, પણ કેટલું વિચિત્ર છે કે તે મને ઓછામાં ઓછાં હૈયાત લાગે છે. જ્યારે માતા, પિતા અને ટૉમ — એ ત્રણે જાણે મારી પાસે જ છે એમ જણાય છે! તેમણે સૌએ તમને ચાહી હોત, કારિટા!

પ્રિયે, મારી પ્રિય તનુમુખિ, મને એક વાર થયું હતું કે હું પાછો આવું ત્યારે તમને સાથે લેતો આવીશ. પણ, દુનિયાને બીજે છેડે મારે તમને આજે છોડવાં પડયાં!

હવે થાકી ગયો છું. મારે સૂઈ જવું જોઈએ. શિવરાત્રિ, પ્રિય સખિ!

— નેડ

## ૩૪

# દક્ષિણ અમેરિકાના એક છાપામાંથી ઉતારો

ન્યૂ ઓરલિઆં, લુઝિયાના

કાલે રાત્રે શહેરમાં આવી પહોંચેલી એક્સપ્રેસ ટ્રેનના એક ડબ્બામાંથી સ્પેન-અમેરિકન યુદ્ધમાં ભાગ લીધેલા એક વૃદ્ધ સૈનિક નેડ લૅંગફર્ડનું શબ ઉતારવામાં આવ્યું. ફિલિપાઈન્સમાં નોકરી બજાવતાં લૅંગફર્ડને કોઢનો ચેપ વળગ્યો. ફિલિપાઈનના કોઢિસ્તાન — કુલિયન બેટ — થી તેની કારવિલના કુષ્ઠાલયમાં બદલી કરવામાં આવી હતી અને ત્યાં જ તે જઈ રહ્યો હતો. બીજા ઉતારુઓના રક્ષણાર્થે આ માજી સૈનિકને આખે રસ્તે એકાંતમાં જ રાખવામાં આવેલો. તેની સાથે રહેલો આરોગ્ય-ખાતાનો અધિકારી કહે છે કે લુઝિયાના સ્ટેટમાં ટ્રેન દાખલ થયા પછી થોડા જ વખતમાં લૅંગફર્ડનું મરણ થયું. આગલે દિવસે તો એની તબિયત સંતોષકારક જણાતી હતી. પણ જ્યારે ટ્રેન એના પોતાના ગામ આગળથી પસાર થઈ, અને જે ઘરમાં એનો જન્મ થયેલો તે એણે જોયું, ત્યારે તેને ખૂબ જ લાગણી થઈ આવી હતી. સાફ જણાય છે કે વર્ષોના કઠણ પરિશ્રમથી અને પીડાભારથી જીર્ણ થયેલું એનું હૃદય એકાએક અટકી ગયું.

લૅંગફર્ડને લશ્કરી માન સાથે દફનાવવામાં આવશે. બેટન-રૂઝમાં આવેલા રાષ્ટ્રીય કબરસ્તાનમાં તે જમીનદસ્ત થશે. મહારોગી થયેલા બીજા સિપાઈઓને પણ ત્યાં જ દાટવામાં આવ્યા છે.

# લેખકની પૂર્તિ

છેલ્લાં પંદર વર્ષથી મારો બધોયે સમય કોઢ થયેલાં સ્ત્રીઓ, પુરુષો અને બાળકોનું કામ કરવામાં જાય છે. આ બાબતમાં બે મહત્ત્વના પ્રશ્નો પર મારું ધ્યાન ખેંચાયું છે. એક રોગ પર પૂર્ણ વિજય મેળવવા માટે વૈજ્ઞાનિક શોધખોળનું મહત્ત્વ, અને બીજું, મહારોગીઓ પણ માનવીઓ જ છે એ ખ્યાલમાં રાખી તેમની રહેણી-કરણી, તેમની જરૂરિયાતો અને ખીલેલી કે ખીલી શકનારી શક્તિઓ, તેમની લેવાતી સંભાળ, અને ખાસ કરીને ઉપચારોમાં થતા સુધારાથી તેમને ઉત્પન્ન થતી સાજા થવાની આશા — વગેરે બાબતોનું મહત્ત્વ.

રોગની દૃષ્ટિએ કોઢનું વિવેચન કરવાનું કામ દાક્તરોનું છે આ પુસ્તકમાં મારો પ્રયત્ન વાચકને એક કોઢીવાસમાં લઈ જઈ એ દેખાડવાનો છે કે ત્યાંયે હર્ષ અને શોકથી ભરેલું — બહાર કરતાં જુદા પ્રકારનું હોવા છતાં — જીવન, ખરેખરું તથા પૂર્ણ જીવન જ હોય છે, મૃત્યુ નહીં. એક કાળે, સાચેસાચ, આ લોકોને કાયદાની દૃષ્ટિએ ‘મરણ પામેલા’ ઠરાવવામાં આવતા. કોઈને કોઢ થયેલો માલૂમ પડે તો યુરોપમાં તેનું દેવળમાં જઈ શ્રાદ્ધ કરવાની રૂઢિ હતી. આજે ઉપચાર માટે તેનો થોડોક કાળ બહિર્વાસ કરાવ્યા બાદ પાછા તેને નીરોગી સમાજમાં પ્રવેશ કરાવવાની આશા પેદા થઈ છે.

ચેપ લાગેલાં સ્ત્રીપુરુષોની સાથેના મારા પરિચય અને મિત્રતાને લીધે, આ આપત્તિ કેટલી અકલ્પિત રીતે માણસ પર આવી પડે છે તેની મને જાણ છે. એ રોગ નથી માનતો વર્ણ કે વર્ગ કે રાષ્ટ્ર. જરાયે પૂર્વસૂચના વિના તેનો શિકાર થયેલાને પોતાના ધંધાધાપા છોડવા પડે છે. સુથારો, માછીઓ, વકીલો, શિક્ષકો અને ખુદ દાક્તરોનેયે એના શિકાર થવું પડે છે. સ્ત્રીઓને થાય છે તો તેમને પોતાના ધણીથી અળગી કરવી પડે છે, અને ધણીઓને થાય છે તો તેમની પત્નીથી. નાનાં બાળકોનેયે માબાપથી વિખૂટાં પાડવાં પડે છે. આ

હતાશા કેટલાક કમભાગ્યોને કેવા ગાંડા જેવા કરી મૂકે છે તેનો મને અનુભવ છે. એ હતાશામાંથી નીકળી પાછી શાણપ પ્રાપ્ત કરવા માટે, અને જે સુખ અને સંતોષને જીવનમાંથી ઝડપી લેવા પ્રાણી સદાયે પ્રયત્નશીલ રહે છે, તે સુખ-સંતોષને આ નવા પ્રકારના જીવનમાંથી પ્રાપ્ત કરવા માટે તેને પોતાની સાથે જ કેવી ભારે લડત ઉઠાવવી પડે છે, તેનું મેં અનેકના જીવનમાં અવલોકન કર્યું છે. આ અનુભવોમાંથી મને તે રોગીઓની બહાદુરી માટે ઊંડો આદર લાગે છે.

જ્યાં જ્યાં હું કુષ્ઠાલયોમાં ગયો છું, ત્યાંના વિજ્ઞાનીઓ તેમ જ સંચાલકોએ કશી આનાકાની કે વિલંબ વિના પોતાને મૂંઝવતા પ્રશ્નોનો મને હંમેશાં પરિચય કરાવ્યો છે. આ માટે હું તેમનો ઋણી રહ્યો છું. અને તેથીયે વધારે ઋણી હું એ બધા રોગીઓનો છું, જેમણે પોતાની તથા પોતાના કુટુંબીઓની ઉપર રોગને લીધે આવી પડેલા ભારની મને નિખાલસ દિલે વાતો કરી છે.

# મહારોગ વિષે સામાન્ય રીતે પુછાતા કેટલાક સવાલો

પ્રશ્ન — દુનિયામાં કેટલા મહ.રોગીઓ છે?

ઉત્તર — કેટલાક ભાગો સિવાય બીજે એની ચોક્કસ ગણતરી હજી થઈ નથી. પણ સાધારણ રીતે એની સંખ્યા ૩૦ લાખની અંકાય છે.

પ્રશ્ન — મહારોગ ક્યાં ક્યાં છે?

ઉત્તર — સૌથી વધારે પૂર્વ અને દક્ષિણ એશિયામાં : ખાસ કરીને ચીન, હિંદુસ્તાન, મલયબેટો. તે સિવાય આફ્રિકા અને દક્ષિણ અમેરિકાનાયે કેટલાક ભાગોમાં છે. પણ, આખીયે દુનિયામાં કોઈ કોઈ દરદી તો મળી જ આવે છે. ગરમ અને સમશીતોષ્ણ દેશોમાં એનો વધારે ઉપદ્રવ છે, પણ આઇસલેન્ડ જેવા ઉત્તરના અતિ ઠંડા દેશમાંયે તેનું અસ્તિત્વ છે.

*પ્રશ્ન — હિંદુસ્તાનમાં આ રોગોનો ફેલાવો કેવોક અને ક્યાં ક્યાં છે?

ઉત્તર — ૧૯૩૧ની ગણતરીમાં ૧,૪૮,૦૦૦ રોગીઓની સંખ્યા નોંધાઈ હતી. પણ આનો અર્થ એ નથી કે એટલા જ કોઢી છે. આ ગણતરી ઘણી જ અધૂરી હોય છે. વાસ્તવિક સંખ્યા એથી દશ ગણી વધારે હોવાનો સંભવ છે : એટલે કે, કહો કે લગભગ ૧૫ લાખ. પ્રત્યક્ષ તપાસમાં કેટલાક પ્રદેશમાં સેંકડે ૨ ટકાથી માંડી ૨૦ ટકા સુધી રોગનું પ્રમાણ જાણવામાં આવ્યું છે.

બરમામાં એનું જોર સારી પેઠે છે. આસામની બંને ખીણોમાં એનો ઉપદ્રવ છે. બિહાર-બંગાળની મધ્યે છોટાનાગપુરમાં અને ગંગાને કિનારે કિનારે એક લાંબી ને લાંબી દક્ષિણોત્તર પટ્ટીમાં તે સારી પેઠે ફેલાયેલો છે. તે પટ્ટી ઓરિસ્સા અને મદ્રાસ ઇલાકાના ગોદાવરી જિલ્લા સુધી દક્ષિણ તરફ ફેલાયેલી છે. ઉપરાંત દણિભારતના આરકોટ, સેલમ,

* આ અને આની પછીના એમ બે પ્રશ્નોના ઉત્તરો શ્રી મનોહર દિવાણ કૃત 'કોઢ' પુસ્તકમાંથી લીધા છે. એ પુસ્તક હિંદીમાં સસ્તા સાહિત્ય મંડલ, ન્યૂ દિલ્હી તરફથી પ્રસિદ્ધ થયું છે, અને, આ વિષયને સમજવા માટે દેશી ભાષામાં સારામાં સારું છે. મરાઠીમાં પણ તે થયેલું છે. હિંદી આવૃત્તિની કિંમત બાર આના છે.

ત્રાવણકોર, કોચીન અને મલબારમાંયે તેનો પ્રવેશ છે. મધ્ય પ્રાન્તના છત્રીસગઢ વિભાગમાં તથા બિહારમાંયે તેનું એટલું જ જોર છે. નેપાલ, બાકીનો બિહાર અને યુક્તપ્રાંતમાં તે ઓછો છે, પણ છે ખરો. કાશ્મીરમાં કવચિત્ જ દેખાય છે. કોઢી જિલ્લાઓના મજૂરો બીજા ભાગોમાં મજૂરી માટે જાય છે, તેને લીધે એનો ચેપ અત્યાર સુધી મુક્ત રહેલા ભાગોમાંયે પહોંચ્યો છે.

*પ્રશ્ન — હિંદુસ્તાનમાં મહારોગનિવારણનું કામ કરનાર કઈ સંસ્થાઓ છે ?

ઉત્તર — દુનિયાના અનેક દેશોમાં અનેક વર્ષોથી નિષ્ઠા અને સેવાભાવથી કોઢીઓ માટે બરાબર કામ કરનારી 'મિશન ટુ લેપર્સ' નામની એક સંસ્થા છે. તેની સ્થાપના ૧૮૭૪માં અંબાલા (પંજાબ)માં બહુ નાના પાયા પર થઈ હતી. પણ આજે તે એટલી મોટી થઈ છે કે તેની વાર્ષિક આવક ૧૪ કરોડ રૂપિઆથી વધારે છે. હિંદુસ્તાનમાં તેનાં ૩૭ કુષ્ઠાલયો છે; ઉપરાંત ૧૫ કુષ્ઠાલયોને મદદ કરે છે. તે બધામાં મળી લગભગ દશ હજાર રોગીઓની રહેવા ખાવા-પીવા અને દવા-દારૂની વ્યવસ્થા થાય છે. કોઢી માતાપિતાનાં બાળકો માટેનાં ગૃહોમાં લગભગ ૮૦૦ બાળકો પોષાય છે. ઉપરાંત છ હજાર રોગીઓ દરવર્ષે બહાર રહી ઇલાજ લે છે. લગભગ આઠ લાખ રૂપિયા તે સંસ્થા હિંદુસ્તાનમાં ખરચે છે. તેનું મુખ્ય કુષ્ઠાલય પુરુલિયા (બિહાર)માં છે. આ સંસ્થા મિશનરીઓની છે.

તે ઉપરાંત લંડનની 'લેપ્રસી રિલીફ એસોસિયેશન'ની હિંદી શાખા પણ મહારોગનિવારણનું કામ કરે છે. એ સંસ્થા રાજ્યાશ્રિત છે, અને તેની વાર્ષિક આવક ત્રણ લાખથી વધુ છે. સરકારી ઇસ્પિતાલો દ્વારા એનું કામ ચાલે છે. કલકત્તાની 'સ્કૂલ આવ્ ટ્રોપિકલ મેડિસીન'માં મહારોગ સંશોધનનો એક ખાસ વિભાગ છે, તે આ સંસ્થાની મદદથી જ ચાલે છે. મહારોગના દાક્તરોને તાલીમ આપવાનું તથા લોકોમાં એ વિષે સામાન્ય જ્ઞાન ફેલાવવાનું પણ તે કામ કરે છે.

સાવ સ્વતંત્ર અને નાના પાયા પર ઊભી થયેલી એક સંસ્થા તે મહારોગ સેવામંડળ, વર્ધા છે. તેની તરફથી વર્ધા તાલુકામાં કેટલાક

દવાખાનાં તથા દત્તપુર ખાતે એક 'મહારોગી આશ્રમ' ચાલે છે. શ્રી મનોહર દિવાણ તેના સંચાલક છે. આ કાર્ય માટે પોતાનું જીવન સમર્પણ કરનાર ઘણું કરીને એ પહેલા હિંદી સેવક છે.

સરકારી તરફથી 'લેપ્રસી ઇન ઇંડિયા' નામનું એક ત્રિમાસિક નીકળે છે, તેમાંથી વધારે માહિતી મળી શકે.

પ્રશ્ન — યુ. સ્ટે.માં મહારોગ છે કે ?

ઉત્તર — બહુ દક્ષિણમાં થોડોક છે. ઉત્તરમાં કદીક મળી આવે છે. પણ તે ઘણુંખરું પરદેશથી આવેલો હોય છે. યુ. સ્ટે.માં મહારોગીઓની કુલ સંખ્યા એક હજારની અંદર મનાય છે. યુ. સ્ટે. રાજ્યના આરોગ્યખાતા તરફથી લુઝિયાના સ્ટેટ્સમાં આવેલા કારવિલ ગામમાં એક નમૂનેદાર કુષ્ઠાલય ચાલે છે. તેમાં લગભગ ૩૭૦ રોગીઓ રહે છે અને સારી સંખ્યામાં આરોગ્યખાતાના સેવકો કામ કરે છે. ઉપચારનાં તેમ જ શોધખોળનાં કામ માટે એક છેલ્લી ઢબની પ્રયોગશાળા પણ ત્યાં બાંધેલી છે. હાવાઈ બેટો, પ્યુઅરટોરિકો, તથા વરજીન બેટોમાં સેંટ ક્રોઇઝ ખાતે પણ કુષ્ઠાલયો છે.

પ્રશ્ન — ગ્રેટ બ્રિટનમાં મહારોગ છે ?

ઉત્તર — ઑક્ટોબર ૧૯૪૦ના 'લેપ્રસી રિવ્યૂ' પત્રમાં આપેલા આંકડાઓમા મુજબ તે વખતે નિષ્ણાતોના ઉપચાર કે દેખરેખ નીચે ૩૨ કેસો હતા. 'સેંટ જાઇલ્સ વસતિગૃહ' નામની સંસ્થામાં અંગ્રેજ મહારોગીઓની સંભાળ લેવાય છે. નિષ્ણાતોની જોડે મેળવી આપવાનું તથા જરૂર હોય તેને મદદ કરવાનું કામ 'બ્રિટિશ એમ્પાયર લેપ્રસી રિલીફ઼ ઍસોસિયેશન' નામની સંસ્થા કરે છે.

પ્રશ્ન — આ રોગનું ઉત્પત્તિ કારણ સમજાયું છે ?

ઉતર — હવે બધા સ્વીકારે છે કે આ રોગ 'માઇક્રોબૅક્ટિરિયમ લેપ્રી' ( mycobacterium leprae ) નામના કુષ્ઠજંતુથી થાય છે. એની શોધ જરહાર્ડ આરમાવર હેનસન નામના દાક્તરે ઈ. સ. ૧૮૭૧માં કરી હતી.

પ્રશ્ન — એ જંતુને શરીર બહાર ઉછેરી શકાય છે ?

ઉત્તર — હેનસનની શોધ પછી એને સ્વતંત્રપણે શરીર બહાર

ઉછેરવાના સેંકડો પ્રયત્ન થયા છે, પણ હજુ સુધી એકેયમાં ખાતરી લાયક સફળતા મળી નથી.

પ્રશ્ન — એ રોગ આનુવંશિક છે?

ઉત્તર — દાક્તરો સર્વાનુમતે કહે છે કે તે આનુવંશિક નથી.

પ્રશ્ન — એ શું સાચી વાત છે કે કોઢનો ચેપ લાગે અને તેને દાક્તરો પારખી શકે તેવું તે રૂપ પકડે તે દરમ્યાન ઘણાં વરસો વીતી જઈ શકે?

ઉત્તર — હા. ત્રીસ ત્રીસ વર્ષ વીતી ગયાંના દાખલા જણાયેલા છે. સામાન્ય રીતે એટલાં વર્ષ નથી જતાં. મનાય છે કે સરેરાશ ચાર–પાંચ વરસની આવે છે. બહુ જલદી પરખાઈ જાય એમ પણ બને.

પ્રશ્ન — એ શું જીવલેણ રોગ છે?

ઉત્તર — સામાન્યપણે નહીં. સાધારણ રીતે દરદી કોઈ બીજા કારણથી મરે છે. લેખક એવી વ્યક્તિઓ જાણે છે જે ચાળીસ વર્ષથી આ રોગથી પીડાતાં છતાં હજુ જીવે છે.

પ્રશ્ન — એ રોગ પીડાકારક છે?

ઉત્તર — સામાન્ય રીતે, દરદીને રોગની પોતાની પીડા બહુ થોડી થાય છે. પણ, જ્ઞાનતંતુ-કળતરના કેટલાક હુમલામાં તીવ્ર પીડા થાય છે. રોગનો 'તીવ્ર હુમલો' (લેપર રી–ઍક્શન) થાય ત્યારે ખૂબ બેચેની અને દુ:ખ થાય છે. એ આ રોગનું ખાસ અનિત્ય લક્ષણ છે. કોઈ વાર એ હુમલો થોડા દિવસ જ ટકે છે, અને કોઈ વાર મહિનાઓ સુધી શમતો નથી. કોઈ વાર તે નિયમિત મુદતે અને કોઈ વાર અનિયમિત મુદતે ફરી ફરી આવે છે.

પ્રશ્ન — મહારોગની કેટલી જાતો છે?

ઉત્તર — એકબીજાથી બહુ ભિન્ન પ્રકારની એવી બે મુખ્ય જાતો છે. છેલ્લી કૈરો (ઇજિપ્ત)ની પરિષદે તેને માટે સૌમ્યકુષ્ઠ (neural) અને કાલકુષ્ઠ (lepromatous) નામો ઠરાવ્યાં છે. બીજી જાતને પહેલાં ત્વચાકુષ્ઠ (cutaneous) કહેતા. એક બીજો પ્રકાર પણ છે, તેને જુદી જાત ગણી નથી કારણ કે તેમાં બંને પ્રકાર એકી સાથે જોવામાં આવે છે. આથી તેને સંયુક્ત અથવા મિશ્રકુષ્ઠ

કહે છે. સામાન્ય આરોગ્યની દૃષ્ટિએ ઢાંકયો કોઢ અને ખુલ્લો કોઢ એમ બે પ્રકાર પાડી શકાય. ઢાંકયો કોઢ ચેપી મનાતો નથી.

પ્રશ્ન — આ રોગ સાજો થાય છે ખરો ?

ઉત્તર — જ્યારે રોગીની સ્થિતિ એટલે અંશે સુધરે કે તેના લોહીની પરીક્ષામાં જંતુનું અસ્તિત્વ માલૂમ ન પડે ત્યારે તે 'જંતુમુક્ત' (નેગેટિવ) થયેલો ગણાય છે. તેવા રોગીને 'રોગમુક્ત' અથવા 'સાજો થયેલો' કહેવાને બદલે 'રોગરુદ્ધ' અથવા 'અટકી ગયેલો' કહેવાની દાક્તરી રીત છે.

પ્રશ્ન — એનો ચેપ શી રીતે વળગે છે ?

ઉત્તર — નીરોગી અને રોગી વચ્ચેના સ્પર્શવ્યવહારમાંથી એ થાય છે, એવો તર્ક છે. પણ કઈ ખાસ રીતે એના જંતુ શરીરમાં દાખલ થાય છે, તે હજુ બરાબર સમજાયું નથી.

પ્રશ્ન — શું એ રોગ ઝટ લઈને વળગી જાય છે ?

ઉત્તર — મહારોગ વિષેનો જુગજૂનો ભય વજૂદ વિનાનો છે. રોગી અને નીરોગી સ્ત્રીપુરુષ-સંબંધીથીયે જવલ્લે જ ચેપ લાગે છે. સાધારણ ગણતરી એવી છે કે એવા ચેપના દાખલા પાંચ ટકાથી વધારે નથી. પણ રોગીના ઘરમાં રહેતાં બાળકોને તે લાગવાનો ઘણો સંભવ રહે છે.

પ્રશ્ન — શું નીરોગી માણસો ચેપના જોખમ વિના રોગીઓ સાથે કામ કરી શકે ?

ઉત્તર — દુનિયાભરનાં અનેક કુષ્ઠાલયોમાં હજારો નીરોગી લોકો — દાક્તરો, નર્સો તથા બીજા સેવકો — રાતદિવસ રોગીઓમાં કામ કરતાં હોવા છતાં, ચેપ વળગાડના કિસ્સા બહુ જ જૂજ માલૂમ પડયા છે. બધા ચેપી રોગોમાં જેટલી સાવચેતી લેવી ઘટે છે તેટલી જ આમાંયે લેવાય છે.

પ્રશ્ન — લોકોમાં આ રોગની ઘૃણા અને ધાસ્તી કેમ છે ?

ઉત્તર — આનો કોઈ સંતોષકારક જવાબ નથી. કારણ કે, લોકોના મનમાં આટલી બધી એની ઘૃણા હોવા માટે કોઈ સબળ કારણ જડયું નથી. એની વળગાડશકિત એટલી બધી મંદ છે કે એક સામાન્ય

તંદુરસ્ત માણસ તેની રસી લઈને કે રોગીઓના સહવાસમાં આવીને તેનો ચેપ લેવાનો ઇરાદાપૂર્વક પ્રયત્ન કરે, તોયે તેમાં ઘણું કરીને ફાવશે નહીં. બહુ વધી ગયેલા રોગીનું દર્શન આંખને ગમે એવું હોતું નથી. પણ એવું તો ઘણાયે રોગો વિષે કહી શકાય. છતાં તેવા રોગો પ્રત્યે એટલી સર્વવ્યાપક ઘૃણા દેખાતી નથી. દરદીઓના ઘણા મોટા ભાગને રોગનાં બાહ્ય ચિહ્નો ક્વચિત જ હોય છે, અથવા મુદ્દલે નથી હોતાં. કાગળો દ્વારા કે ચીનાઈ–વૉશિંગ કંપનીમાં કપડાં ધોવડાવવાથી રોગ થયાની વિલક્ષણ વાતો અજ્ઞાનજનિત વહેમો જ છે. (લેખકે એક એવોયે માણસ જોયો છે કે જેણે મહારોગીની સીનેમા ફિલમને હાથ વડે અડતી વખતે મોજાં પહેરી રાખ્યાં હતાં!) આ રોગ અને તેના ભોગ થયેલાઓને જે નામ મળેલું છે તેની સાથે ઘૃણાની કલ્પના પોસાઈ ગઈ છે. પણ, ખરું જોતાં, એ રોગમાં એની ઘૃણા રાખવા જેવું કશું નથી.

પ્રશ્ન — આ ઘૃણા દૂર કરવા શું કરી શકાય?

ઉત્તર — રોગનું નામ બદલવું એક અસરકારક માર્ગ છે. મનીલામાં ભરાયેલી લિયોનાર્ડ વૂડ સ્મારક પરિષદમાં એનું નામ 'હેનસનનો રોગ' રાખવાની સૂચના થઈ હતી. સંભવ છે કે એથી વધારે સારું નામ નહીં મળે. સૈકાઓથી કોઢ વિષે જે ગેરવાજબી ઘૃણા અને ભય પેસી ગયાં છે, તે નીકળતાં વર્ષો ચાલી જશે. એ વિષે પ્રયત્ન કરવો એ આ કમભાગ્ય માણસોના હિતમાં કરવાનાં અતિ જરૂરી કામો પૈકી એક છે.

પ્રશ્ન — સ્ત્રીપુરુષોમાં કોને એ રોગ વધારે લાગે છે?

ઉત્તર — સામાન્ય અનુભવ એવો છે કે સ્ત્રીઓ કરતાં પુરુષોનું પ્રમાણ લગભગ બેવડું છે.

પ્રશ્ન — મહારોગ વિરુદ્ધની લડતમાં સૌથી વધુ આશાજનક બાબત કઈ છે?

ઉત્તર — લેખકના મત પ્રમાણે કોઢના વિજ્ઞાન અને અટકાવની બાબતમાં વૈજ્ઞાનિક અભ્યાસ કરવા પાછળ જે ધ્યાન અપાવા લાગ્યું છે તે મોટું આશાપ્રદ ચિહ્ન છે. આ વિષે ખાસ રસ હમણાં હમણાં જ પેદા થયો છે.

# મનન

જે જીવનકથા કથાનાયકને મોઢે આપણે સાંભળી ગયા તેનું જરા મનન કરીએ. લેખકે એને આત્મકથાનું રૂપ આપી પોતાની સમભાવશક્તિનો સારો પરિચય આપ્યો છે. આપણને કેવળ રોગ વિષે જાણીને સંતોષ થતો નથી. માણસ તરીકે આપણું હૃદય જાણવા માગે છે કે કોઢ જેવી મહાન વિપત્તિમાં એકાએક આવી પડેલા માણસની મનોદશા કેવી હોય છે. યુદ્ધમાં ઉત્સાહભેર દાખલ થયેલો યુવાન પિતાના ધીકતા ધંધાનો વારસ બને છે. જૈન જેવી પ્રેમળ અને કલારસિક તરુણી જોડે વિવાહબદ્ધ થઈ ભૂમિ પર સ્વર્ગ ઉતારવાના કોડ સેવે છે. ટૉમ જેવા નિખાલસ અને બાહોશ ભાઈના સહકારથી દુન્યવી દૃષ્ટિએ ખૂબ આગળ વધવાની મુરાદો ઘડે છે. પણ એટલામાં એક નાનકડું ચાઠું એનો આખો જીવનપ્રવાહ સૂકવી નાખે છે. . . . આના કરતાં વધારે ઉદ્વેગકારક શું હોઈ શકે?

અને છતાં, એ નિરાશામાંથી ધીમે ધીમે એ પોતાને સંભાળી લે છે. સ્વદેશ અને સ્વજન છોડીને દૂર જઈને વસે છે. ત્યાંના લોકો સાથે બની શકે તેટલો એકરૂપ થવાનો પ્રયાસ કરે છે, અને વિનાશમાંથી પણ ફરી નવો જીવનરસ ઉપજાવી નવી સૃષ્ટિ રચે છે. એ કેટલું સાત્ત્વિક અને અદ્‌ભુત જીવનકાર્ય છે! આવા માણસને અવશ્યમેવ જીવનવીરની પદવી આપવી જોઈએ.

લેખકે પોતાના કથાનાયકને કોઈ ધીરોદાત્ત આદર્શ પુરુષ ચીતર્યો નથી. લડાઈમાં એ ભાગ લે છે, પણ કાંઈ ભારે પરાક્રમ કરી બતાવતો નથી; એવા શૂરવીર થવાના કોડ પણ સેવતો નથી. મન અસ્વસ્થ થાય ત્યારે શાંત બેસી જીવનનો વિચાર કરવાને બદલે શરાબને શરણે જાય છે. ધર્મની બાબતમાં એનો કોઈ ખાસ અભિપ્રાય હોય એમ લાગતું નથી. નથી તે કોઈ અસાધારણ ઈશ્વરનિષ્ઠ ભક્ત કે નથી હડહડતો નાસ્તિક. પરોપકાર કરવા જતાં પોતાના સ્વાર્થનો

વિચાર પણ કરી જ લે છે. સ્પેન સામે લડવા જતાં એની જે ન્યાયનિષ્ઠા અને સ્વાતંત્ર્યપ્રીતિ ઊછળી આવી હતી, ને સ્પેનનો પરાજય થયા પછી ફિલિપાઈનોને એમનું રાજ પાછું આપવાને બદલે જ્યારે અમેરિકન સરકારે તે પચાવી પાડ્યું, ત્યારે તે એમ કહી પોતાનું મન મનાવે છે કે એ બધી વસ્તુઓ રાજદ્વારી લોકો જાણે; આપણે કેવળ સૈનિક રહ્યા. સ્પેન સાથેના યુદ્ધ પછી ફિલિપાઈનોને દબાવવા માટે રાખવામાં આવેલા લશ્કરમાં તે સ્વેચ્છાએ જોડાય છે. આગળ જતાં, જ્યારે વિસેન્ટિ જેવો કોઈ ફિલિપાઈન ગોરા જાલિમોને ચગદી નાખવાની વાત કરે છે, ત્યારે તેનો પક્ષ ન સમજતાં જ તેની ડોક આમળી નાખવાની એના મનમાં પ્રબળ ઇચ્છા થાય છે. એક જ બાજુનો વિચાર કરવાની માનસિક સંકુચિતતા તેનામાં છે, તેથી પોતાનું રાષ્ટ્ર જે કરે તે સારું જ હોય એવી જાતનું દેશાભિમાની આંધળાપણું તેનામાં દેખાઈ આવે છે. લેખકે કથાનાયકની આ પ્રાકૃત સ્થિતિ બિલકુલ સ્વાભાવિક રીતે વર્ણવી છે.

બીજી બાજુ આપણા કથાનાયકમાં કેટલાક ઉજ્જવળ ગુણો દેખાઈ આવે છે, અને સામાન્ય વ્યક્તિ તરીકે જ એને રજૂ કરેલો હોવાથી એ સદ્‌ગુણો વધારે દીપી નીકળે છે.

ફિલિપાઈન યુદ્ધમાંથી પાછા આવ્યા પછી સૈનિકોની પેઠે એ પોતાની બહાદુરીનાં અને ફિલિપાઈનોના જંગલીપણાનાં રોમાંચક બયાનો પોતાના લોકો આગળ રજૂ કરતો નથી. લોકોને પોતાનો ચેપ ન લાગે અને કોઈને નુકસાન પહોંચાડ્યાનું પાપ પોતાને હાથે ન થાય, એ માટે કુલિયન જતાં પહેલાં જે કષ્ટો એણે સહન કર્યાં છે તે એક ધર્મનિષ્ઠ મનુષ્યના ચારિત્ર્ય-તેજની ઝાંખી કરાવે છે.

કારિટા પ્રત્યેનો અનુરાગ અને એની ખિલવણી — બંનેના સમાજનો વિચાર કરતાં અત્યંત સ્વાભાવિક અને નિર્મળ છે. તે કારિટાને પરણવા તૈયાર છે. તેના પ્રત્યેનો એનો પ્રેમ ઊંડો અને ઉત્કટ છે. છતાં, તેને પરણીને કોઢી પ્રજા ઉત્પન્ન કરવાનું જોખમ ખેડવા કરતાં પોતાની પ્રેમ જેવી ઉત્કટ લાગણીને હોમી દેવા એ તૈયાર થાય છે. આ પણ તેનું ચારિત્ર્યતેજ સૂચવે છે.

પછી, જ્યારે કારિટા પાછી સાજી થાય છે, અને તેના સહવાસને લોભે તે કુલિયનમાં જ રહેવા મન કરે છે, અને પાદરી મારેલ્લો પણ કારિટાની અસાધારણ સેવાશક્તિનો લાભ લેવા તેને અનુમોદન આપતા જણાય છે, ત્યારે પણ આપણો કથાનાયક તેને ફિલિપાઇન પ્રજાના હિત ખાતર અને કોઢીઓના કલ્યાણ માટે પાછા જવાનું દૃઢતાપૂર્વક સૂચવે છે. આ પ્રસંગ પણ નેડને એક સમાજધર્મી આદર્શ નાગરિક તરીકે રજૂ કરે છે અને વાચકના મનમાં તેના પ્રત્યે આદરભાવ પેદા કરાવે છે. ગોરી પ્રજાઓમાં જે અહંભાર હોય છે તેનો અંશ તેનામાંયે અજાણ્યે છે. છતાં ફિલિપાઇનો પ્રત્યેનું એનું આકર્ષણ તરી આવ્યા વિના રહેતું નથી. તેની સહાનુભૂતિ ખરેખરી અને નક્કર છે, એ પ્રજા સાથે ભળતાં તેને સંકોચ નથી. દબાયેલી પ્રજા રાજ્ય કરતી પ્રજાના માણસો સાથે જે સંકોચથી વરતે છે, તેને તેમનું બીકણપણું સમજવાને બદલે સૌજન્ય સમજવામાં એ પોતાની ગુણગ્રાહકતા જ પ્રગટ કરે છે. ડૉ. રાવિનો, ફિલિપાઇન દરદીઓ, તેમ જ ડૉ. ડૉમિંગ્વેઝનાં નેડે કરેલાં વખાણ વાંચતાં, આપણે સ્વાનુભવે સમજી શકીએ છીએ કે તેમની એ નમ્રતા ગોરાઓની આત્મપ્રૌઢીના અને દોરના પરિણામે ઊપજેલી છે. પણ નેડ તો તેમાં એ લોકોની શાલીનતા જ જુએ છે. ટૉમસ જેવા ફિલિપાઇન છોકરાને ઘરમાં રાખ્યા પછી એને પોતાના દીકરા જેવો ગણવામાં પણ નેડનો સમભાવ જ પ્રગટ થાય છે. પણ તે એટલું બધું સ્વાભાવિક છે કે એમાં કંઈ મોટાઈ છે એમ તેનેયે લાગતું નથી કે આપણનેયે લાગતું નથી.

આવો માણસ જ્યાં જાય ત્યાં પોતાની વિશેષ સૃષ્ટિ ઊભી કર્યા વગર રહે જ નહીં. ધંધાનજરી અમેરિકનની આંખ દરેક પરિસ્થિતિમાંથી નાણાં કેમ ઉપજાવી શકાય અને સુખાકારીનું જીવન કેમ ખીલવી શકાય એ જોવાનું જ. નેડમાં તો જ્યાં જાય ત્યાં લોકો ઉપર છાપ પાડવાની અને તેમનો પ્રેમાદર મેળવવાની શક્તિ હતી જ. તેથી પોતાના પુરુષાર્થનો ચેપ લગાડીને તે કુલિયનનો સમાજનાયક બન્યો. પોતાના સ્વાર્થ ઉપરાંત આખા સમાજના હિતનો વિચાર કરવાની પારમાર્થિક દૃષ્ટિ વિના આવું નેતાપણું ખીલી શકતું નથી. માણસનો સ્વભાવ,

તેની ખાસિયત અને અને તેના ઉત્સાહનું કેન્દ્ર ક્યાં છે એ બધું જે જાણી શકે તે જ લોકોમાં ઉત્સાહ રેડી શકે અને તેમનો વિશ્વાસ મેળવી શકે. નાનપણનો દોસ્ત બૉબ સેલર્સ અને કોઢી ઇજનેર સિમસન બંનેના દાખલા અહીં વિચારવા જેવા છે.

દુર્ભાગ્યે નેડ જેવા સરસ માણસનેયે કોઢના ઇલાજથી કશો ફાયદો થયો નહીં. અસાધારણ ધીરજ અને ઉત્સાહથી એણે પ્રયત્ન કાયમ રાખ્યા. પછી જ્યારે અનુભવે કઠોર સત્ય સોએ સો ટકા પ્રગટ થયું, ત્યારે નિરાશાના ઊથલાને પોતાની શ્રદ્ધાથી દબાવી દઈ એણે પોતાનું ચિત્ત લોકહિતમાં પરોવી દીધું.

આમ નેડના સ્વભાવવિશેષનું આપણે અધ્યયન કરી શકીએ છીએ. પણ જે ઉદ્દેશથી લેખકે આ ચોપડી લખેલી છે, તે મૂળ મુદ્દાઓ ઉપર જ આવીએ.

લેખકે કોઢસંકટનિવારણ અને કોઢીસંકટનિવારણ એવા સેવાકાર્યના બે ભેદ પાડ્યા છે. કોઢ જેવા દુષ્ટ રોગને જગતમાંથી નાબૂદ કરી નાંખવો એ કોઢસંકટનિવારણ થયું. એ વૈદકવિજ્ઞાનનો વિષય છે. એ બાબતની ચર્ચા સહેજે સહેજે કેટલાંક પ્રકરણોમાં છે. છતાં, તે આ પુસ્તકનો ખાસ વિષય નથી. પણ કોઢ છે ત્યાં સુધી કોઢી છે, કુષ્ઠાલયો છે, કોઢીઓના તથા કુષ્ઠાલયોના સામાજિક કાયદાઓ છે. સમાજ કોઢીને અસ્પૃશ્ય જેવો ગણે કે, એક કાળે થતું હતું તેમ, મરી ગયેલો સમજે, છતાં જ્યાં સુધી એના દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી કોઈ પણ કાયદો એને મનુષ્યસમાજનું અંગ બનતાં અને બીજા માણસોના જેવાં જ જીવનના મનોરથો, ઉલ્લાસો, સારાનરસા વિકારો, પુરુષાર્થ કરવાની તકો અને ક્ષેત્રો વગેરેની આશા-તૃષ્ણા ધરાવતાં અટકાવી શકતા નથી. એવું નહીં હોય અથવા ન હોવું જોઈએ એમ સમજી કરેલા સામાજિક કે કાયદેસર નિયમો પ્રશ્નનો ઉકેલ આણતા નથી, પણ ઊલટા તેને વધારે ગૂંચવી મૂકે છે. એવા અનેક પ્રશ્નોને લેખકે આ કથામાં ઉપાડ્યા છે. દા. ત. નેડ એક પુરુષાર્થી માણસ છે, રોગે તેને સમાજથી વિખૂટો પાડી અને ખાવાપીવાનું પૂરું પાડી કામ વિનાનો કરી મૂક્યો છે. તેને પુરુષાર્થ કરવાને તક અને ક્ષેત્ર જોઈએ છે. તે કળારસિક માણસ છે, તેને સૌંદર્ય નિર્માણ કરવા જ્ઞાન અને ઉત્તેજન

જોઈએ છે. વાડી, બંગલા, સંગીત, નૃત્ય, પાળેલાં પ્રાણીઓ, પરણવું-પરણાવવું, જમવું-જમાડવું, વગેરે સર્વ કામ અને અર્થના વિષયોની તેને હોંશ છે. તે મિત્રતા અને પ્રેમનો ભૂખ્યો છે, ગૃહસ્થાશ્રમનીયે તૃષ્ણાવાળો છે. તેને કુટુંબીજનો, મિત્રો અને પત્ની જોઈએ છે. તે સંસ્કારી અને સુશિક્ષિત છે; તેને સજ્જનો અને વિદ્વાનોનો સંગ પણ જોઈએ છે. તેનામાં પરોપકારવૃત્તિયે છે; બીજાને મદદગાર થવાનો સંતોષ તેને જોઈએ છે. ટૂંકામાં કોઢ થવાથી સામાન્ય માણસોમાં વસતો એક પણ ભાવ તેનામાંથી ઓછો થયો નથી. જેવો નેડ છે, તેવા જ સેંકડે પંચાણુ કોઢીઓ પોતપોતાની શક્તિ મુજબ હોવાના. સમાજ તેને હડધૂત કરીને દૂર રાખે કે કુષ્ઠાલયમાં માત્ર તેની ખાવાપીવા અને દવાની સગવડ કરી કેદ કરી રાખે તે બંનેથી તેમને જીવન જીવ્યાનો અને વધાર્યાનો સંતોષ કેમ મળી શકે? બીજા રોગીઓ વિષે આપણે તેમ કરતા નથી. આપણે એમ માનતા નથી કે દમિયલને જીવનના બીજા રસો ન હોય, ક્ષયવાળાને કોડલીવર ઓઈલ અને માખણ વિના બીજી કંઈ હોંશ ન હોય, કે ઉપદંશવાળાને ઇંજેક્શન સિવાય બીજી ચીજો ન હોય. પાછલા બે તો કોઢ કરતાં ઓછા ચેપી નથી. છતાં આપણે તેમને વેપારધંધા કરવા દઈએ છીએ અને સમાજનાં બીજાં કામો પણ કરવા દઈએ છીએ. કેવળ કુષ્ઠાલયના કોઢીને જ આજીવન કેદની સજા કરી, નવરા બેઠા બેઠા તડકો ખાવાની જ છૂટ આપીએ, એ કેવી વિષમતા કહેવાય? ન્યૂયોર્કનો એક વર્ષનો એકાંતવાસ ત્રીસ-પાંત્રીસ વર્ષના તથા બીજી બધી રીતે તંદુરસ્ત જુવાનને જેલ-જીવન કરતાંયે વધારે કપરી સજા ગણાય. લાંબું જેલ-જીવન બુદ્ધિમાન અને મધ્યમ વર્ગના માણસોને એકાંતવાસ વિનાયે ઘણી વાર, ગાંડા જેવા ન કહીએ તોયે, બેબાકળા અને માનસિક તાણ તળે રહેનારા કરી મૂકે છે. જેલમાં થતી એકાંતવાસની સજાથી ગાંડા થયેલાના અને આપઘાત કરનારાના દાખલાઓ મળી આવે છે. માણસનાં મન, બુદ્ધિ અને સ્વભાવ અને સંસ્કારનો વિચાર મુદ્દલ ન કરી, કેવળ શરીરનો જ વિચાર કરી તેના જીવનની વ્યવસ્થા કરવામાં આવે તો તે કેટલું વિષમ અને અન્યાયી થાય તે નેડનું એક વર્ષનું એકાન્ત જીવન રજૂ કરે છે. સભ્યતા અને

સુધારાઓમાં આગળ વધેલી પણ ભયવશ પ્રજાઓમાં પછાત ગણાતા લોકો કરતાંયે કેટલીક વાર કેવું અવિચારીપણું અને મૂઢતા હોય છે તેનો આ દાખલો છે.

કુટાશ્રમો સ્થાપવાથી સામાજિક સહવાસની ભૂખ ભાંગે છે. પણ તે પૂરેપૂરી તો નહીં જ. કારણ, એક તો માણસને નવા ગોઠિયા મળી શકે માટે જન્મથી જોડાયેલાં કુટુંબીજનો, સગાં અને બીજા મિત્રો વિના તે ઝૂરતો કે તેમની ચિંતા કરતો અટકતો નથી. બીજું, નેડ કહે છે તેમ નવરાશ ડાકણ જો સામે મોઢું વકાસી ઊભેલી જ હોય, તો તે મગજને તીતીઘોડા કે તમરાંના કર્કશ અવાજથીયે વધારે બોજારૂપ અને જીવન પર કંટાળો લાવનાર થઈ પડે છે. કોઈક વાર તે ચિત્તભ્રમ કરાવે છે, અને આખરે આપઘાત. તે હદે ન પહોંચનારને નશો. માણસો જાતજાતનાં વ્યસનોને જે પોતાની જોડે વળગાડી લે છે, તે મોટે ભાગે સારી રીતે જીવન ગોઠવાયેલું ન હોવાથી મગજને લાગતો કંટાળો અને બોજો ક્ષણ માટેયે ઉતારવાના ફાંફાંનું પરિણામ હોય છે. નેડ ગાંડો નથી થતો, આપઘાત પણ નથી કરતો; પણ દારૂથી બચી શકતો નથી. એની દારૂની લત આપણા મનમાં એને માટે અનાદર નહીં પણ કરુણા જ ઉપજાવે છે.

પણ, કરુણા ઉપજાવે છે ત્યાં સુધી તેના નશાનો ચિતાર તો ઠીક, પરંતુ, લેખકે તેથી આગળ વધી, દારૂને લીધે નેડની બુદ્ધિ સૂક્ષ્મ, સત્યનિષ્ઠ, તથા તેની વિવેકશક્તિને જગાડનારી થાય છે એવું સૂચવનારો ચિતાર આપ્યો છે તે વિચારવા જેવી બાબત છે. નેડ જાણતો હતો કે દુનિયા લૅંગફર્ડને મરી ગયેલો જાણે છે, પણ તે મૂઓ નથી, કિંતુ ફરગ્યૂસનને નામે ફરે છે. તે જાણતો હતો કે તેનું શરીર તે દેખાડે છે તેવું સુરૂપ રહ્યું નથી, વિરૂપ થયેલું છે. આ પોતે અસત્ય કરે છે. સામાન્ય વ્યવહારની દૃષ્ટિએ વિચારનારી બુદ્ધિના મત પ્રમાણે એમ કરવામાં એણે ડહાપણ એટલે વિવેક જ વાપર્યો કહેવાય. પણ એનું કાળજું — ગુપ્તમન ( subconscious mind ) એને કહ્યા જ કરે છે કે આ વાત ખોટી છે, અને લોકલજ્જાથી એ સત્યને પ્રગટ કરી શકતો નથી. આ લોકલજ્જાને છોડવાને એનો વિવેક પૂરતો જોરદાર નથી.

પણ એક દિવસ નશાના જોશમાં એને તે જોર મળે છે, અને જે સત્ય તે અક્કલહોશિયારીવાળી સ્થિતિમાં કરી શકતો નથી, તે નશાની હાલતમાં કરવાની તાકત મેળવે છે. ત્યારે નશાને સત્યનિષ્ઠ થવામાં મદદગાર થનારો કાં ન લેખવો? હકીકત એ છે કે નશાનું કામ અક્કલ હોશિયારીને દાબવી એટલું જ છે. તેને પરિણામે લોકલજ્જા છૂટે છે. પછી તે લોકલજ્જા યોગ્ય હોય કે અયોગ્ય. આ પ્રસંગે અયોગ્ય લોકલજ્જાનું છૂટવું તે અપવાદરૂપ પ્રસંગ જ ગણાય. લોકલજ્જા છૂટ્યા વિના ગુપ્તમનના ભાવો પ્રગટ કરી શકાતા નથી. એને છોડાવવા માટે હિપ્નોટિઝમ, નશો વગેરે અનેક ઉપાયો હોઈ શકે. આ પ્રસંગે નશો બન્યો એટલું જ. એથી નશાનો પણ ઉપયોગ છે એમ સમજવાનું નથી. એવું તો ગમે તે અનર્થમાંથી કદીક બને.

પણ આ તો નવરાશનો વિચાર કરતાં વિષયાન્તર થયું. મુખ્ય મુદ્દો આવા માણસોને કામની કેવી અનિવાર્ય જરૂર છે તે દર્શાવવાનો છે. જો કુષ્ઠાલયોને કેવળ દવાખાનાં, હોસ્પિતાલ અને વીશી જ રાખીએ તો તેમાં પૂરો ઉપકાર નહીં થાય. એ તો સગવડોથી ભરેલી સજા જ થાય. જેવી 'સિક્યૂરિટી પ્રિઝનરો'ને સરકાર કરે છે તેવી. એમને માટે કામ શોધાવાં જ જોઈએ; અને તે કામ વિવિધ પ્રકારનાં, જીવનનાં સર્વે અંગોને સમૃદ્ધ કરનારાં, સામાજિક સંબંધોવાળાં હોવાં જોઈએ. રોગનો ફેલાવો અટકાવવા તથા તેમને સાજા કરવા માટે જરૂર હોય તેટલા જ પ્રતિબંધો હોવા જોઇએ. આ કોયડો, એટલો મૂંઝવનારો છે કે કુષ્ઠાશ્રમો સ્થાપી કોઢીઓને વિખૂટા પાડવા કે કેમ એ સવાલ ઊભો કરે છે.

નેડ સૌંદર્યની કદર અને ઉપાસના કરવાવાળો છે. આ પણ એક મહત્ત્વની વસ્તુ છે અને આશ્રમોના સ્થાપકો તથા રચનાત્મક કામ કરવાવાળાઓને બહુ વિચારવા જેવી છે. માણસને અન્ન, વસ્ત્ર, મકાન અને નાનીમોટી કેટલીક પરચૂરણ ચીજોની તથા ઉદ્યમની જરૂર છે. સામાન્ય રીતે આપણે એવો સંસ્કાર પોષેલો છે કે એ બધાંનો ઉપયોગ માત્ર શરીરને નીરોગી રાખવાનો અને ટકાવવાનો જ છે. એમાં સૌંદર્યવૃત્તિ કેવળ માનસિક વિલાસ જ છે. દાળ, ભાત, રોટલી સારાં અને

આરોગ્યના નિયમોને જાળવીને રંધાયાં અને પિરસાયાં હોય તો બસ. પીરસવાનાં વાસણ, સ્થાન, પદ્ધતિ એ બધાંમાં કાંઈ વિશેષ શોભા કે સુંદરતા આણવાનો પ્રયત્ન જીવનને માટે ખાનપાન નહીં, પણ ખાનપાનને ખાતર જીવન ગણવા જેવો છે; એ આધ્યાત્મિક નથી, પણ ભૌતિક છે. એ જ વિચાર વસ્ત્ર, મકાન તથા અન્ય પદાર્થો વિષે. પણ જીવન વિષેની આ સમજણ બહુ મર્યાદિત અને અધૂરી છે. બીજું, માનવ પ્રવૃત્તિઓની જેમ સૌંદર્યની ઉપાસના ઉપર પણ ધર્મ અને નીતિની મર્યાદાઓ તો હોય. પણ તેવી મર્યાદાની અંદર રહી જીવનને સુંદર કરવું એ માત્ર શોખ નહીં પણ અધ્યાત્મ ભાવ છે એ લોકસેવકોએ સમજવા જેવું છે. એ સમજણને અભાવે આપણી પ્રજાનું જીવન ધ્યેય વિનાનું, ઉત્સાહ વિનાનું, શોભા વિનાનું અને સુવ્યવસ્થા વિનાનું બન્યું છે; કઢંગું અને કુરૂપ પણ બન્યું છે. કોઢીગ્રામમાંયે નંદનવન કરી શકાય છે અને કરવું ઘટે છે એ પુસ્તકના લેખકે સૂચવ્યું છે, અને જો કોઢીગ્રામ માટે તે યોગ્ય છે તો બીજાં ગામો માટે તો છે જ. આ બાબત જનસેવકોના ધ્યાનમાં બરાબર આવેલી જણાતી નથી, તેથી તે પર ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

બીજો મુદ્દો કોઢના રોગ પ્રત્યે લોકમત સુધારવાનો છે.

પાશ્ચાત્ય લોકો કોઢના ચેપથી ગભરાયેલા રહે છે. તેમને એ સમજાવવાની જરૂર હતી કે યોગ્ય સાવચેતી રાખી હોય તો તેનો અતિ ડર રાખવા જેવું નથી. આપણા દેશમાં એથી ઊલટી પરિસ્થિતિ વરતે છે. આપણા લોકો સાવચેતી રાખવામાં વિશેષ માનતા નથી. માનતા હોય તોય, ક્યાં અને કેટલી સાવચેતી રાખવી જોઈએ એનું શાસ્ત્ર જાણતા નથી. અને, આશ્ચર્યની વાત એ કે જેઓ એ રોગના ભોગ થઈ પડે છે, તેઓ પોતે પણ બીજાઓને બચાવવાની સાવચેતી રાખવાને બદલે જ્યાં ત્યાં લોકોના સંસર્ગમાં આવીને પોતાનું દુર્દૈવ ભૂલી જવાને ઇંતેજાર દેખાય છે. કેટલાક ક્ષયરોગીઓમાંયે આ જાતનો દોષ દેખાઈ આવે છે. અને વિશેષ એ છે કે આતિથ્યના વિચારોને લીધે કોઈ આવી ગફલત સામે તકરાર પણ ઉઠાવી શકતું નથી. કુષ્ઠ-રોગના ચેપનું પ્રમાણ ભલે બહુ મંદ હોય, છતાં એ જ્યાં થયો છે

ત્યાં કાં તો ચેપથી થયો છે અથવા કુટુંબની અંદર હોવાને કારણે જ થયો છે. પછી એને વારસામાં ઊતરેલો ગણો કે સંસર્ગથી થયેલો ગણો. વળી, જણાય છે કે નાનાં બાળકોને તથા ઊગતા તારુણ્યમાં એનો ચેપ વધારે જલદી લાગી જાય છે. આથી, એ રોગ સામે શું સાવચેતી લેવી આવશ્યક છે તે લોકોને બરાબર સમજાવવાની અને તેનું પાલન આગ્રહપૂર્વક કરાવવાની જરૂર છે. જે દેશમાં સ્માર્ત અને વૈષ્ણવ લોકોનો મરજાદા ધર્મ સૈકાઓ સુધી આગ્રહપૂર્વક પળાયો, બોટચું-અબોટચું, એઠું–જૂઠું, સોવળું–ઓવળું અને આભડછેટના નિયમોનો જ્યાં અત્યંત અતિરેક પણ ચીવટપૂર્વક રખાયો, તે દેશમાં વૈદકની દૃષ્ટિએ આવશ્યક નિયમોનો જ્ઞાનપૂર્વક પ્રચાર સફળ થશે કે નહીં, એવી શંકા ન આવવી જોઈએ.

આજનો વૈદકમત કુષ્ઠરોગને આનુવંશિક માનતો નથી. પણ, બાળકને માટે કોઢી માબાપનો સહવાસ એવો જ જોખમકારક લેખે છે, જાણે તે આનુવંશિક જ હોય. આથી કોઢી સ્ત્રી કે પુરુષે પરણવું કે કેમ, અને પરણે તો પ્રજા ઉત્પન્ન કરવી કે કેમ એ સવાલ ઘણો મહત્ત્વનો છે. આ નવલ-કથામાં નેડ અને કારિટા એક બીજા પ્રત્યે પૂર્ણપણે ખેંચાયેલાં છે. પણ નેડને કોઢી પ્રજા નિર્માણ કરવી નથી, કે પોતાનાં બાળકોને જન્મતાં જ પોતાથી દૂર કરી સંતતિસુખના લહાવાથી વંચિત રહેવાનું કમનસીબ જોવું નથી. એ સંતતિનિયમનનો માર્ગ સૂચવે છે. કેથલિક સંપ્રદાયની કારિટા તે સ્વીકારવા તૈયાર નથી. આ બેવડા આગ્રહને લીધે જ તેઓ સંયમ જાળવી શક્યાં છે. સૂચન એ મળે છે કે કોઢી સ્ત્રી–પુરુષે અથવા પરણ્યા પછી બેમાંથી કોઈનેયે કોઢ દેખાય તો તેમણે વૈદકની દૃષ્ટિએ જે સાવચેતીઓ રાખવી ઘટે તે બધીનું ચીવટપૂર્વક પાલન કરી અલગ રહેવું એમાં જ એ બંનેની અને સમાજની સલામતી છે. એ રોગ થયા પછી પોતા માટે સહજીવનનું સુખ નથી એમ સમજીને ચાલવું એ જ સાચો માર્ગ છે. કોઢ થયા છતાં સમાજમાં છૂટથી ભળતાં રહેવું એ મોટો દોષ છે.

પણ અહીં એક બીજો સવાલ ઊભો થતો જણાય છે. આ વાતનો નાયક નેડ કુષ્ઠરોગમાં આગળ વધતો જ જાય છે, જ્યારે એના દીકરા

જેવો એનો ફ્લિપાઈનિ સેવક ઇલાજ કરતાં વેંત લગભગ સાજો થઈ જાય છે. પણ પચ્ચીસ વરસ સુધી આવી સ્થિતિ રહ્યા છતાં એનું લોહી જંતુ-મુક્ત થતું નથી. આનું કારણ શું હશે ? નેડ જેવા અસાધ્ય અથવા કષ્ટસાધ્ય કોઢના દરદીના સહવાસમાં જો એ ન રહ્યો હોત અને એકલો જ અલગ રહ્યો હોત, તો શું એને તદ્દન રોગમુક્ત થવાનો વધારે સંભવ હતો ? આ પ્રશ્નનો જવાબ શોધવો જોઈએ. જો એમ હોય તો આપણી સામાજિક જવાબદારી સાજા સમાજને જ કોઢીઓથી સુરક્ષિત રાખીને કેમ અટકી શકે ? કોઢીઓમાં પણ એકબીજાના ચેપની બીક રહેલી ગણાય. અને દરેક કોઢીનો સાજા થવાનો હક સ્વીકારીએ તો કોઢિસ્તાનોની સ્થાપનાનો પ્રશ્ન વિકટ થાય છે. અથવા, કોઢીસ્તાનમાંયે રોગીઓએ એક-બીજાંથી કેટલે દરજ્જે સાચવીને રહેવું જોઈએ એના પણ નિયમો કરવા જોઈશે.

કુષ્ઠરોગીઓ — કે બીજા પણ અસાધ્ય સ્થિતિએ પહોંચેલા રોગીઓ — વિષે બીજોયે એક મહત્ત્વનો સવાલ છે. લેખકે તેને છેડવાની હિંમત સરખી કરી નથી. પણ તેનો ઉકેલ આ કથામાંથી જ સૂચિત થાય છે.

તે સવાલ આ : કારિટાના ભાઈ સાંચો જેવાનું શું કરવું ? યોગ્ય ઇલાજ થવાથી જેઓ સાજા થઈ શકે છે, અથવા જેમનો રોગ અટકી જાય છે તેઓ તો ઊગરી ગયા કહેવાય. જેમનો રોગ, વધીને આખરે પોતાની મેળે અટકી જાય છે અથવા પોતાને જ બાળી નાંખે છે તે તો ઉપરના લોકો કરતાંયે વધારે ભાગ્યશાળી ગણાય. વળી, જેઓ કોઢથી પીડાતા પીડાતા બીજા જ કોઈ રોગના ભોગ થઈ પડી મૃત્યુવશ થાય તેમનો છુટકારો પણ દૈવની મહેર ગણો. પણ જેઓ કુષ્ઠરોગથી સર્વાંગે સડી જાય છે, જેમની બધી ઇંદ્રિયો એક પછી એક ગળી જાય છે, અને જેમનું જીવન નિરર્થક અને અસહ્ય થયા છતાં જેમનો કુદરત તરફથી વખતસર છુટકારો થતો નથી, તેમને શું આખર સુધી નરક-યાતના ભોગવવા દેવી જ જોઈએ ? સાંચો માટે જેટલું થઈ શકે તેટલું બધું કરવામાં આવ્યું હતું. શું એક માંસનો ગોળો જીવતો હોય એટલા જ ખાતર એને ટકાવ્યા કરવો અને તેની વિટંબણા લંબાવ્યે રાખવી,

એ જીવદયાનું કે સેવાનું અંગ છે ખરું? કહેવાય છે કે નરકમાં યમરાજના દૂતો જ્યારે યમલોકમાં પહોંચેલા પ્રાણીને અસહ્ય પીડાથી દંડે છે ત્યારે તેને માટે બેભાન થઈને મુક્ત થવાનો અથવા વિદેહી થઈને છૂટવાનો માર્ગ રહેતો નથી. આ દુનિયામાં કુદરતે પ્રાણીઓ માટે મૃત્યુ અને બેભાન અવસ્થાની જે રાહત રાખી છે તે યમલોકમાં અપાતી નથી. તેથી જ ત્યાંના કઠોર દંડોનો અમલ યથાયોગ્ય થઈ શકે છે. ત્યારે શું જીવસેવાને નામે આપણે દુઃસાધ્ય રોગથી પીડાતા દરદીઓનું વેદના-ભર્યું જીવતર લંબાવીને તેમનું હિત જ કરીએ છીએ? ભૂખ્યાને અન્ન આપવું, તરસ્યાને પાણી આપવું, ડરેલાને અભયદાન આપવું, રોગીને દવા આપવી, થાકેલાને વિશ્રામ આપવો, — આ બધાં જેમ દયાધર્મ કે સમાજધર્મનાં અંગો છે, અને સામાજિક મનુષ્યોનાં કર્તવ્યો છે, તેમ શરીર ગળી ગયેલાને વખતસર મરણ આપવું એ શું તે જ પ્રકારનું દયાધર્મનું અંગ નથી? આનો શુદ્ધ જવાબ માણસની ધર્મબુદ્ધિને સહેજે સૂઝે એમ છે. પણ જ્યાં સુધી સમાજની હૃદયશુદ્ધિ થઈ નથી, ત્યાં સુધી તેના મોઢામાંથી એ જવાબ સહેજે નીકળી ન શકે. સ્વાર્થને કારણે, દ્વેષને કારણે, બેદરકારીને કારણે, અથવા ન્યાયને નામે વેરનો બદલો લેવા ખાતર માણસ માણસની એટલી બધી હત્યા કરતો આવ્યો છે કે દયા-ધર્મથી પ્રેરાઈને કોઈ પણ માણસને મૃત્યુનું દાન આપવાનો પોતાનો ધર્મ પેદા થઈ શકે છે એ એને સૂઝતું પણ નથી. સુધારાના વિકારથી જેઓ હજુ અલિપ્ત છે એવા એસ્કિમો લોકોને એવો ધર્મ સૂઝે છે, અને કશા સામાજિક ઉત્પાત વિના તેઓ એ ઇલાજનો અમલ કરતા આવ્યા છે.* આપણે ત્યાં મુમૂર્ષુ લોકોને ગંગાને કિનારે લઈ જઈ એ

* વૃદ્ધોની સેવા માટે ઉત્તર ધ્રુવ તરફના એસ્કિમો લોકો પંકાયેલા છે. એ લોકો ઘણી ઘણી અગવડ વેઠીને પોતાના વૃદ્ધોને સાચવે છે. પણ જ્યારે જુએ છે કે એ ઘરડેરા હવે જીવનથી હાર્યા છે, જીવવું એને માટે નર્યો કષ્ટ-દાયક બોજો થયો છે, ત્યારે તેઓ ઘરના બધા લોકોની સલાહ લઈ એવા વૃદ્ધોને દૂર એકાંતમાં બરફમાં મૂકી આવે છે. ત્યાં બરફથી ઠંડાં થઈ જતાં એમને ઝાઝી વાર લાગતી નથી. વિશેષ એ છે કે વૃદ્ધો પોતે પણ આવી વ્યવસ્થા સામે કોઈ દિવસ તકરાર ઉઠાવતા નથી, પણ એને સગાંઓની સેવા સમજી વધાવી લે છે.

જ જાતની મદદ અપાતી હતી એમ કહેવાય છે. સંન્યાસીઓને એમને માથે શંખનો પ્રહાર કરી બ્રહ્મરંધ્રની વાટે મોક્ષે જવાની મદદ અપાતી એમ પણ સાંભળવામાં આવે છે.

પણ આવી સેવાની સગવડ કરવા જતાં દુષ્ટવૃત્તિના લોકોને કોઈનું ખૂન કરવાની સગવડ કરી આપવા જેવું થઈ જશે એવી દલીલ કરવામાં આવે છે. પણ તેમ તો અન્ન કે દવાને નામે ઝેર અને ઝેરી ઇંજેક્શન આપી શકાય છે, એ બાબતમાં પણ એ દલીલ ઉઠાવી શકાય. જો જજ જ્યૂરી અને દાક્તર વગેરેના સહકારથી ગુનેગારને મૃત્યુદંડ આપી શકાય છે, તો અતિશય નજીકનાં સગાંવહાલાં તથા સમાજ અને સરકારના પ્રતિનિધિ અને દાક્તરની સલાહથી કોઈ માણસને મૃત્યુદાન દેવામાં વિશેષ જોખમ છે એમ ન મનાય. . . . પણ મનુષ્ય સમાજે હજુ આટલે સુધી પ્રગતિ કરી નથી એ કબૂલ કરવું જોઈએ. આ કથામાં સાંચોની છેલ્લી સ્થિતિનું વર્ણન છે, પણ તેનો ઇલાજ સૂચવ્યો નથી. પણ, નેડનાં બે કૂતરાંઓ એની વફાદાર સેવા કરતાં ઘરડાં અને શ્રાન્ત થઈ ગયાં હતાં, એમને રખડતાં મૂકવાની કઠોરતા ન બતાવતાં, નેડે તેમને છેવટની ઊંઘ પોતાને હાથે આપી છે. આહાર કે શોખ માટે પશુઓનો શિકાર કરવાની આદત ધરાવનાર માણસને એમાં કમકમાટી ન છૂટે એમ પશુદયામાં માનનારા લોકોને લાગે એમ બને. ખરું જોતાં, નેડની મનોદશા એ કામ કરવામાં કમકમાટી વિનાની નહોતી. પણ જીવદયાવાળા કહેશે કે નેડે કૂતરાંઓને ટૉમસના હાથમાં સોંપ્યાં હોત અને તેમનું સ્વાભાવિક મોત આવે ત્યાં સુધી જીવવા દીધાં હોત તો વધારે સારું થાત. કદાચ નેડનાં કૂતરાંઓ પૂરતી આ દલીલ વજૂદવાળી ગણાય. પણ તે રીતે થોડા દિવસ વધારે જીવ્યા બાદ જો તેમની પિલાઈને મરવાની સ્થિતિ આવે તો તેમને અંતકાળની વેદનામાંથી બચાવવા ખાતર એ જ સોયનો ઇલાજ અમલમાં આણ્યો હોય તો દયાધર્મ એને વધાવી લે કે નહીં, એ સવાલ છે. અને પશુઓની બાબતમાં જો વધાવી લેવાય તો સાંચો જેવાની બાબતમાં એ વિચારવા જેવો ખરો કે નહીં? 'જબ તક સાંસ, તબ તક આસ'— એ દલીલ એટલી બધી વપરાઈ છે કે હવે એની પણ મર્યાદા ઓળખવાના દિવસો આવ્યા છે.

આ કથામાં કોઢીઓની સેવા કરનારા દાક્તરો, નર્સો તથા બીજા સેવકોની સેવાવૃત્તિની કદર યથાયોગ્ય થઈ છે. એ રુગ્ણ સેવામાં ખ્રિસ્તી મિશનરીઓ પંકાયેલા છે, અને એમની સેવાવીરતા રણવીરતા કરતાં જરાયે ઊતરતી નથી. આવી વીરતા બીજા ધર્મોના લોકોમાં કોઈકના વ્યક્તિગત ગુણરૂપે ભલે જોવાને મળે. પણ ખ્રિસ્તીઓએ મિશનરી સંસ્થા દ્વારા તે સેવાવૃત્તિ સંગઠિત કરી છે અને એ રીતે તે સેવાની શક્તિ અનેક ગણી વધારી અને ખીલવી છે, તે તેની વિશેષતા છે. મનુષ્યસ્વભાવમાં વૃત્તિની ઉત્કટતા અને તેમાંથી નીપજતી વીરતા કુદરતે જ રાખેલી છે. પણ તે ઉત્કટતા અને વીરતાને ધવલગિરિની ટોચ સુધી લઈ જવાનું કામ કેવળ ધર્મ જ કરી શક્યો છે. ખ્રિસ્તી ધર્મના ફ્રાન્સિસ્કન મઠના સાધુઓની રુગ્ણસેવા વિશ્વવિખ્યાત છે. આપણે ત્યાં સેવાની આવી સંસ્થાઓ સ્થપાઈ નથી, અને વ્યક્તિઓએ અસાધારણ વીરતા દાખવી હોય તો તેનો ઇતિહાસ આપણે લખી રાખ્યો નથી. પણ મિશનરી લોકો પાસેથી આજે લેવા લાયક વસ્તુ એ છે કે તે લોકોએ ધાર્મિક પ્રેરણાને ખીલવીને એને વિજ્ઞાનની મદદ આપી છે. તેથી સમાજની સેવા ઉત્તમમાં ઉત્તમ થાય છે અને રોગીઓને અધિકમાં અધિક આરામ પહોંચે છે. આપણે ત્યાં, જેમ ગોશાળાઓ છે પણ તેમાં ગોપાલનવિદ્યા આપણે ખીલવી નથી, બ્રહ્મભોજન છે પણ વિદ્યા-વૃદ્ધિનો ઉપાય તેમાં સાચવ્યો નથી, અન્નસત્રો અને અનાથાલયો છે પણ ત્યાં ઉદ્યોગમંદિરો ગોઠવ્યાં નથી, તેમ જ એક તો રુગ્ણાલયો સ્થાપવાની, અને હોય તો તેમાં વિજ્ઞાનની મદદ ઉમેરવાની આપણામાં પ્રવૃત્તિ નથી. અપવાદ રૂપે રામકૃષ્ણ સેવાસંઘ ગણાવી શકાય. તેનાં સેવાશ્રમોમાં ધર્મ, ત્યાગવૃત્તિ, દાનવૃત્તિ અને આધુનિક શાસ્ત્રીય પદ્ધતિ અને વ્યવસ્થાનો સુમેળ સધાયો છે. વર્ધાના મહારોગી સેવા મંડળે પણ એ જ દિશામાં કામ કરવા માંડ્યું છે.

મિશનરીઓની પ્રવૃત્તિમાં ધર્માંતર કરાવવાનો ઉદ્દેશ જોડાયેલો હોવાથી, તથા હિંદુ સમાજ અને ધર્મ સામે તેઓ જે અણગમાની વૃત્તિ સેવે છે, તેથી આપણને માઠું લાગે છે ખરું. પણ તેમની સેવા કરતાં આપણી સેવા વધી ન જાય ત્યાં સુધી સાચો ઉપાય આપણા

હાથમાં આવવાનો નથી. પુરુલિયામાં જે કુષ્ઠાલય ચાલે છે તેની તોલે આવે એવી સંસ્થા આપણા દેશમાં આપણે સ્થાપી નથી, એ હકીકતનો દલીલોથી રદિયો આપી ન શકાય. જે પ્રજા દુનિયાની મોંઘામાં મોંઘી રાજવ્યવસ્થા નભાવી શકે છે, અને જેનો દાનધર્મ નાનો સૂનો નથી તે જનતા માટે કોઢીગ્રામો સ્થાપવાં અને તેમને વૈજ્ઞાનિક ઢબે ચલાવવાં અશક્ય ન હોવું જોઈએ.

કુષ્ઠ, રક્તપિત્ત અથવા મહારોગ આપણા દેશમાં હજારો વર્ષનો જૂનો છે. છતાં આ રોગ કેમ થાય છે, કેમ ફેલાય છે, એને મટાડવા માટે શું શું કરી શકાય એ વિષે સવિસ્તર ચર્ચા કરતું કે માહિતી આપતું સાહિત્ય આપણે ત્યાં નથી. અમુક તીર્થકુંડમાં સ્નાન કરવાથી, કે કોઈ સત્પુરુષના આશીર્વાદથી અથવા ભગવાન સૂર્યનારાયણની નિષ્ઠાપૂર્વક ઉપાસના કરવાથી એ રોગ મટી ગયાની કેટલીક કથાઓ છે ખરી. પણ તેનું વૈદક કે વૈજ્ઞાનિક વિવેચન નથી. કોઈ અસાધારણ પાપની સજા તરીકે એ રોગ થાય છે એવી માન્યતા પણ બીજા દેશોની જેમ આપણે ત્યાં પણ ફેલાયેલી છે. બીજા દેશોની જેમ આપણે ત્યાં પણ રક્તપિત્તનો ભોગ થયેલા લોકો પ્રત્યે સૂગ દેખાઈ આવે છે. પણ કોઢીઓ તિરસ્કારને પાત્ર છે એવો ખ્યાલ જેટલો પશ્ચિમમાં છે તેટલો આપણે ત્યાં નથી. ઊલટું, આપણી જૂની ધાર્મિક વાર્તાઓમાં ભગવાને પોતે કોઈ ભક્તના સત્ત્વની પરીક્ષા કરવા માટે કોઢીનું રૂપ ધારણ કરી પ્રગટ થયાનું વાંચવામાં આવે છે. આથી, વહેમ કે અંધશ્રદ્ધાને કારણે ભલે હોય, કેટલાયે લોકો કોઢિયાને જોઈ, ભગવાન પોતે મારી સત્ત્વપરીક્ષા લેવા તો ન આવ્યા હોય, એવો વિચાર મનમાં આણે છે, અને પોતાની શ્રદ્ધા પ્રમાણે તેને મદદ કરવા ઇચ્છા સેવે છે. પણ કોઢી માટે ચોક્કસ શું કરવું જોઈએ તેનો ખ્યાલ નથી હોતો એ દરદીને અને નથી હોતો સમાજના સામાન્ય લોકોને. ગામડેગામડે વનસ્પતિઓની ગામઠી દવા કરનાર અનુભવી લોકો અદ્ભુત રીતે કોઢ મટાડ્યાનો કદીક દાવોયે કરે છે. પણ એની વિગતો આપણને મળતી નથી. દેશી વૈદકમાં એની ઝીણી ચર્ચા હોવાનો સંભવ છે, છતાં આજે આપણે એ દશામાં છીએ કે કોઢ થયેલા માણસને ગામ બહાર એકાંત ઝૂંપડીમાં રાખી મૂકવો

અને તેનો સહવાસ બનતાં સુધી ટાળવો, તે ઉપરાંત આપણે એને માટે નિશ્ચિત રીતે શું કરી શકીએ તે જાણતા નથી.

હાલ હાલમાં એ બીમારી પ્રત્યે આપણું વલણ બદલાતું ચાલ્યું છે. મિશનરીઓની પેઠે આપણા લોકસેવકોને પણ કોઢીઓની સેવા કરવાનો ધર્મ સૂઝવા લાગ્યો છે. વર્ધામાં શ્રી મનોહર દિવાણના સાત્ત્વિક પુરુષાર્થને લીધે મહારોગી સેવા મંડળની અને એક કુષ્ઠાશ્રમની સ્થાપના થઈ છે, અને ત્યાં કોઢીઓની રીતસર સેવાનો આરંભ થયો છે. આ સિવાય બીજાં પણ કુષ્ઠાશ્રમો દેશમાં છે ખરાં, જેમાં આપણા લોકોમાંથી કોઈક કોઈ વ્યક્તિઓ ખૂબ રસ લે છે. શ્રી મનોહર દિવાણનો નામ-નિર્દેશ કરવાનું પ્રયોજન એટલું જ છે કે એમણે એ સેવાને જ એક મિશનરીની જેમ પોતાનું જીવનકાર્ય બનાવ્યું છે, અને તે માટેની તાલીમ લઈ પોતાને તૈયાર કર્યા છે. આ રોગ અને તેના ઉપચાર વિષે તેમણે એક કીમતી પ્રાથમિક ચોપડી પણ લખી છે. આશા રાખીએ કે આ રોગ વિષે અને તેના ઇલાજ વિષે ઘણું ઉપયોગી અને વૈદિક દૃષ્ટિએ પ્રામાણિક સાહિત્ય વધુ ને વધુ પેદા થશે.

પણ એ રોગ વિષેના સાહિત્યની જેટલી જરૂર છે તેટલી જ જરૂર એ રોગથી પીડાતા લોકોનાં જીવન, મનોદશા, મૂંઝવણો અને સમાજ તરફથી તેમના પ્રત્યે રખાતા અને રાખવા યોગ્ય વલણ વગેરે ઉપર પ્રકાશ પાડતા સાહિત્યનું મહત્ત્વ આ રોગની દૃષ્ટિએ તેમ જ સામાજિક જવાબદારીની દૃષ્ટિએ ઘણું છે.

આપણે ત્યાં કુષ્ઠરોગ માટે કેટલાક આહાર પ્રતિકૂળ છે એવી માન્યતા છે. એ માન્યતાઓમાં કેટલું તથ્ય છે તે વિષે તેના વૈદો અને દરદીઓએ પ્રયોગ કરી નિશ્ચિત જ્ઞાન સમાજ આગળ મૂકવું જોઈએ. કોઢીને લાંબા ઉપવાસ કરવાથી ફાયદો થતો હોય એ સંભવનીય છે. દાકતરો 'રોગીની શક્તિ જાળવવી જોઈએ' એ સૂત્રને ઘણું મહત્ત્વ આપી રોગીને ખવાડ્યે રાખવા પર ભાર મૂકે છે. એથી ઊલટું લંઘન-શાસ્ત્રીઓ રોગને દૂર કરવા લાંબા ઉપવાસો પર જોર દે છે. સામાન્ય-પણે આપણા લોકો ઉપવાસોથી ડરતા નહીં, પણ આ પ્રયોગ શાસ્ત્રીય

ઢબે નિષ્ણાતોની દેખરેખ તળે અજમાવવામાં આવે તો સંભવ છે કે આશાદાયક પરિણામ આવે.

આ વાર્તા વાંચી કલ્પનાશક્તિ અને સમભાવ ધરાવનાર હિંદીને અનેક વસ્તુઓ સૂઝી શકે એમ છે. આ એક અમેરિકન કોઢીની અમેરિકન તથા ફિલિપાઈન વાતાવરણ વચ્ચેની કથા છે. અમેરિકામાં કોઢીનું જીવન આપણા દેશના ચાળીસ–પચાસ વરસ પરના ભંગીના જીવન જોડે સરખાવી શકાય એવું છે. આજે તેટલી હદ સુધી ન હોય, તોયે તેને 'ઉકરડાનો જીવ' કહેવામાં અતિશયોક્તિ નહીં થાય. બંને પાછળ પોતપોતાના ધર્મના સંસ્કારો કારણભૂત છે. બાઇબલે કોઢી પ્રત્યે એવી જ સૂગ પોષી છે, જેવી હિંદુધર્મે હરિજન — ખાસ કરી ભંગી — પ્રત્યે. કોઢમાં ચેપી રોગનું બહાનું છે. ભંગી વિષે કર્મનું ? કે વર્ણસંકરતાનું ? કે જન્મનું ? કોઢની સૂગ કાઢવા માટે લેખકે તે રોગનું નામ બદલવાની સૂચના કરી છે; જેમ આપણે અસ્પૃશ્યતાની સૂગ ઉતારવા તેને 'હરિજન' નામ આપ્યું છે તેમ. આવી યુક્તિઓ અંશતઃ સફળ થાય છે. પણ મુખ્ય બાબત તો જ્ઞાન, સમભાવનાની ખિલવણી છે.

વળી, આપણા દેશમાંથી એવા ઘણાયે કોઢીઓ મળી આવશે, જેમનાં જીવનના અનુભવો ભેળા કરવા અને નોંધવા જેવા ગણાય. હાલ વર્ધામાં વસતા * શ્રી. રામાનંદ યતિ ઉર્ફે પરચૂરે શાસ્ત્રી તો અમારા અંગત પરિચયના છે. એ વેદશાસ્ત્રસંપન્ન શાસ્ત્રીનું જીવન કોઢે ચૂંથી નાંખ્યું, તેથી તેમને થયેલી વિટંબણાઓની અને જીવનસંગ્રામની કથા નેડના જેવી જ જાણવા જેવી હશે. ઓરિસ્સાની પ્રજા માટે જીવનને અર્પણ કરનારા અમારા સદ્ગત મિત્ર શ્રી. જીવરામ કલ્યાણજીને પણ કોઢે અપંગ કર્યા હતા. પોતાને તેમ જ બીજાઓને ક્લેશ કરનારા આવા રોગ છતાં તેમણે પોતાનું સેવાકાર્ય કેવી નિષ્ઠાથી ચાલુ રાખ્યું તે કથા પણ નોંધવા જેવી છે. મહારાષ્ટ્રમાં પણ શ્રી. હરકારે નામે એવા જ એક મૂક સેવક થઈ ગયા આવા આવા કેટલાયે માનવરત્નો પડ્યાં હશે. તેમનાં જીવનના કોયડાઓ અભ્યાસ કરવા જેવો વિષય છે.

* આ પુસ્તક પ્રસિદ્ધ થતાં પહેલાં તેમનું અવસાન થયું છે.

નેડને પોતાને જ્યારે કોઢ નહોતો થયો, ત્યારે તેને કોઢીઓને બંદૂકની ગોળીઓથી બચવા માટે નાસતાં જોઈ આશ્ચર્ય થયું હતું. તેણે માન્યું કે રોગીને — નિદાન કોઢી જેવા રોગીને — જીવન રાખવા જેવું લાગતું જ ન જોઈએ. બહુ જ કષ્ટ દેનારા કોઈ પણ રોગથી પીડાતા માણસોને જોઈ, નીરોગી — કમમાં કમ તે રોગથી મુક્ત — માણસોને આવી જ લાગણી થતી હોય છે. પણ તેવો કોઈ રોગ પોતાને થઈ જાય તો? થોડો વખત મરવા જેવું લાગે છે ખરું. પણ, પછી પાછું રોગના ઝેર કરતાં જિંદગીનું અમી વધારે જોર કરતું જણાય છે, અને છેવટ સુધી તેમાંથી કાંઈક ઉપાયે છૂટવાની આશા, અને ન હોય તોયે કાંઈક કરતા રહેવાની તૃષ્ણા જીવનદોરીને પકડી રખાવે છે. 'આવા જીવન કરતાં મરવું સારું' એમ બીજાઓ સહેલાઈથી કહે છે; રોગી પોતે પણ ક્યારેક કહે છે. પણ મરવાની ક્ષણ આવે છે ત્યારે? એ ક્ષણ માટેયે તેને ઠેલવાની જ ઇચ્છા કરે છે. દેહ માટેની આ પકડ જ્ઞાનમય હોય કે અજ્ઞાનમય, એ જબરદસ્ત છે એ હકીકત યાદ રાખીને જ ચાલવું ઘટે છે.

તેમાંથી જ નેડ માટે ધ્રુવ તારો થઈ પડેલી કીમતી શિખામણ નીકળે છે: જો દેહધારી માટે બે જ માર્ગો ખુલ્લા છે કે પીઠ પર ગોળી ઝીલવી કે છાતી પર, તો છાતી પર જ, સામે મોંએ, લડતાં લડતાં કાં નહીં? દેશપરદેશ વચ્ચેના ઝગડાઓ જ યુદ્ધ નથી; રણમાં જ વીરતા દેખાડવાનું ક્ષેત્ર નથી: — અજ્ઞાન, દારિદ્ર, રોગ એ ત્રણ મનુષ્યજાતિના ભયંકર શત્રુઓ છે. તેમની સામે યુદ્ધ કરવામાં — પોતાના જ જીવન પર્યંત નહીં, પણ પેઢી દર પેઢી તે ચાલુ રાખવામાં — રણવીર કરતાં ઓછી વીરતાની જરૂર નથી. કમી ન હારના વેનો જીવમાત્રને સદૈવ ઉપયોગ છે. એ શત્રુઓ સામેના યુદ્ધમાં રોગી તેમ જ નીરોગી, સુખી તેમ જ દુઃખી, જ્ઞાની તેમ જ અજ્ઞાની બધાયે સરખી વીરતા બતાવી શકે છે, કારણ એમાં માણસમાત્રને પોતાના જીવનનું ધ્યેય મળે છે.